# મોતનો ભેદ,
# ગુજરેલાંની દુન્યા,
# રૂહોના સંદેશા.

( ચિત્રો સાથ )

---

લખનાર,

બેહમન સો. જહાં બનોંજી

---

( આવૃતી બીજી. )

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર,

વોરા બજાર, કોટ, મુંબઇ.

*Telegraphic Address:-*

**"JEBEKARANI" Bombay.**

# મોતનો ભેદ,
# ગુજરેલાંની દુન્યા,
# રૂહોના સંદેશા.

( ચિત્રો સાથે )

---

લખનાર,

બેહમન સો. જહાં. બનાજી.

---

( આવૃતી બીજી. )

---



---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર,

પારસી બજાર, કોટ, મુંબઇ.



મરહુમ શેઠ સોરાબજી જહાંગીર ફ. બનાજી.

જન્મ સને ૧૮૪૦. મરણુ તા. ૨૯ આગષ્ટ ૧૯૧૪.

# અર્પણ પત્ર.

---

**મારા મરહુમ પીતાજી શેઠ સોરાબજી જહાં. ફ. બનાજી**

ના ઉત્તમ સદગુણો, નિર્દોષ જીંદગી, અને મારે માટેની ઝેહમતની
પીછાન તરીકે, અને મારા મરહુમ વડવા શેઠ ફરામજી કાવસજી
બનાજીએ કોમહીતકારીક, પવિત્ર અને સખીવજુદ જીંદગી
અને કુટુંબને સુખી કરવા માટેની કાળજીથી જે સાત
ગામોનું પવાઇ એસ્ટેટ મુકી ગયા છે—જે સર્વે ઉત્તમ
સદગુણોનો વારસો મને મળ્યો છે તે માટે અને
જેઓનાં રૂહો મારા સંકટોમાં, અભ્યાસમાં અને
પરોપકારી કામોમાં જે ચાલુ ગેબી મદદ કરી
મને રક્ષણ આપે છે, તેની કદર બુજવા,
ઘણીજ આભારની લાગણી સાથે આ
પુસ્તક તેઓને અર્પણ કરૂં છું અને
ખરા અંતકરણથી દુવા ગુજારૂં
છું કે તેઓનાં તેમજ મારાં
સર્વે વહાલાં ખેશીઓનાં
અને બીજા મદદગારોનાં
રૂહોને પેલી જહાનમાં
હંમેશગીનું સુખ
મળે.

# એજ લખનારનાં બીજાં પુસ્તકો.

(૧) સ્ત્રીનો મદદગાર ફિરેસ્તો,
સ્ત્રીને માટે જોઇતું મુખ્ય જ્ઞાન ... રૂ. ૩—૦—૦.
૫૦૦ પાનાનું પુસ્તક.

(૨) એક મહાન શોધ, મરજી પ્રમાણેના બાળક,
જોઇએ તો છોકરો કે છોકરી, તંદરોસ્ત, ખુબસુરત,
બુદ્ધિમાન બાળક પેદા કરવાની વિદ્યા... રૂ. ૨—૦—૦.

(૩) બંદગીનું બળ,
બંદગીના મળેલા જાણવાલાયક જવાબો રૂ. ૧—૦—૦.

(૪) ગુપ્ત મનશકિતની મહાન શોધો,
જે વડે માણસ દુ:ખ દરદ, મોત અને
નસીબપર કાબુ મેળવી શકે ... રૂ. ૦—૧૨—૦.

(૫) દીકરાને બાપની ખાનગી સલાહ... રૂ. ૧—૦—૦

(૬) દીકરીને માતાની ખાનગી સલાહ... રૂ. ૧—૪—૦

(૭) **The Greatest Discovery of Psychology** enabling man to control death, Disease and Destiny (ખલાસ થઇ છે.)

(૮) પારસી કોમની હાલની હાલત,
તેની બેહતરી માટે અગત્યની યોજના (ખલાસ થઇ છે.)

(૯) **Changing Status of Women of The Orient** ... ... (ખલાસ થઇ છે.)

(૧૦) **The Life & Faith of Ancient Persia.**
(Lectures on Iranian Subjects, delivered during the Author's Tour round the world) ... Rs. 2–0–0

# પુસ્તકમાં આપેલાં ચિત્રો.

# સાંકળ્યું.



## ભાગ (૨) જો.

## ભાગ (૩) જો.



## ભાગ (૪) થો.

---

# પ્રસ્તાવના.



મોત! આ શબ્દ કેવો ભય ઉત્પન્ન કરનારો છે? કેવી દલગીરી ફેલાવનારો છે? કેવી નિરાશી ઉત્પન્ન કરનારો છે! કેવો સુખી સંસારનો ભંગ કરનારો છે? મોત કોઇને છોડતું નથી, રાજા અને ફકીરને સર્વે ઉપર એકસરખી રીતે હુમલો કરે છે.

એક સુંદર મેહેલ છે, તેમાં એક ઘણુંજ ખુબસુરત અને પ્રેમાળ જોડું વસે છે, અમન ચમનમાં દિવસ કહાડે છે, એકમેકના પ્રેમથી ઉત્તમ આનંદ મેળવે છે. પણ અફસોસ! આ તકલીદી દુન્યવી બેહેસ્તનો ભંગ થયો છે. મેહેલની અંદર ગમગીની ફેલાઇ છે. એક જુવાન માણસ વિલાપ કરે છે, તેને મેહેલ ગમતો નથી, તેને દુન્યવી ખજાનો ગમતો નથી, સર્વેને તરછોડી નાખે છે, સર્વે તરફ તે અભાવ દેખાડે છે. તેને દુન્યા અકારી લાગે છે, તેને જીવવું આફ્ત સમાન લાગે છે. ઓ! એકાએક શું થયું છે? તેની જીંદગીનો આનંદ! તેની જીંદગીની આશા! તેનો નિર્મળ પ્રેમ! તેનો રાહબર ફિરેસ્તો! ગુમ થઇ ગયો છે! તેની પ્રિય મહોરદાર મરણ પામી છે. તેણીનું મુડદું પડ્યું છે. તેણીનો ભરથાર રૂદન કરે છે, કારણ તેણી હવે વધુવાર પરવાળાં જેવાં હોથ વડે પ્રેમના મિઠા શબ્દો તે બોલી શકતી નથી, તે પ્રિયાના મધુર કંથમાંથી આનંદમાં લીન્ન કરી નાખનારાં મધુર ગાયણો નિકળતાં નથી. અરે! તેણીની આંખ કે જેમાંથી સાચા પ્રેમની રોશની વિજળી માફક ચળકતી હતી, તે સદાની બંધ થઇ છે. તેણીના સુંદર ગાળો પ્રેમની ખુશાલીથી ગુલાબ જેવા રતાસદાર થતા હતા, તે તદન ફિક્કા પડી ગયા છે, તેણીના પ્રેમાળ હાથો જે તેણીના ભરથારને કામકાજમાં સગવડ કરી આપવા, સુંદર ભોજન પિરસવા, પ્રેમથી ચાહનું પ્યાલું આપવા, તેના શરીરને પોતાના શરીરમાં પ્રેમથી આમેજ કરવા હંમેશાં ઉલટથી તૈયાર હતા, તે હાથો

હવે સુસ્ત જીવ વગરના પડેલા છે, તેણીનું ખુબસુરત શરીર ચપળતામાં, ચાલહાલમાં અને પ્રેમ દેખાડવામાં એક ફિરેસ્તાનું સ્વરૂપ દેખાડતું હતું, તે જીવ વગરનું મુડદાં સમાન પડયું છે. આ જીવ વગરની હાલતને લીધે પેલો ભરથાર વિલાપ કરે છે, દીવાનો બની ગયો છે, તે રડન કરે છે કે "ઓ પ્રિય મહોરદાર! આ તારી શી હાલત થઇ છે? તારામાં એ શું ચીજ હતી, જે મને તારી તરફ આકર્ષણ કરતી હતી? તારી ખુબસુરતીને ચપળ બનાવી, મને તું તારો મીઠો પ્રેમ દેખાડતી હતી! એ શકિત શું હતી? એ શક્તિ જેને સર્વે આત્મા કહે છે તે શક્તિ હતી, જે હવે મને સમજ પડે છે. એ શક્તિ તારામાંથી કયાં જતી રહી અને તું મારી આગળથી કયાં ગુમ થઇ ગઇ છે, તું તે મને જણાવ? તારા વગર દુન્યા અકારી થઇ છે, તારા વગર જીવવા ગમતું નથી, તારા વગર દુન્યાની દોલત અને જીંદગીની આશા ગુમ થઇ ગઇ છે, એકાએક એ તારૂં શું થઇ ગયું? શું તારો સદાનો નાશ થયો છે? શું તને હું કદી પણ મળી શકીશ નહીં? શું તું મારી આગળથી સદાની ગુમ થઇ ગઇ છે? અરે કોણ મુજને આ બાબદનો ખુલાસો આપશે, કોણ મારો વિલાપ દુર કરશે, કોણ મારા દુખી જીગરને રાહત આપશે, કોણ મારા દિવાના બનેલા મનને શાંતી આપશે?" બાપ દિકરી માટે, ભાઇ બેહેન માટે, છોકરાં માબાપ માટે, માબાપ છોકરાં માટે આવો વિલાપ કરે છે. **એવા હજારો દુ:ખી જીવડાઓને ખુલાસો આપવા આ પુસ્તક લખ્યું છે.** આ પુસ્તક તેઓને જણાવે છે કે વિલાપ કરવું વાજબી નથી. તમો વિલાપ કરો છો એટલાજ માટે કે તમો અજ્ઞાન છો. આ પુસ્તક વાંચ્યાથી તમને ખુલાસો મળશે કે તમારાં વ્હાલાંને મરતી વખતે કાંઇ પણ દુઃખ થતું નથી. જે પ્રમાણે આપણે જુનું અને ખરાબ થયલું પહેરણ જે આપણને બેચેન બનાવે છે, તે કહાડી નાંખ્યે છીયે, ત્યારે આપણને કેવી ખુશાલી ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે તે વ્હાલું પોતાનું ખરાબ થયલું અને બેચેન બનાવનારૂં ખાકી શરીર કે જેમાં તે એક પાંજરાંમાં સપડાયલા પક્ષી માફક તરફડિયાં મારતું હતું, તેમાંથી આખરે છુટકારો મેળવવાને શકિતવાન થયું છે. તે વ્હાલું

આ રીતે છુટકારો મેળવતાં ખુશાલ થાય છે, તે વ્હાલું પોતાનું શરીર છોડતાં કાંઇ બીજી જગા ઉપર જતું નથી, પણ તમારાંજ ઘરમાં તમારી નજદીક અણદીઠ રીતે સૂક્ષ્મ શરીરમાં રહે છે અને તમારી નેગેહબાની કરે છે. તમારી સાથે વાતચીત કરવાને દેખાવ દેવાને આતુર હોય છે. તમે તમારૂં મન સ્થિર રાખતા નથી, અને તમારી મિનોઇ શકિત ખિળવતા નથી તેથી તમારી જાગૃત હાલતમાં તમને તે મળી શકતું નથી, પણ તમને સ્વપનામાં વારંવાર મળે છે, કારણ તે હાલતમાં તમારૂં ખાકી શરીર અને મન શાંત થાય છે અને દુન્યવી ભાન બંધ પડેલાં હોય છે અને તમે મિનોઇ ભાનમાં જાવો છો, જ્યાં તમારાં ગુજરેલાં સાથે મેલાપ કરી શકો છો.

હાલની સદીના માન પામેલા જાણીતા મોટા વિદ્વાનો સર ઑલીવર લૉડજ, વિલ્યમ વૉલેસ, એફ. માયર્સ, જૉન લોબ સર્વેએ ગુજરેલાંના રૂહને તેડયાં હતાં, તેઓ સાથે વાતચીત કરી હતી, તેઓ તરફથી ખુલાસા મેળવ્યા હતા અને તેઓના રૂહના ફોટોગ્રાફ પણ લીધા હતા—જે સર્વે આ પુસ્તકમાં રજુ કરવામાં આવ્યાં છે. આ પુસ્તકમાં રજુ કીધેલાં ચિત્રો અને હેવાલો એવા તો જાણીતા વિદ્વાનોના પુસ્તકોનો બારીક અભ્યાસ કરી રજુ કરવામાં આવ્યા છે કે તેની સત્યતાની ખાત્રી આપી શકાય છે.

જેઓ પોતાના વ્હાલાંઓને ખોઈ બેઠાં છે, અને વિલાપ કરતાં હોય છે, તેઓનાં દુ:ખમાં રાહત આપવા આ પુસ્તક લખવામાં આવ્યું છે, અને એ વડે આવા દુ:ખી જીગરોને એવો ખાત્રીપુર્વક પેગામ પોંચાડવામાં આવે છે કે તેઓનાં વ્હાલાં તેઓની પાસેજ છે, તેઓનાં ઘરમાંજ છે, અને મિનોઇ જહાનમાં વધુ સારી જીંદગી ગુજારે છે, અને તેઓને આ દુન્યામાં તેમજ પેલી દુન્યામાં મલી ભેટી શકાય છે. **દુ:ખીઓને રાહત આપનારો એક પેગામ** આ પુસ્તક મારફતે રજુ કરવામાં આવે છે.

વળી આ પુસ્તક લખવાની વધુ મતલબ એ છે કે હાલની ખામી ભરેલી કેળવણીને લીધે હાલના કેટલાક જુવાન્યા જડવાડી અને અધર્મી

થતા જાય છે. તેઓમાં સંગીન જ્ઞાન ન હોવાથી આત્મા કે મિનોઇ જહાન, કે નીતિના કાનુનો માનતા નથી અને જડવાડી મોજમજાહ અને લાલચોને આધીન થઇ અનીતિમાન જીંદગી ગુજારે છે, તેઓને હાલની શાસ્ત્ર વિદ્યાની શોધખોલોને આધારે આત્મા, મિનોઇ જહાન, અને ઉંચી નીતિમાન જીંદગી વિષેનું જ્ઞાન આ પુસ્તક મારફત્તે આપવાની નેમ રાખી છે. અસલના વખતમાં લોકો આંધળાં યકીનથી ધર્મના દરેક સિદ્ધાંતો માનતા હતા અને નીતિમાન અને ધાર્મીક જીંદગી ગુજારતા હતા. પણ હાલની ખામી ભરેલી કેળવણી તેઓમાં સદગુણ ખિલવવાને બદલે ફકત બુદ્ધિબળ (reasoning faculty) ખિલવે છે. હવે બુદ્ધિબળ આ રીતે ખિલવવાથી તેઓ ધર્મના દરેક સિદ્ધાંતોના પુરાવા માગે છે, તેઓના ખુલાસાઓ માંગે છે, અને જ્યારે ધર્મગુરૂઓ તેઓની ખાત્રી કરી આપતા નથી, અને બરાબર તકરાર કરી શકતા નથી, તેથી હાલના જુવાન્યાઓ ધર્મના કેટલાંક સિદ્ધાંતો બુદ્ધિબળથી ઉલટાં છે, એમ જણાવે છે, અને એ સર્વે માનવા ના પાડે છે, અને ધાર્મીક અને નીતિમાન જીંદગી ગુજારવાને પસંદ કરતા નથી, લોભ લાલચોને આધીન થાય છે, મોજમજાહમાં લીન થાય છે, અને પોતાની કિમતી જીંદગીનો જલદીથી અંત લાવે છે. માટે આવા જુવાન્યાઓની ખાત્રી કરી આપવા મોટા વિદ્વાનોના દાખલા, દલીલો અને અખતરાઓ આ પુસ્તકમાં રજુ કરવામાં આવે છે અને તેઓની ખાત્રી કરી આપવાની કોશેશ કરવામાં આવી છે કે આત્મા અમર છે, મિનોઇ જહાન હસ્તી ધરાવે છે, મરણ પછી પણ જીંદગી ગુજારી શકાય છે અને પેલી જહાનમાં આત્માને કરણીનું ફળ ભોગવવું પડે છે. દુર્ગુણી જીંદગીથી, અને આ થોડા વખતની દુન્યવી જીંદગીની લોભ લાલચોને આધીન થવાથી મિનોઇ જહાનનું સુખ જે હમેશગીનું છે, અને સર્વેથી શ્રેષ્ટ છે, તે ભોગવી શકાતું નથી, પણ જેઓ નિર્દોશ અને પવિત્ર જીંદગી ગુજારે છે, તેઓજ આ ઉત્તમ સુખ ભોગવી શકે છે. માટે આ પુસ્તક હાલના જુવાન્યાઓને આપવાથી ઘણોજ ફાયદો થશે.

જેઓ પોતાના વ્હાલાંને ગુમાવ્યાથી દુઃખી થતા હોય તેઓને આ પુસ્તક મારફતે રાહત મળે, અને જે જુવાન્યાઓ ખાત્રીપુર્વક ખુલાસા વગર મિનોઇ જીંદગી ગુજારવાથી મળતું સુખ ભોગવી શકતા ન હોય, તેઓને જો આ પુસ્તક સદગુણી અને પવિત્ર જીંદગી ગુજારવા ઉલટમંદ બનાવવાને શકિતવાન થાય, તો ઘણાક વર્ષો સુધી વિદ્વાનોનાં ઘણાંક પુસ્તકોનો બારીક અભ્યાસ કરી આ નાનકડાં પુસ્તકમાં એ સર્વેનો કિમતી અરક આપવાને મને જે જેહમત પડી છે, તેનો પુરતો બદલો મળેલો હું સમજીશ.

બેહમન સો. બનાજી.

તા૦ ૨૧ મી માર્ચ ૧૯૧૭.<br>
ચરનીરોડ, મુંબઇ.

---

# ગુજરેલાંઓ વિષે યુરોપ અમેરીકાનાં મંડળોની શોધખોળો.



## (અસલી ઇરાન અને હિન્દની આત્મવિદ્યાની શોધખોળ ઉપર દુન્યાની ફરતી મારી મુસાફરી (૧૯૨૩-૨૪) દરમ્યાન આ મંડળોની લીધેલી મુલાકાત.)

(લખનાર:—**બેહમન સોરાબજી બનાજી.**)

આપણાં વ્હાલાં ગુજરેલાંઓની યાદના દિવસોમાં આપણને તરેહવાર વિચારો આવે છે. આપણાં વ્હાલાંઓનું મરણ પછી શું થતું હશે? તેઓ આપણી સાથે કાંઇ સંબંધ ધરાવતાં હશે કે? આપણાં ગુજરેલાં માટેની ક્રિયાકામથી તેઓ ઉપર કાંઇ અસર થતી હશે કે?

આપણો ધર્મ ગુજરેલાં માટે ક્રિયાકામ કરવા ફરમાવે છે, અને બેહેસ્ત અને દોજખનો ખ્યાલ આપે છે, જે ઉપર સંતોશ પકડી આપણે બેસી રહીએ છીયે. કેટલાંક લોકોમાં આંધળું યકીન રહે છે. જેઓએ ઉંચી કેળવણી લીધી હોય છે તેઓ ધર્મ તરફનાં આ આંધળાં યકીન સામે વિરૂદ્ધતા દેખાડે છે. તેઓ સવાલો કરે છે આપણાંમાંથી કોઇએ ગુજરેલાં સાથ કોઇ રીતના સંદેશા ચલાવી શકયા છીયે? તેઓનું શું થાય છે તેનું કાંઇ પણ આપણને માલમ પડે છે? આપણાં વ્હાલાં ગુજર પામ્યા પછી આપણને કોઇ રીતની ખબર મળતી નથી તો પછી ધર્મની આંધળી માન્યતા રાખવામાં ફાયદો શું?

હિન્દનાં લોકો ધર્મી હોવાથી, ધર્મના સિદ્ધાંતો ઉપર આંધળું યકીન રાખી બેસી રહે છે, પણ એ ધર્મના સિદ્ધાંતો વિષે અનુભવ મેળવવાની દરકાર કરતા નથી.

યુરોપ, અમેરીકાનાં લોકો ધર્મના સિદ્ધાંતો આંધળાં યકીનથી માનતા નથી, પણ તેના વિદ્યાને આધારે પુરાવા માંગે છે, વિદ્યાને આધારે શોધખોળો કરે છે, અને લોકોની ખાત્રી કરી આપે છે. આપણાં વ્હાલા ગુજરેલાંઓનું મરણ પછી શું થાય છે તે વિષે યુરોપ અને અમેરીકાના લોકોએ શું શું શોધખોળો કીધી છે અને એ વિષે મારી મુલાકાત વખતે ત્યાં મેં શું જોયું તેનો ટુંક હેવાલ રજુ કરૂં છું, જે તે ગુજરેલાંની યાદના સંબંધમાં આપણને ફાયદાકારક નિવડશે.

## ગુજરેલાંના રૂહના ફોટોગ્રાફો.

ગુજરેલાંના રૂહના ફોટોગ્રાફો લેવામાં આવે છે એ વિષે મે ઘણા પુસ્તકોમાં વાંચ્યું હતું, તેમજ તેમાં એ ફોટોગ્રાફો જોયા હતા. મારી દુન્યામાં ફરતી મુસાફરીને વખતે જ્યારે હું લંડનમાં હતો ત્યારે એ બાબદની તપાસ કરવાને વિચાર થયો કે એ ફોટોગ્રાફ કેમ પડે છે તે જોવા. સારા નસીબે લંડનમાં એક પારસી મિત્ર મળી આવ્યા જેમની મારફતે એ ફોટોગ્રાફ પાડનારની મુલાકાત લીધી. તા૦ ૨૦ મી સપટેમ્બર ૧૯૨૩ ને દિવસે મીસીસ ડીન Mrs. Dean ના ફોટોગ્રાફીક સ્ટુડિયોમાં મારા મિત્ર સાથે ગયો. આ મીસીસ ડીનની લંડનના ઘણાક વિદ્યાના શાસ્ત્રીઓએ તપાસ ચલાવી હતી અને તેમાં એ બાઇ ફ્તેહમંદ નિવડી હતી.

મારા મિત્ર મી૦ જહાંગીર હોરમસજી સીંકદ્રાવાલા જેઓ લંડનમાં બૅરીસ્ટરનો અભ્યાસ કરતા હતા તેઓ પોતાના કૅમેરાની ૬) પ્લેટ ખરીદી લાવ્યા હતા, જેથી આપણી પોતાની પ્લેટોથી ખાત્રી થાય.

આ મીસીસ ડીનનો સ્ટુડિયો તેણીનાં રહેવાનાં મધ્યમ સ્થિતિના ઘરમાં હતો. બપોરના ત્રણ વાગાનો સુમાર હતો. ઓરડાની એક બાજુ

કાળો પડદો રાખ્યો હતો જેની નજદીક અમને ફોટોગ્રાફ પાડવા બેસાડવામાં આવતા હતા. રોશની માટે તે ઓરડાની બારીઓ ખુલ્લી રાખવામાં આવી હતી. મીસીસ ડીન આશરે ૬૦) વરસનાં બુઝર્ગ બાઇ હતાં. હું, મી૦ જહાંગીર અને અમારાં મિત્ર મીસીસ ડેવીસ જે ગુજરેલાં સાથ સંદેશા ચલાવી શકે છે જે બાઇ વિષે આગળ ચાલતાં જણાવીશ તેઓ પણ આ સ્ટુડિયોમાં હાજર હતાં.

**આ ફોટોગ્રાફ પાડવાની રીતઃ**—પેહેલાં ગુજરેલાંના રૂહને બોલાવવાની ક્રિયા થાય છે. જે માટે નાનું ઑર્ગન વગાડવામાં આવે છે અને ભજન ગાવામાં આવે છે, જેથી ગુજરેલાંના રૂહ ખેંચાય છે. આ સ્ટુડિયોમાં અમો પાંચ જણાઓ હાજર હતા જેઓને ગોળ કુંડાળામાં બેસાડવામાં આવ્યા, ત્યાર પછી સર્વે જણે પોતાના હાથો વચમાં લાવી અકેકની ઉપર તેમજ હેઠળ કેમેરાની પ્લેટો એક બાઇએ ધરી હતી તેની ઉપર અને નીચે મુકયા જેથી સર્વના હાથ પેલી પ્લેટ ઉપર તેમજ અકેક સાથે જોડાયા હતા. ત્યાર પછી પેલી બાઇઓએ ભજણ ગાવા માંડયું, જે પછી ઓરડાની વચમાં એક નાનો કેમેરા ગોઠવવામાં આવ્યો જે અમોએ તપાસી જોયો. તેમાં આ પ્લેટો ગોઠવવામાં આવી હતી. મીસીસ ડીને કેમેરાનો ફોકસ ગોઠવ્યા પછી થોડો વખત બંદગી કરતી માલમ પડતી હતી. અમો ૭ પ્લેટો લાવ્યા હતા તે અકેક પછી અકેક મુકવામાં આવી હતી. પહેલા મારા એકલાનો ફોટો લીધો, ત્યાર પછી મને તેણીએ મીસીસ ડેવીસ સાથે બેસાડી ફોટો લીધો, ત્યાર પછી મારા મિત્ર મી૦ જહાંગીર સાથે બેસાડી ફોટો લીધો, પછી અમો ત્રણે જણને સાથે બેસાડી ફોટો લીધો. આ રીતે ૭ ફોટો લીધા હતા. આ ફોટોગ્રાફ લીધા પછી અંધારા ઓરડામાં તેને લઇ જઇ દવામાં નાખવામાં આવે છે જેથી પ્લેટ ઉપર ફોટો પ્રગટ થાય છે. પ્લેટ ઉપર કોઇ રીતની ઠગાઇ કરવામાં આવે નહીં કરી મારા મિત્ર જહાંગીર આ અંધારા ઓરડામાં પણ તપાસને માટે ગયા હતા. થોડા વખતમાં આ પ્લેટ "દીવેલપ" કરી બહાર લાવવામાં આવી

હતી. આ છ પ્લેટોમાંથી ફકટ ૩) ત્રણ પ્લેટો ઉપર રૂહનો ચહેરો માલમ પડતો હતો. અમારી સખીની ઉપરના ભાગ ઉપર સફેદ વાદળામાં કોઇક રૂહનાં ચિત્રો માલમ પડે છે. સર્વેને દેખાડવા માટે હું આ રૂહ સાથના મારા ફોટોગ્રાફો લાવ્યો છું. અમને એમાં કાંઇ ઠગાઇ માલમ પડી નહીં આવા એક ફોટોગ્રાફની એક ગીનીની ફી રાખવામાં આવી છે.

બ્રેસપતવાર તા૦ ૨૭ મી સ્પટેમ્બર ૧૯૨૩ ને દિને મારા મિત્ર ખાનબહાદુર બમનજી પદમજી જેઓ એ વખતે લંડનમાં હતા તેઓએ આવા ફોટોગ્રાફ પડાવવાની ખાહેશ દેખાડી જે ઉપરથી એ ભાઇને Mrs. Dean ( મીસીસ ડીન ) ના સ્ટુડીયોમાં લઇ ગયો. એવનના ફોટોગ્રાફ ઉપર રૂહનો મોટો ખુલ્લો ચેહેરો માલમ પડતો હતો. મુંબઇમાં એ ભાઇ મળ્યા ત્યારે પુછતાં માલમ પડયું કે એ રૂહનો ફોટોગ્રાફ તો એમને મિનોઇ જ્ઞાનનું શિક્ષણ આપનાર એમના ગુરૂનો ફોટો હતો. આ ગુરૂ લંડનમાં કોઇ દિવસ ગયો ન હતો તે છતાં એ ફોટો પડવાથી આ ફોટોગ્રાફમાં કોઇ રીતનો દગો ન હતો એમ સાબેત થાય છે.

**ટેબલ ઉપર રૂહના પ્રયોગો:**—મીસીસ ડીને સોમવાર તા૦ ૧ લી અકટોબરે ૧૯૨૩ રાત્રે ૮) વાગે પોતાના "સીએન્સ રૂમ" માં ટેબલ રૂહથી કેમ ઉંચકાય છે તે દેખાડવા અમને બોલાવ્યા. અમો એ વખતે ગયા. ત્યાં રૂમમાં ઘણાં બાનુઓ હતાં જેઓએ અમને આવકાર દીધો હતો. ત્યાં એક મી૦ વાહીટ નામના જઇફ ગ્રહસ્થ હતા જેઓ આ પ્રયોગમાં ઘણી ઉલટ લેતા હતા. અમો સર્વેને ટેબલની આસપાસ એક ગ્રહસ્થ અને એક બાનુ કરી ગોળ ફરતાં બેસાડવામાં આવ્યાં અને સર્વએ પોતાના બન્ને હાથ ટેબલ ઉપર મુકયા, એકેકનાં છેલ્લાં આંગળાં પાસેનાને અડાડવી મુકયાં, સર્વેને આ રીતે ગોઠવ્યા પછી બત્તી બુઝાવી નાખવામાં આવી. મી૦ વાહીટે એક કેમેરા ફ્લૅશ લાઇટ સાથે ગોઠવ્યો હતો કે જેવી ટેબલ રૂહનાં બળથી ઉંચકાય કે તેઓ પોતાના પગથી બટન ડાબે અને ફ્લૅશ લાઇટથી તુરત ફોટોગ્રાફ પડે. અમો અંધારામાં કલાક અરધો કલાક આવી

રીતે બેસી રહેતાં, એ અરસામાં રૂહને બોલાવવા અને રીઝવવા ગાયનો ગાવામાં આવતાં, અને ચંગો વજાડવામાં આવતા. થોડીક પળમાં ટેબલ ખુબ જોશમાં હાલવા લાગી, લગભગ અરધા કલાક પછી ટેબલ અમારા હાથ સાથે એકદમ ઉંચકાઇ કે મી૦ વાહીટે બટન પગથી દાબ્યું કે તુરત આ ટેબલનો આ રીતે ફોટોગ્રાફ પડી ગયો. પ્લેટને તુરત "દીવેલપ" કરવામાં આવી અને અમો સર્વે અને ઉંચકાયલી ટેબલ ફોટોગ્રાફમાં પડી હતી જે અમે જોઇ. આવો બનાવ એક કલાકના અરસામાં બે વખત થયો હતો અને તેનો ફોટોગ્રાફ પડેલો પણ જોયો હતો.

## ગુજરેલાંનાં રૂહ તરફથી સંદેશા મેળવી આપનાર બાનુઓ અને ગ્રહસ્થો.

લંડન તેમજ અમેરિકામાં રૂહની મદદથી ભવિષ્ય કહેનાર, તેમજ આપણા ગુજરેલાં તરફના સંદેશા મેળવી આપનાર બાનુઓ અને ગ્રહસ્થોની મુલાકાત મેં લીધી હતી જેનો ટુંક હેવાલ રજુ કરૂં છું.

લંડનમાં તા૦ ૧૫ મી સ્પટેમ્બરે મારા મિત્ર મી૦ જહાંગીરને ત્યાં મને બોલાવામાં આવ્યો જ્યાં મને તેનાં મિત્ર મીસીસ ડેવીસ (Mrs. Davis) સાથે ઓળખ કરાવવામાં આવી. આ બાઇ લંડનનાં મંડળોમાં એક "મીડીયમ" એટલે આ બાઇ મારફતે રૂહો પોતાના સંદેશા બીજાઓને આપતા હતા એમ જાણીતું હતું. મારા મિત્રની અરજથી તેણીએ મને પોતાના "મીડીયમશીપ," ના પ્રયોગો કરી બતલાવ્યા જે ટુકમાં અત્રે રજુ કરૂં છું.

જેવો તેણીએ પ્રયોગ કરવા માંડયો કે તેણીના ચેહેરા ઉપર ફેરફાર થઇ ગયો, તેણીનાં શરીરનો કબજો કોઇ રૂહે લીધેલો માલમ પડયો. તેણી કાંઇ જુદીજ ભાષા મુખ્ય કરી ઇજીપશ્યન ભાષા બોલવા લાગી, ત્યાર પછી મારા મિત્ર જહાંગીરને કહેવા લાગી કે તેનો પિતા આ ગ્રહસ્થ (મારી તરફ આંગળી કરી) સાથની તારી દોસ્તીથી ઘણા ખુશી થયા છે. ત્યાર

પછી તેણી મારે માટે બોલી કે મારી પાછળ બે ઇજીપ્શ્યન ગુરૂઓ મારાં મિનોઇ કામમાં રાહબરી કરે છે. અને તેઓ અમેરિકામાં તને મદદ કરશે. આ ઇજીપ્શ્યનના માથાં ઉપર મારા ફોટો જેવી પાઘડી છે જે ઉપર સૂર્ય અને તારાઓની આકૃતીઓ છે. તેણી લંડનમાં મારી સાથે હતી તે છતાં અમેરિકામાં હું થોડા વખતમાં જનાર હતો તે ભવિષ્યની વાત બોલવા લાગી. તેણી કહેવા લાગી "હું તને હવે અમેરિકામાં જોવું છું. જ્યાં તું ઘણો દલગીરીમાં ફરતો જણાય છે," ત્યાર પછી તેણી મને ચીન અને જાપાન મુસાફરી કરતો જણાવે છે. હયાં મારે જણાવવું જોઇયે કે હું લંડનમાં હતો તે વખતે મને જરા પણ ખબર ન હતી કે હું ચીન, જાપાન જઇ શકીશ, પણ તેણીની આગાહી ખરી પડી. હું ચીન, જાપાન, કોલંબો વિગેરે દુન્યાનો ચકરાવો ફરી આવ્યો. વળી તેણીએ અમેરિકામાં મારી દલગીરીભરી અદા જણાવી તે પણ ખરી પડી કારણ અમેરિકામાં મારા જે મિત્રોએ ભાષણો આપવા બોલાવ્યો હતો તેણે મને દગો દીધો. કેટલાક પારસીઓએ આ મારા મિત્રને ભમાવી તેને મારાં લૅકચરો ગોઠવતો અટકાવ્યો હતો, જે માટે તેણે પાછળથી પોતાની દિલગીરી જાહેર કીધી હતી. અમેરિકામાં હું તે માટે દિલગીરીમાં થોડો વખત રહયો. હું મારા મિત્રથી તુરત છુટો પડી મેં મારે પૈસે ૧૫ ) ભાષણો અમેરિકામાં ગોઠવ્યાં હતાં. આ રીતે તેણીએ મારૂં જે જે ભવિષ્ય લંડનમાં જણાવ્યું તે ખરૂં પડયું હતું.

આ પછી તેણી મારા ઓરેહ (Aura) નું ધ્યાન કરવા લાગી. તેણી બોલી કે મારો ઓરેહ એક મોટાં સોનેરી ફુલ જેવો છે, જેના મોટા મોટા સોનેરી પાંદડાં છે. નીચલા ભાગ ઉપર થોડો લાલ રંગ માલમ પડે છે જે મને મારા કામમાં જોશ અને શકિત પુરી પાડે છે. ત્યાર પછી તેણીએ મારા હાથ પોતાના બન્ને હાથમાં ઝાલી મારા ગુરૂઓ તરફના આશીશો દીધા જે વખતે મારાં શરીરમાં જે મિનોઇ ખુશાલી ઉત્પન્ન થઇ તે હું અત્રે દરશાવી શકતો નથી.

લંડન સ્પીરીચ્યુયલ મીશન ચર્ચમાં મેં પાંચ ભાષણો આપ્યાં હતાં, એજ મંદીરમાં ગુજરેલાં સાથના સંદેશાનું મૂખ્ય કામ ચાલતું હતું.

તા૦ ૨૬ મી સ્પટેમ્બર ૧૯૨૩ આ મીશન ચર્ચમાં રૂહ સાથના સંદેશા માટેનું એક ભાષણ હતું જ્યાં મારા કેટલાક પારસી મિત્રો સાથે સાંભળવા ગયો હતો. આ ભાષણ આપનાર એક અંગ્રેજ ગ્રહસ્થ હતો. શરૂઆતમાં તે એક ટુંકી બંદગીમાં મશગુલ રહયો, જે અરસામાં તેની શિકલ ફેરવાઇ ગઇ. તેનો ચેહેરો મિનોઇ પેલી દુન્યાના માનવી જેવો લાગતો કારણ તેનાં શરીરનો કબજો હવે કોઇ પેલી દુન્યાના રૂહે લીધો હતો. તે હવે ત્યાં હાજર રહેલાં બાનુઓ અને ગ્રહસ્થોને તેઓના ગુજરેલાંના સંદેશા આપતો હતો, જે ઘણે દરજ્જે ખરા પડતા હતા. તે ગુજરેલાંના ઘરનો દેખાવ રજુ કરતો, તેઓની ખાનગી વાતો કહેતો, વીલવસીયતનામાં માટે કહેતો, જે સર્વે હાજર રહેલાં કબુલ કરતાં હતાં. મારા હિન્દી મિત્રો ત્યાં હાજર હતા તેઓમાંના એકની માતા, તેનું ઘર જ્યાં ગુજરી હતી તેણીનો સંદેશો સર્વે ખરી રીતે કહ્યા હતા એમ મારા મિત્રે પાછળથી મને જણાવ્યું હતું.

અમેરિકામાં મેં કેટલાંક ભાષણોની હારમાળા શરૂ કીધી. જેવું પહેલું ભાષણ આપ્યું કે એક બાનુ મીસીસ મીટચલ મારી આગળ આવી અને મને મારી બાબદ અને વકતાબાજી માટે મુબારકબાદી આપી, કારણ તેણી ન્યુયોરકમાં વકતાબાજીની સ્કુલ ચલાવતી હતી.

શુક્રવાર તા૦ ૨૫ મી જાનેવારી ૧૯૨૪ ને દિવસે આ મીસીસ મીટચલ મને મળવા આવી અને મને જણાવ્યું કે એક ઘણી સ્પીરીયુયલ લેડી નામે Mrs. Armstrong મીસીસ આરમસ્ત્રોંગના સ્પીરીચ્યુલ હૉલમાં મને મુલાકાત કરવા લઇ ગઇ. આ મીસીસ આરમસ્ત્રોંગ સર્વેને મિનોઇ રૂહના સંદેશા આપતી હતી. હૉલ લોકોથી ચીકાર ભરાઇ ગયો હતો. હૉલમાં દાખલ થવાની ફી એક ડૉલર એટલે રૂ. ત્રણ હતા. લોકોનો દરોરો પડતો હતો અને ઘણાક ઉભા રહેતા હતા. મારાં મિત્ર મીસીસ મીટચલે મને આ

બાઇ સાથ ઓળખ કરાવી. મારા જેવા હિન્દવાનને જોઇ તેણી ઘણી ખુશી થઇ હતી. હૉલમાં વચમાં ટેબલ હતી તે ઉપર જેઓ સંદેશો મેળવવા ચાહતાં હોય તેઓએ પોતા પાસની એકુ ચીજ મુકતા, જેવી કે પેનસીલ, વીંટી, રૂમાલ, ઘડીયાળ, આ ચીજોને તેણી હાથ લગાડી સર્વે હકીકત અને સંદેશા કહી આપતી હતી. મારા મિત્રે મને પણ એક ચીજ મુકવા કહી. મેં મારી સોનાની પેનસીલ મુકી પણ ઘણા અણગમા સાથે, કારણ મને આવી ચીજો ગમતી ન હતી, આવું મિનોઇ કાર્ય મને પોતાને કરવાનું વધુ પસંદ પડતું હતું. આ રીતે મારી પેનસીલમાં મેં તપાસ કરવા એવી શક્તિ મુકી કે જેથી તેણી મારા ઉપર ફાવી શકે નહીં. સર્વે લોકોની ચીજો ઉચકી રૂહોના સંદેશા, તેમજ ભવિષ્યના બનાવો તેણી તાબડતોબ કહેતી હતી જે સર્વેને ખરા લાગતા અને સંતોશ પામતા. આ રીતે દહોડ કલાક નિકળી ગયો, પણ પેલી બાઇ મારી પેનસીલને અડકતી ન હતી. મારી મિત્ર અધીરી પડી, અને હવે પેલી બાઇને કહેલા લાગી કે "તું મારા મિત્રની પેનસીલ શા માટે લેતી નથી અને તેને શા માટે ખોટી રાખે છે" તેણીએ જવાબ આપ્યો કે "હ્યાંની સર્વે ચીજ તરફ પકડવા મારાં આંગળા ખેંચાય છે, જ્યારે તારા મીત્રની પેનસીલને અડકવા ગમતું નથી, તારા મીત્રને કહે કે તે પોતાના વિચારો આ ચીજ ઉપર એકાગ્રહ કરે." હું તો બેસીને હસ્યા કરતો અને મારા વિરૂદ્ધ વિચારનું બળ આ પેનસીલ ઉપર કેવું કાર્ય કરે છે તે તપાસતો હતો. પેલીએ પેનસીલ છેવટે ઉચકી પણ કાંઇ ફાવ્યું નહીં, તે બીજાને આપી દીધી. આ વખતે મેં મારા વિચારો તેણીને મદદ કરવા મોકલ્યા, જેથી તેણી હવે બોલી ઉઠી કે "હું હવે તારા મીત્ર આગળ બે સફેદ પાઘડીવાલા હિન્દીઓને જોવું છું, જે તેને કાંઇ લખાવે છે અને કાંઇ દવા આપે છે." પછી તેણી બોલી કે "હું મુસાફરી માટે સ્ટીમર તૈયાર ઉભેલી જોવું છું, જે ઉપર મે, જુન લખેલું જણાય છે." આ તેણીનું કહેવાનું ખરૂં પડયું, કારણ ત્યાર પછી મેં મુસાફરી માટે તૈયારી કીધી. મેં પહેલાં મે મહિનામાં ઉપડવાનું નકકી કીધું પણ ભાષણોની રોકાણને લીધે જુન મહિના માટે સ્ટીમર નોંધાવી હતી.

## રૂહોના સંદેશા માટે ટેલીગ્રાફનું યંત્ર.

યુરોપ અને અમેરીકાનાં કેટલાંક મંડળોમાં રૂહ સાથના સંદેશા માટે ટેલીગ્રાફના જેવું યંત્ર બનાવવામાં આવ્યું છે જેની ઉપર a, b, c, આખી એક ગોળ ચકર ઉપર માંડવામાં આવી છે, જે ઉપર કાંટો ફરે છે. જે અક્ષર આગળ કાંટો થોભે છે તેવા અક્ષરો એકઠા કરી રૂહનો સંદેશો પુરો મેળવી શકાય છે. મને એવું કહેવામાં આવ્યું કે દુન્યામાં જાણીતો થયલો અમેરીકાનો શોધક એડીસન એવાં વિજળીનાં યંત્રની શોધ કરવા હાલમાં રોકાયો છે કે જેથી આપણાં વ્હાલાં ગુજર પામેલાં સાથે હર વખત આવાં યંત્રથી સંદેશા મેળવી શકીશું.

## સંદેશા માટે પ્લૅનશેટ નામનું યંત્ર.

એક પ્લૅનશેટ નામનું યંત્ર અહીં મુંબઇમાં પણ મળે છે. આ યંત્ર ત્રીકોણ લાકડાનું બનાવેલું છે, એક ફુટનું, અને તેનાં ત્રણ નાકે ત્રણ નાનાં પૈડાં મુકવામાં આવે છે. આ ત્રીકોણને મથાળે એક નાકું હોય છે જેમાં સુખડપેન મુકવામાં આવે છે અને તેની નીચે કાગળ મુકવામાં છે. જે કોઇ માણસ પોતાના બે હાથનાં આગળાં આ યંત્ર ઉપર મુકી ગંભીરાઇથી સવાલ પુછે છે તેના જવાબ નીચે કાગળ ઉપર અંગ્રેજીમાં પોતાની મેળે લખાય છે. મારા એક પારસી મિત્રને રૂહોના સંદેશા મેળવવા આ યંત્ર ફરમાવ્યું, આ મારો મિત્ર દરરોજ ઘણો વખત બંદગી કર્યા પછી આ યંત્ર ઉપર પોતાનું મન રોકતો હતો. થોડા દિવસમાં આ યંત્રમાં તેની ગુજર પામેલી માતાનો સંદેશો મેળવવાને ભાગ્યશાળી થયો તે સંદેશો એ હતો કે "તારી માતા હરદમ તારી આગળ રહે છે અને તને દરેક રીતની રાહબરી કરે છે."

સર ઑલીવર લૉડજ જેવા મહાન વિદ્યાશાસ્ત્રીએ જ્યારે લડાઇમાં પોતાનો દિકરો ગુમાવ્યો ત્યારે તેની સાથે સદેશા ચલાવવાનો ઠરાવ કીધો અને તેણે ઘણા સંદેશા પોતાના ગુજર પામેલા દીકરા તરફથી મેળવ્યા હતા

જે "રેમોન્ડ" નામના પુસ્તકમાં રજુ કીધા છે, એજ પ્રમાણે જૉન લોબ, ૅાનન ડૉઇલ, વીલ્યમ સ્ટૅડનાં પુસ્તકો મારફતે આપણને સંદેશા મળે છે.

## આ સંદેશા અને ધર્મના સિદ્ધાંતો.

આ સંદેશાં વડે ધર્મના સિધ્ધાંતો ખરા પડે છે. એ સંદેશામાં ગુજરેલાંઓનાં રૂહો તેઓ માટે ક્રિયાકામ કરાવા, બંદગી કરાવા આજીજી કરતા માલમ પડે છે, અને જણાવે છે કે ગુજરેલાં માટેની બંદગી અને ક્રિયાકામથી તેઓની મિનોઇ જહાનમાં ઘણી રાહત મળે છે, માટે સર્વે હમદીનોને અરજ કરવામાં આવે છે કે આપણા બુલંદ ધર્મની ગુજરેલાં માટેની ક્રિયાકામ ઘણી બળવાન છે. ટુંકમાં કહીયે તો જેઓ પોતાના વ્હાલાં ગુજર પામેલાંને મિનોઇ જહાનમાં સુખી અને શાંતી ભોગવતા ઇચ્છતા હોય તેઓએ આ ગુજરેલાં માટેની આપણા ધર્મમાં જણાવેલી દરેક ક્રિયાકામ હાથે જાતે કરી વારંવાર બંદગી કરી યાદ કરી પવિત્ર ફરજ અદા કરવી એમ હાલની શોધખોળોથી પુરવાર થાય છે.

સર્વ ગુજરેલાંઓને મિનોઇ જહાનમાં હોરમજદની ખુશાલી મળે, વોહુમનનું ભલું મન મળે અને અરદીબેહસ્ત અમસાસ્પંદ તેઓનું બેહસ્ત રોશનીવાળું બનાવે અને તમામ અમશાસ્પંદો અને યઝદોની પનાહમાં શાંતીમાં તેઓનું રૂહ રહે? એવી સેવટની દુવા ગુજારીશું. આમીન!

બેહમન સો. જા. બનાજી.

ભાગ (૧) લો.



# મોતનો ભેદ.

# પ્રકરણ ૧ લું.

## મોતની ઉત્પત્તિ.

**દંત કથા ઉપરથી**—દુન્યાની અંદર મોતની ઉત્પત્તિ કેવી રીતે થઇ હતી, તે વિષે જંગલી લોકોમાં તરેહવાર માન્યતા ચાલુ છે. કેટલાક લોકો કુદરતી મોતને અદભુત તરીકે માને છે. મોત શરીરનું સાંચા કામ બંધ પડી જવાથી, દરદોથી શક્તિ ઘટવાથી અથવા જોર જુલમથી થાય છે અને એ તમામ કુદરતની સરજત છે, એવો ખ્યાલ તેઓનાં મનમાં આવતો નથી. ખરી રીતે મોત અકસમાતથી અથવા ભુત પલીદથી થાય છે એમ તેઓ માને છે, કુદરતી મોત વિષે તેઓ જાણુતા નથી. ઑસટ્રેલીયાના તેમજ મધ્ય આફ્રીકાના કેટલાક લોકો એમ માને છે કે અકસમાત અથવા ભુત પલીદ શિવાય માણસ કદી પણ મરતું નથી.

મોતની ઉત્પત્તિ વિષે ઘણી દંત કથા જણાવવામાં આવી છે. કેટલાક હીંદુઓમાં એવી દંત કથા છે કે, જે પ્રમાણે દેવતાઓ અને બીજા જીવડાઓ બનાવવામાં આવ્યા, તે પ્રમાણે પ્રજાપતી નામના દેવતાએ મોતને બનાવ્યું. હવે પ્રજાપતી અરધો મોત દાયક અને અરધો અમર બન્યો, તે આ અર્ધ મોત દાયકને લીધે મોતથી બીહવા લાગ્યો અને જમીન અને પાણીની અંદર મોતથી છુપાઇ બેઠો. મોતે દેવતાઓને પુછ્યું "જેણે આપણને પેદા કીધા તેનું શું થયું?" તેઓએ જવાબ આપ્યો કે "તારાથી બ્હીને તે જમીનમાં ભરાઇ બેઠો છે." દેવતાઓ અને પ્રજાપતી કેટલા ભોગો આપી મોતનાં રાજ્યમાંથી છુટા થયા. મોત જે જાળો અને ડાંગો લઇ ફરતો હતો તેમાંથી તેઓ છટકી ગયલા જોવાથી તેને ઘણો ખેદ ઉત્પન્ન થયો. તે બબડવા લાગો કે "જે પ્રમાણે તમો છટકી ગયા છો તે પ્રમાણે માણસો પણ છટકી જશે." દેવતાઓએ તેનો ગુસ્સો થંડો પાડવા વચન આપ્યું કે "હવે પછી કોઇબી માણસ આ ખાકી શરીરમાંથી

મોતને દુર કરી શકશે નહીં, જેઓ આ શરીરથી છુટા પડશે તેઓજ અમર થઇ શકશે."

કેટલાક બંગાળીઓ એવું માને છે કે પાણીના એક ચોકસ ખાડામાં નાહવાની મના હતી, તે છતાં એક માણુસ તેમાં નાહયો, તેથી મોતની ઉત્પત્તિ થઇ. ઑસટ્રેલીયામાં એવી દંત કથા છે કે "પહેલાં માણુસનું એક બાળક ઘાયલ થયું. જો તેઓનાં માબાપે તે જખમ રૂઝવ્યો હતે, તો આ દુન્યામાં મોત આવતે નહીં."

કેટલીક દંત કથા એવું જણાવે છે કે કેટલાક દેવતાઓનાં ફરમાનો તોડવાથી, અથવા તેઓને આપેલા કોલ કરારો નહીં પાળવાથી અથવા તો પાપો કરવાથી આ દુન્યામાં મોત ઉત્પન્ન થયું છે.

## ધર્મ અને ફીલસુફીને આધારે મોતની ઉત્પત્તિ.

અસલના ધર્મના સિદ્ધાંતો ઉપરથી એમ મામલ પડે છે, કે પહેલો આદમી બાવા આદમે ખુદાના ફરમાનો તોડયાં, તેથી પાપ અને મોત આ દુન્યામાં પેદા થયાં. પણ હાલની વિદ્યાની શોધખોળો અને ફીલસુફીને આધારે ધર્મનું આ સિદ્ધાંત તકી શકતું નથી.

ભુસ્તર વિદ્યા (Geology) ની શોધ ખોળો ઉપરથી માલમ પડે છે, કે માણુસ જાતની ઉત્પત્તિ થઇ તે અગાઉ દુન્યામાં મોત તો હતુંજ. આ વિદ્યાને આધારે આ પૃથવીની જમીનની સપાટીનો ભાગ તપાસવામાં આવવાથી માલમ પડયું છે કે, માણુસ જાતની ઉત્પત્તિની અગાઉની એ જમીનની માતી અસખ્ય વર્ષો અગાઉ, અસંખ્ય કુદરતની પેદાયશનાં મરણની અને દતાઇ ગયલી ચીજોથી બની છે. માણુસ જાતની ઉત્પત્તિની અગાઉ પણ જીવવાળી ચીજો દુન્યામાં હતી, જેવી કે—ઝાડ પાનો, ફળ, જાનવરો, માછલાં, પક્ષીઓ હતાં. તે વખતે પણ ઝાડ પાનો પણ ઉગતાં અને મરણ પામતાં, ફળ ફુલો ઉગતાં અને કરમાઇ જતાં, જાનવરો

માછલાં અને પક્ષીઓ એકેકને ખાઇ જઇ મરણ પામતાં અને કુદરતી મોતે પણ મરતાં હતાં. આપણાં પહેલાં માબાપ આદમ બાવા અને ઇવમાતાએ જ્યારે પહેલ વહેલું ઝરામાંથી પાણી પીધું ત્યારે પાણીના દરેક ગોટે પાણીમાં રહેલાં સેંકડો જીવડાઓનો ભક્ષ કરી તેને મારી નાખવામાં આવ્યાં હતાં, કારણ પાણીમાં જીવડા હોય છે. જ્યારે તેઓ ખેતરોમાં પોતાની ભુખ મટાડવા ફરતાં હતાં ત્યારે તેઓ તરકારી અને ફળ તોડતાં અને ખાતાં, અને આ તેઓનાં દરેક કાર્યથી તેઓ ઘણાક જીવડાઓનું મરણ નિપજાવતાં હતાં.

આ દલીલો ઉપરથી માલમ પડે છે કે માણુસ જાત પેદા થયું તે અગાઉ પણ મોતની ઉત્પત્તિ હતી. પણ કેટલાક ધર્મ શાસ્ત્રીઓનું કહેવું એવું છે કે, કુદરતની તમામ પેદાયશમાં મોત છે, પણ ખુદાએ માણુસ જાતનો સર્વે પેદાયશમાં શ્રેષ્ટ બનાવેલું હોવાથી, તેઓને અમર જીંદગીના બનાવ્યાં હતાં. પણ જ્યારે તેઓએ પાપો કીધા અને ખુદાના ફરમાનો તોડયાં, તેથી નીચલી પેદાયશની માફક તેઓમાં પણ મોત ઉત્પન્ન થયું, અને આ રીતે માણુસ જાતને શિક્ષા કરવામાં આવી છે.

જરમનીનો જાણીતો વિદ્વાન પ્રોફેસર વઇસમેનનું મત એવું છે કે પહેલાં દરેક જીવવાળી ચીજ અમર હતી. પણ આ રીતે દરેક જાતની જીવવાળી ચીજ અમર હૈયાતી ભોગવવાથી, તે જાત એટલી બધી વધી જતી, કે તે જાતની હૈયાતી અને વૃધ્ધિ સારી રીતે થઇ શકવી મુશ્કેલ થઇ હતી, તેથી તે ચીજની વૃધ્ધિને માટે કુદરતે મોત ઉત્પન્ન કીધું હતું. જરથોસ્તી ધર્મમાં પણ એવોજ વિચાર જણાવવામાં આવ્યો છે.

પાદશાહ જમશેદે ખુદાને બંદગી કીધી કે તેના રાજમાંથી મોત નિકળી જાય, તેની બંદગી કબુલ કરવામાં આવી અને તેના રાજમાંથી મોત નિકળી ગયું. આ રીતે મોત નિકળી જવાથી લોકોની વસ્તી એટલી તો વધી ગઇ કે લોકો તેના દેશમાં રહી શકયાં નહીં અને એક બીજાને કાપીને ખાઇ જવા લાગ્યાં; છેવટે જમશેદ પાદશાહે લોકોની આવી માઠી

હાલત જોઈ, ત્યારે ખુદાની પાછી બંદગી કીધી કે લોકોને પાછું મોત આપે અને આ રીતે પાછી મોતની ઉત્પત્તિ થઈ.

આવા ખ્યાલોથીજ કેટલાક વિદ્વાનો એ દલીલો લાવે છે કે કુદરતની દરેક ચીજની હૈયાતી અને વૃધ્ધિની બેહતરીને માટે મોતની જરૂર છે અને તેથીજ કુદરતે મોત પેદા કીધું છે.

કેટલાક વિદ્વાનો મોતની ઉત્પત્તિ એક ઘડીયાલના બંધ પડવા સાથે સરખામણી કરી જણાવે છે.

એમ ધારો કે એક ઘડીયાલ છે, જેની કમાનને ચાવી આપવામાં આવે છે તેમ તે રોજ ચાલુ રહે છે, પણ જેમ તે ઘડીયાલ જુનું થતું જાય છે, અને ચાલુ વપરાસમાં આવે છે તેમ તે ઘડીયાલની કમાનની વળવાની શક્તિ કમી ને કમી થતી જાય છે અને જ્યારે ઘડીયાલની કમાનની વળવાની શક્તિ તદન જતી રહે છે, તો ઘડીયાલને ચાવી આપી શકાતી નથી અને છેવટે તે ઘડીયાલ ચાલતું અટકી જાય છે. એજ પ્રમાણે માણસની જીંદગી છે. જેમ ઘડીયાલ જુનું થતું જાય છે તેમજ રફતે રફતે ઘડીયાલની કમાનની વળવાની શક્તિ કમી થતી જાય છે અને તેજ પ્રમાણે જ્યારે માણસ રફતે રફતે ઘરડું થાય છે ત્યારે ખોરાક શરીરમાં પાચન કરી શરીરમાં શક્તિ ઉત્પન્ન કરવાની તેની શક્તિ તેમજ હવા દમમાં લેવાની શક્તિ દીન પર દીન કમી થતી જાય છે, જેથી દીન પર દીન શરીરની શક્તિ ઘટટી જાય છે અને જેથી માણસ ઘરડું થતું જાય છે અને સેવટે શરીરની શકિત વગર શરીર મરણ પામે છે, આ રીતે શરીરમાં મોત ઉત્પન્ન થાય છે.

---

# પ્રકરણ ૨ જું.

## મોત એટલે શું ?

### મોતની વ્યાખ્યા ( definition.)

આપણે સર્વે જાણ્યે છીયે કે મોત એ સર્વે જીવવાળી પેદાયશની સેવટની સરજત છે. દરેક ચીજ વધે છે, ધરડી થાય છે અને સેવટે મરણ પામે છે, આમ થવાનું કારણ શું? મોતનો ભેદ શું છે? મોતનો ખરો અર્થ શું છે, તે જાણુવાની આપણે હવે કોશેશ કરીશું.

કેટલીક વખતે લડાઇમાં માણુસો તલવારથી લડે છે, એમ લડતાં કેટલાકોનાં ડોકાં છટકી જાય છે અને શરીર પરથી ધડ ઉડી ગયું હોય છે તે છતાં થોડીક પળ કેટલાક સીપાઇઓ તલવાર ફેરવે છે અને થોડે તફાવતે દોડી જાય છે. તે સીપાઇના શરીરમાં એ વખતે જીવ હોતો નથી, પણ શરીરને લડવાની લાંબો વખત ગતી આપેલી હોવાથી, જીવ વગર પણ શરીર થોડો વખત પોતાનું કાર્ય કરે છે જેને "reflex action" કહે છે.

બીજો દાખલો લઇયે. આપણે ઝાડ ઉપરથી એક ફુલ તોડયે છીયે, તે છતાં તે ફુલ ધણાક દિવસો સુધી તાજું રહે છે, અને જ્યારે તે કરમાઇ જાય છે ત્યારે આપણે તે ફુલ "મરી" ગયું છે એમ કહયે છીયે. પહેલા દાખલામાં મોત તુરત થાય છે અને બીજા દાખલામાં મોત ધણા દિવસ પછી થાય છે. આમ થવાનું કારણ શું? હેરવર્ડ કેરીંગટન નામનો વિદ્વાન કહે છે કે ખરી રીતે જોતાં મોત બે તરેહનાં હોય છે, પણ લોકો ભુલ ખાઇને ફકત એકજ મોત માને છે. ઉપલા બે દાખલા તપાસીયે.

જે પળે પેલા સીપાઇનું સર છટકાવી નાખ્યું તેજ પળે તેની ભાનવાલી જીંદગી ખતમ થઇ. સર છટકાવ્યા પછી પણ જે હિલચાલ

થઇ તે ફક્ત શારીરિક હિલચાલ હતી. ભાન અથવા મરજીનાં બળ વગરની તે હિલચાલ હતી, પણ તે વખતે તે સીપાઇનાં શરીરનાં અણુઓ અને અવયવનો નાશ થયો ન હતો, તે સીપાઇનું શરીર ઘણાક દિવસ સુધી જીવતું રહે છે અને જ્યારે શરીરના અણુઓ વીખરાઇ જઇ ખાક થઇ જાય છે ત્યારેજ આપણે કહી શકીયે કે તેનું શરીર મરણ પામ્યું છે, યાને તે સીપાઇની ભાન વાળી જીંદગી ખતમ થયા છતાં તેના શરીરના કોષો (cell) જીવતા રહ્યાં હતાં. શરીરના કોષો (cell) ની જીંદગીને સોમેટીક "somatic life" કહે છે જ્યારે ખરી ભાનવાળી જીંદગીને "conscious or mental life" કહે છે. હવે મજકુર ફુલના દાખલામાં જ્યારે તે ફુલના કોષોનું મરણ "somatic death" થાય છે, ત્યારે તે ફુલ "મરણ" પામ્યું છે એમ કહયે છીએ. જ્યારે તે ફુલને ઝાડ ઉપરથી તોડયું ત્યારે તે ફુલની ભાનવાલી જીંદગી ખતમ થઇ, પણ તેના કોષોની જીંદગી "somatic life" ખતમ થઇ ન હતી. જો કે ફુલ ભાન અથવા મન શકિત ધરાવે છે એમ ખાત્રીપુર્વક રીતે કહી શકાતું નથી, તે છતાં એટલું તો કહી શકયે કે જ્યારે ફુલને ઝાડ ઉપરથી તોડવામાં આવે છે ત્યારે તે ફુલની કોઇ રીતની ભાનવાળી જીંદગી ખતમ થાય છે. કેરીંગટન અને મીડરના કહેવા મુજબ આ દાખલાએ, ઉપરથી પુરતી રીતે સાબેત થાય છે કે મોત બે રીતનું હોય છે એક ભાનનું અને બીજું શરીરના કોષો (somatic) નું.

## કુદરતી મોત કેમ થાય છે?

### વિદ્વાનોનાં મતો.

અકસમાત, દરદો અથવા બીજાં કારણ વગર કુદરતી મોત કેમ થાય છે એ વિષે ઘણાક મોટા તબીબો, શાસ્ત્રીઓ અને વિદ્વાનોને કેરીંગટન નામના વિદ્વાને સવાલો પુછ્યા હતા. કેટલાકો એ બાબત વિષે ખુલ્લી

રીતે અજ્ઞાનતા દેખાડી હતી. વળી કેટલાકોએ ખુલાસો આપ્યો હતો, જેમાંના થોડાક જવાબોનો ટુંક સાર ત્યાં રજુ કરવામાં આવે છે.

Dr. Van Eden says "Yet it is possible to give you a somewhat more satisfactory reply by saying, that the well known fact, death, can also be expressed in these terms: a profound and simultaneous change leading to disintegration, in all the directly perceptible elements of what we used to call a living entity (man, animal, plant, or part of plant.) This is only a definition, but it excludes many prevelent errors."

ડૉ. વોન ઇડનના કહેવા પ્રમાણે મોતનો અર્થ અથવા વ્યાખ્યા નીચે પ્રમાણે થાય છે:—

"જે ચીજને આપણે જીવતી કહીએ છીએ (માણસ, જાનવર, ઝાડ પાન) તે ચીજના જાહેર મુળતત્વમાં અત્યંત અને એકજ વખતે ફેરફાર થવાના કારણથી કડકા થઇ જવું" તેને મોત કહે છે. ડૉ. મીનોટ જણાવે છે કે "મોત એ કાંઇ જીંદગીનો સાથી નથી. ઘણા નીચલા તબકકાનાં જીવડામાં મોત આવતું નથી, હાલમાં આપણે જાણીયે છીયે તે પ્રમાણે તેઓમાં મોત કાંઇ જીંદગીનું કુદરતી અને જરૂરીયાત પરીણામ તરીકે નથી. તેઓમાં મોત તો માત્ર કોઇ બહારના કારણથી થતા અકસ્માતનું પરીણામ છે. હાલની વિદ્યા જણાવે છે કે જીવતા અવયવના પ્રગટીકરણ દરમ્યાન કુદરતી મોત થવાનું કારણ શું? જે દલીલો હું રજુ કરૂં છું તે જો તમે માનો તો આ સવાલનો જવાબ તમે સહેલાઇથી આપી શકશો, કે મોત શરીરના તત્વના અવયવમાં ફેરફાર થવાની શકિત (differantiation) થાય છે. જ્યારે કોષો (cells) સાદી યકયતાની હાલતમાંથી બહુરૂપી બંધારણ અખત્યાર કરે છે ત્યારે તેઓ મોતની

થોડીક જીવન શકિત વધવાનું બળ, અને અમર થવાના સંભવો, ગુમાવી દે છે, અને બંધારણ જ્યારે પ્રગટીકરણમાં વધારેને વધારે આગળ વધે છે, ત્યારે જરૂર જોગા ફેરફારો થાય છે. પણ તેમાંથી તેનો અંત આવે છે. જુદા પડવાની શકિતનાં અચુક કારણથી મોત આવે છે.

મોત એ આપણા બંધારણ માટેની અને આપણામાંથી પેદા કરવાની શકિતની ફરજયાત કીંમત છે. શું આ કીંમત ઘણી ભારે છે? મનની જે શકિત આપણે ધરાવ્યે છીયે તે એજ બંધારણને આભારી છે. આ જગત આ દુન્યાની ચીજોની પીછાણ કરવાના સાંધનો માટે આપણે તેને આભારી છીયે. આપણને જે કીંમત આપવી પડે છે તે કાંઇ મને ઘણી ભારે લાગતી નથી. આ કીંમત આપણે કબુલ રાખ્યે છીયે.

શરીરના કોઇબી અગત્યના ભાગ અથવા અવયવ કાર્ય કરતું બંધ પડે છે ત્યારે આખાં શરીરનું મરણ નિપજે છે. હાલમાં આપણાં જ્ઞાન પ્રમાણે જીવ શું છે અથવા મોત શું છે તે કહી શકતા નથી, પણ તે છે એટલુંજ જાણીયે છીયે.

આ ઉપલો જવાબ મોત કેમ થાય છે તે હાલની **શરીરની વિદ્યા** ઉપરથી આપવામાં આવે છે.

હવે આપણે **ધર્મશાત્ર** મોત થવાનું કારણ શું આપે છે તે તપાસ્યે.

રેવરન્ડ જેમ્સ ડ્રીસકોલ. ડી. ડી. (ન્યુયૉર્ક) જણાવે છે કે કુદરતી મોત વિષેનો ખ્યાલ ખ્રીસ્તી ધર્મ પ્રમાણે સહેલાઇથી આપી શકાય છે. મોત આત્મા અને શરીરના છુટા પડ્યાથી થાય, જે છુટા પડવાને ખરી રીતે "dissolution" યાને લય થઇ જવું કહીયે છીયે. આત્મા મીનોઇ તત્વનો બનેલો માનવામાં આવે છે, અને શરીર વગર પણ તે સ્વતંત્રપણે હૈયાતી ભોગવી શકે છે અને કયામતના દીવસે આજ સ્વભાનમાં બીજી જીંદગીના કોઇક સ્વરૂપમાં શરીર સાથે જોડાવાની કુદરતી લાયકાત ધરાવે છે.

રશીયાના કાઉન્ટ સોલોવેવો જણાવે છે કે "મારા ધારવા પ્રમાણે મોત એ કુદરતની તમામ દરેક ચીજનું સેવટ છે." ડા. ગીસેપી વેનઝનો જણાવે છે કે "મોત-જે જીંદગીની અંદરથી જરૂરીયાત પેદા થયું છે-તે આત્મા કે જેની સરજત હંમેશાં ઉંચી છે, તેનું ખાકી ખોખાંમાંથી છુટા થવું છે." મીસ. ઇ. કેથેરીન બેટસ જણાવે છે કે "મારા વિચાર પ્રમાણે જેમ કવીઓ જણાવે છે તેમ (Death is the twin brother of sleep) મોત એ ઉંઘનો જોડીઓ ભાઇ છે ઉંઘ બંધવાને ફેરવવા લઇ જાય છે જ્યારે મોત તે જડજ છે, કે જે તેને માંસના બંધીખાનામાંથી સંપુર્ણ અને સેવટનો છુટકારો બક્ષે છે."

## મોતનો ભેદ.

હવે હેરવર્ડ કેરીંગટન નામનો વિદ્વાન જેને મોતની બાબદનો ખાસ અભ્યાસ કીધો છે તેની દલીલ તપાસ્યે. એ વિદ્વાનની દલીલને લાં ટુંકમાં રજુ કરીશું:—

"પહેલાં આપણે **કુદરતી** મોતની તપાસ કરીશું. કહેવાત, બગાડ કરનારા ફેરફારો વિગેરે, લોકોનો ખોરાક અને બીજી ટેવોને લીધે અસાધારણ અને બગડેલી હાલતોથી થાય છે, અને એઓ સાધારણ અને તંદરોસ્ત ઘડપણમાં માલમ પડતાં નથી."

સાધારણ રીતે મોત ઉપલાંજ કારણોથી થાય છે, અને હાલના શાસ્ત્ર પ્રમાણે જો ઉપલાં કારણો નહીં થાય તો મોત કદી પણ થાય નહીં. ત્યારે શું આપણે હંમેશ જીવ્યા કર્યે? કદીબી નહીં! ત્યારે કુદરતી મોત કેમ થાય છે?

કુદરતી મોતનો ખરો અર્થ સમજવા જીવનનો અર્થ પહેલાં સમજવો જોઇયે, જીવન (Life) શું છે તે બરોબર જણાયું નથી, પણ જો આપણે એમ જણાવ્યે કે જીવન એ—"as a species of vibration" એક

જાતની ધ્રુજારી અથવા કંપ છે, જો જીવનનું પ્રકટ થવું એ એક જાતની ધ્રુજારી અથવા કંપ છે અને જીવન ચોકસ હદમાંજ પ્રકટ થાય છે, તો પછી જો ધ્રુજારી તે હદથી વધુ અથવા કમતી પ્રમાણમાં થાય તો જીવન શકતીનું પ્રકટ થવું અશ્કય થઇ પડે છે. જો ધ્રુજારીની હદ જોઇયે તે કરતાં વધુ ઝડપની થાય છે તો જીવન શકિત શરીરમાં વીખેરાઈ જાય છે અને બીજા હાથ ઉપર જો ધ્રુજારી નીયમીત હદથી કમી થાય તો જીવન શકિત અવયવ ઉપરનો કાબુ ખોહી દેછે અને શરીરમાંથી પ્રકટ થઇ શકિત નથી, આ વિદ્વાન કેરીંગટનની દલીલનો ટુંક સાર છે.

એ વિદ્વાન કુદરતી મોતનો અર્થ (definition) આ પ્રમાણે આપે છે! Natural Death—"it is the inability of the life force to raise to the requisite rate of vibration the nervous tissue upon which it acts—its manifestation thus being rendered impossible" "કુદરતી મોત તે જીવન શકિત જે જ્ઞાનતંતુ ઉપર કાર્ય કરે છે તે જ્ઞાનતંતુને જરૂર જોગી ધ્રુજારીના પ્રમાણ ઉપર ચહડાવવાની અશકયતા છે—જેથી તેનું પ્રકટ થવું અશકય થઇ પડે છે." એ વિદ્વાન જણાવે છે કે જો કોઇએબી કુદરતી મોતનો, ખરો અને સંપૂર્ણ અર્થ આપ્યો હોય તો તે મેંજ આપ્યો છે."

**મોતના ભેદ વિષે જોન મીડરની દલીલઃ**—જોન મીડર જેને મોત વિષે ઘણોજ ઉંડાણ અભ્યાસ બીજા વિદ્વાન કેરીંગટન સાથે કીધો હતો તે મોતનો અર્થ નીચે પ્રમાણે કરે છેઃ—

"I am personally convinced that **natural death is a habit** to which man has become addicted through countless centuries of anticipatory suggestion." આનો સાર એ થાય છે કે આજ સેંકડો વર્ષો થયાં માણુસનાં મનની ઉપર

એવી સુચના થઇ છે કે દરેક માણુસનું મોત જરૂર આવશે અને આ રીતે વિચાર કરવાની ટેવ પડવાથી કુદરતી મોત આવે છે."

પોતાની દલીલના ટેકામાં એ વિદ્વાન નીચલા વિચારો જણાવે છે કે, ભેજું કાંઇ વિચાર ઉત્પન્ન કરી શકતું નથી પણ મન જે ભેજાને હથીયાર તરીકે વાપરે છે તેથી વિચાર ઉત્પન્ન થાય છે. મન, શરીર અને ભેજાંથી સ્વતંત્ર છે, તે છતાં મનને અને શરીરને અકેક સાથે નીકટ સંબંધ છે, જો મનની સ્થિતી બગડે છે તો શરીરની સ્થિતી પણ બગડે છે અને જ્યારે શરીર બગડે છે ત્યારે મન બગડે છે. ગુસ્સાના અને ગમગીન વિચારોથી શરીરમાં ઝેર ઉત્પન્ન થાય છે, બીમારી થાય છે અને મરણુ ઉત્પન્ન થાય છે તે આપણે સારી રીતે જાણ્યે છીયે. વળી મનની ઉપર તરેહવાર સુચના થાય છે તે પ્રમાણે શરીરની ઉપર અસર થાય છે, જો કોઇ માણુસ સાજો હોય તે છતાં જો પાંચ ચાર માણુસ ભુલ ઠાપ ખવરાવી તેને એમ મનાવવામાં આવે કે તે બીમાર છે તો તે સાજો હોય છતાં તે બીમાર પડી જાય છે અને આ રીતે મનના ધખારાથી તે કેટલી વખતે મરણુ પામે છે. હીપનોતીઝમના કેટલાક પ્રયોગોમાં એક સાજાં માણુસનાં મનને એવી સુચના કરવામાં આવે કે તારાં શરીર છાગરા પડયા છે તો હીપનોટીઝમ પછી તેના શરીર ઉપર છાગરા માલમ પડશે, એજ રીતે આજે વરસોનાં વરસો થયાં મનની ઉપર ઘડપણુ અને કુદરતી મોતના છાપો પડવાથી માણુસમાં ઘડપણુ અને મોત ઉત્પન્ન થયું છે નહીં તો એ ચીજો માણુસ જેવા બળવાન જીવડામાં આવી શકે નહીં.

ડૉ૦ વીલીયમ હામંડ જણાવે છે કે "there is no physiological reason why man should die." માણુસ શું કામ મરવું જોઇયે તેનાં શરીરી કારણો માલમ પડતાં નથી.

ડૉ૦ થોમસ જણાવે છે કે "The human body is not like a machine which must wear out by constant

disintigration, for it is self-renewing" માણસનું શરીર કાંઇ સાંચાકામ જેવું નથી કે ચાલુ ઘસારાથી ઘસાઇ જાય પણ માણસનું શરીર તો હંમેશાં નવું ને નવું થતું જાય છે અને ઘસારા પુરાતા જાય છે.

Dr. Gregopry says "Such a machine as the frame, unless accidentally depraved, or injured by some external cause, would seem formed for perpetuity."

માણસનાં શરીરના જેવું સાંચાકામ અકસમાતથી બગડે, અથવા કોઇ બહારનાં કારણોથી ઇજા પામવા શિવાય હંમેશાં હૈયાતી ભોગવે એ રીતનું બનાવેલું જણાય છે.

મોતના ભેદ વિષે આ દલીલો રજુ કરવામાં આવે છે.

---

## પ્રકરણ ૩ જું.

---

## મોત થવાના જુદાં જુદાં કારણો.

ગયાં પ્રકરણમાં આપણે કુદરતી મોતનો ખરો અર્થ તપાસવાની કોશશ કીધી હતી, હવે આ પ્રકરણમાં જુદાં જુદાં કારણોથી મોત કેમ થાય છે, અને તે વખતે કેવી હાલત હોય છે તેની તપાસ કરીશું.

હેરવર્ડ કેરીંગટન અને જે. આર. મીડર નામના વિદ્વાનો મોત થવાનાં નીચલાં કારણો દાખલા દલીલો સાથે રજુ કરે છે તે આપણે તપાસ્યે. મોત નીચલાં કારણોથી થાય છે, કે (૧) ઓચિંતુ મોત થવું, (૨) મનનાં કારણોથી મોત થવું, (૩) ઝેહરથી, (૪) ટાઢથી ઠહરી જવાથી, (૫) ભુખમરાથી, (૬) બેહોશી (asphyxia) અથવા ડુબી જવાથી, (૭) આંચકો લાગવાથી, (૮) વિજળીથી, (૯) એકાએક સળગી જવાથી.

## ઓચિંતુ મરણ કેમ થાય છે.

ઓચિંતા મરણનો અર્થ (definition) પહેલાં તપાસીશું.

Dr. Brourdel says "We will define sudden death as the rapid and unforeseen termination of an acute or chronic disease which has in most cases developed in a latent manner."

ડૉ૰ બ્રોરડેલ "Death and Sudden Death" નામના પોતાનાં પુસ્તમાં ઓચિંતાં મરણનો અર્થ સમજાવતાં લખે છે કે "એક ચાલુ અને સખત દરદ જે ઘણા કેસોમાં ગુપ્ત રીતે વધતું જાય છે તેનું ન ધારેલું અંત આવવું," ઓચિંતા મરણથી આ અર્થ ઉપરથી જણાય છે કે કોઇપી માણસ ઓચિંતા મરણથી મરતું નથી, ઓચિંતા મરણ જેવી ચીજ નથી. કેટલાક દરદો માણસનાં શરીરમાં એવાં તો ગુપ્ત રીતે વધ્યાં જાય છે કે તેનાં ચીન્હો માણસને બહારથી માલમ પડતાં નથી. તે માણસને માલમ પડતું નથી કે તેને કાંઇ દરદ થયું છે. આવું દરદ ગુપ્ત રીતે વધ્યું જાય છે અને સેવટે મોત લાવે છે.

ઓચિંતુ મરણ નીચલાં કારણોથી થાય છે:—હરૃદય, શ્વાસ ક્રીયા, પાચન ક્રીયા, જ્ઞાનતંતુ હોજરી વિગેરેમાં બગાડો થવાથી; સ્ત્રીઓ ગર્ભસ્થાનના દરદોથી એકાએક મરણ પાંમે છે; છાકટપણાંથી, મીઠી પીસાબથી, નજળા વિગેરેથી પણ એકાએક મરણ થાય છે; ચાલુ નબળાઇથી, બેહોશીથી, લોહીમાં બગાડો થવાથી, અને લોહી વહી જવાથી પણ એકાએક મરણ નિપજે છે.

## લોહીના વહી જવાથી કેવી રીતે મરણ નિપજે છે.

ડૉ૰ હેરીસન લોહીના વહી જવાથી કેવી રીતે મરણ નીપજે છે તે વિષે જણાવે છે કે "હરૃદયથી આપણાં શરીરમાં લોહી ફરતું હોવાથી

જ્યારે કોઇબી ચીજ તેને બંધ કરે છે ત્યારે જીવન શક્તિનો નાશ કરે છે, લોહી ઘણું વહી જાય છે ત્યારે આમ બને છે અને મરણ કેવી રીતે થાય છે તેનો સારો દાખલો પુરો પાડે છે. દરદી ફીકકો અને બેહોશ થતો જાય છે, તેના હોથ સફેદ અને ધ્રુજતા માલમ પડે છે, થોડા વખતમાં શ્વાસ લેવામાં મુશકેલી પડે છે, અને કાનની અંદર અવાજો થતા માલમ પડે છે, નાડી ઘણી ધીમી નરમ અને અસ્થિર થાય છે, થાક અને અશક્તિ ભય ઉપજાવનારી થાય છે, તુરતજ એક જાતની બેચેની પેદા થાય છે અને આ બાજુ અને પેલી બાજુ તરફડીયાં મારે છે. છેવટે નાડી અસ્થિર થાય છે અને લોહી ભેજાં ઉપર ઘણુંજ કમી ચઢે છે. શરીરનો બહારનો ભાગ બરફ જેવો થંડો થાય છે, મનની ઉપર હજી અસર થતી નથી અને દરદી મરણ પામે છે એમ તે જાણે છે. હાથના પોચાં આગળ નાડી જોવી ફોકટ થઇ પડે છે, શરીરમાં ગરમી લાવવાના ઉપાયો ફોકટ જાય છે, શરીર એક જીવતું મુરદું થઇ પડે છે, હવે થોડા દચકાં ખાવાનું થાય છે અને ચહેરા ઉપર મોતનો છાપ મજબુત દેખાય છે."

## મનની અસરોથી મરણ કેમ થાય છે!

મનની અસરથી મોટે ભાગે દરદો અને મોત થાય છે. મોટા મોટા અભ્યાસીઓ, અને બુદ્ધિ બળનો ઉપયોગ કરનારાઓ વારંવાર ઘણા દરદોના ભોગ થઇ પડે છે. તેઓને માથાંનો દુખારો અને જ્ઞાનતંતુનાં દરદો થાય છે. ઉમરે પુગતાં તેઓમાં માથે લોહી ચઢી જવું અને ધ્રુજરી થાય છે. ફીફરૂં, ઘેલાપણું, કુજરાપણું, મનની બીમારીથી થાય છે.

હદ બહાર જુસ્સાઓ અને લાગણીઓ પણ ઘણી વખતે મોત ઉપજાવે છે, બેહદ ખુશાલી મોત લાવે છે, એકાએક બેહદ ખુશાલી લોહીને ઘણુંજ જોશ આપે છે જેથી માથે લોહી ચઢી જાય છે. એવું કહેવામાં આવે છે કે પોપ લીયો દસમો પોતાની પક્ષની ફ્રેંચો સામેની ફત્તેહની ખબર જાણી બેહદ ખુશાલીની અસરથી મરણ પામ્યો હતો.

હ્યુ ફ્લેડ જણાવે છે કે "મનની ચોકસ ટેવો અને સ્વભાવો શરીરની જીવન શકિતનો નાશ કરે છે, એટલુંજ નહીં પણ હંમેશ ઝેહેરી પીત્તા (gall) ને ઉશ્કેરે છે, તેઓ ચાલુ ઝેહરો ઉત્પન્ન કરે છે, અને આ રીતે પીત્તાને ચાલુ ઉશકેરવાથી શરીર પોતાની મેળે ભસ્મ થાય છે."

બેહદ ગુસ્સાથી પણ મરણ થાય છે. જોન હંટર જણાવે છે કે જે પ્રયાણે વિજળીથી મરણ આવે છે તેજ પ્રમાણે ગુસ્સાથી મરણ થાય છે.

ડૉ૦ હન્ટર પોતે ગુસ્સાથી મરણ પામ્યો હતો. ડૉ૦ ઘણોજ ગુસ્સાવાલો માણસ હતો અને ગુસ્સા ઉપર કાબુ રાખી શકતો ન હતો. એક દીવસે તેના સાથીએ તેને જુઠઠો પાડવાની કોશેશ કીધી તેથી તે એટલો તો ગુસ્સામાં આવી ગયો કે વધુ વાર બોલી શકયો નહીં અને પાસેના ઓરડામાં ચાલી ગયો, જ્યાં તે તુરતજ જમીન ઉપર તુટી પડી મરણ પામ્યો.

ધાસ્તી, ફીકર, ચીંતા અને નીરાશીથી મરણ પામતાં માણસોના દાખલા ઘણા મળી આવે છે.

હ્યુ ફ્લેંડ જણાવે છે કે ફીકર એ એક જાતના ચાલુ આંકરાં છે. તે નાના અવયવને સંકોચાવી નાખે છે, સઘળી ચામડી થંડી થઇ જાય છે, પરસેવો બંધ પડી જાય છે (કેટલીક વખતે જ્યારે એકદમ ધાસ્તી પડે છે, ત્યારે પરસેવો બહાર નિકળે છે). લોહી અંદરના મોટા અવયવમાં જમાવ થઇ રહે છે, નાડી અનિયમીત ચાલે છે, હૃદયમાં ઘણું લોહી જમાવ થાય છે, લોહી બરાબર ફરતું નથી અને પાચન શકિત બગડે છે, સઘળાં માંસ રજ્જુમાં ધ્રુજરી થાય છે, તે દુઃખી માણસ દોડવા જાય છે, પણ તેમ કરી શકતો નથી, તેનાં આખાં શરીરમાં ધ્રુજરી થાય છે, શ્વાસ ધીમો ચાલે છે અને મુશ્કેલીમાં પડે છે. ટુંકમાં બોલ્યે તો ફીકર છુપાં કાટીલ ઝેહરના જેવાં દરેક ચીન્હ ઉત્પન્ન કરે છે, અને તેનાં પરિણામો પણ જીંદગી ટુંકી કરવામાં તેટલાંજ ખરાબ છે.

ગ્રોસાસ જણાવે છે કે "એક સ્ત્રીએ પોતાના પોશાકમાંથી છાતીમાં એક નાના દેડકાને દાખલ થયલો જાણી એટલી તો ધાસ્તી ખાઇ ગઇ કે ફેફસામાંથી ઘણું લોહી વહેવા લાગ્યું, જેથી થોડા વખતમાં તેણી મરણ પામી. ગમગીની અને ધાસ્તીમાં રડવાથી ઘણો બચાવ થાય છે. ગમગીનીમાં જેઓ ઘણા રડે છે તેઓમાં મરણ માલમ પડતું નથી. કારણ આંસુ પડવાથી માથાં અને ફેફસાં ઉપરના દબાણને ઘણી રાહત મળે છે, જે પ્રમાણે તાવમાં પરસેવો પડયાથી રાહત મળે છે તેમ.

## ઝેહેરથી કેમ મરણ થાય છે?

પહેલાં ઝેહેર એટલે શું? અને ઝેહેર કેમ મરણ નિપજાવે છે તે તપાસ્યે.

ડૉ૦ સ્મિથ જણાવે છે કે "સાધારણ રીતે એવું કહેવાય છે કે ઝેહેર તે ચીજ છે જે અવયવ અથવા અવયવોના અણુઓના બંધારણમાં ફેરફાર કરે છે અને તેનાં નિયમીત કાર્યથી તેઓને વેગળાં કરે છે. પણ એક ચીજને ઝેહેરી બનાવવાને તેના અણુઓમાં કેટલા પ્રમાણમાં ખલલ થવી જોઇએ અને નિયમીત કાર્યમાં કેટલો ફેરફાર થવો જોઇએ તે કહેવું અશકય છે.

એવું માનવામાં આવે છે કે કાર્યસાધક રીતે દરેક ઝેહેર શરીરનાં કોષો (cells) ની ખાસીયતમાં તદ્દન ફેરફાર કરી નાખે છે અને વળી ઝેહેરી ચીજના રસાયનીક બંધારણમાં પણ ફેરફાર થાય છે. શરીરી કોષો અને ઝેહેર વચ્ચેનું કાર્ય કવચીતજ શરીરક ખાસ્યતનું હોય છે, તે છતાં ઝેહેર જ્યારે લોહીની ઉપર અસર કરે છે ત્યારે તે પ્રમાણે થાય છે. કેટલાંક ઝેહેરો જેવાં કે એનીલાઇન્સ (anilines) માં લોહીમાં ફેરફાર થાય છે...........કેટલીક ધાતુઓ (metals) થી પણ એજ રીતનું ઝેહેર ચઢે છે અને કોલેરાનું ઝેહેર પણ એજ રીતે અસર કરે છે. બીજાં કેટલાંક ઝેહેરોમાં ઝેહેરનાં તત્વો શરીરના

કોષોનાં તત્વો સાથે સીધી રીતે જોડાય છે, તેમાંથી નવું રસાયનીક બંધારણ થાય છે, જેથી કોષોનાં અણુઓનાં કાર્યમાં તે વચ્ચે આવે છે."

ઝેહેરો તેની શરીર ઉપરની અસર પ્રમાણે ત્રણ રીતના જણાવવામ આવ્યાં છે. ઉશ્કેરનાર (irritant), કોતરી નાખનારા (corrosive અને જ્ઞાનતંતુનો નાશ કરનારા (neurotic). આરસનીકનાં ઝેહેરથ મરણ પામેલાં માણસનું શરીર વરસો સુધી તાજું રહે છે અને તેમાં કોહવા માલમ પડતો નથી. એલીસ હેવીત જેને તેની છોકરીએ આરસનીકનુ ઝેહેર આપ્યું હતું તેનાં શરીરને લગભગ ત્રણ મહીને પાછું કૉફીનમાંથ કહાડયું હતું. તેના આંતરડાં માંથી ૧૫૪) ગ્રેન નકકર આરસનીક માલમ પડી હતી. બીજા દાખલામાં ૮ વર્ષ સુધી શરીર કોહયા વગર રહ ગયું હતું, બીજા કેસોમાં ૧૨ અને ૧૩ વર્ષ સુધી મુરડાં કોહયા હતાં. આ ઝેહેર શરીરને કહોતું અટકાવે છે અને વરસો સુધી એમ એમ રાખે છે.

તેજાબોના ઝેહેરમાં મોહમાં બળવા જેવું દુઃખ લાગે છે, હો ઉપર પીળો, કાળો અથવા સફેદ રંગ માલમ પડે છે. ઉલટી અને ઝાડે થાય છે. ફીકકો ચહેરો, ઠંડો પરસેવો, નબળી નાડી સાથે શ્વાસ જોરમ ચાલે છે. આ દરદી ઘણાં દુઃખથી મરે છે.

અફીમના ઝેહેરમાં ગુફન થાય છે, આંખની કીકી બારીક થા જાય છે. દુઃખ લાગતું નથી, શ્વાસ ઘણો ધીમો ચાલે છે, મીનીટમ ૬-૮ વખત ચામડી ભીની માલમ પડે છે, મહો સુકાય છે. કો વખતે એકદમ ભાન આવે છે અને પાછું બેભાન થાય છે.

## ટાઢથી ઠઠરીને મરણ કેમ થાય છે.

"જ્યારે એક માણસ ટાઢથી ઠઠરી જાય અને લાગણી સુન મારી જાય છે ત્યારે મરતી વખતે દુઃખ લાગતું નથી. તેને ઉંઘ આ છે અને ઉંઘમાં કંટાળો ખમી શકતો નથી. ઉંઘાવાથી તે ઠઠરી ને મ

જાય છે. તેના ભયની પણ દરકાર કરતો નથી. આમ થવાનું કારણ કે તેની મરજીનું બળ ઘણુંજ ઓછું હોય છે, તેથી તેને ઉંઘની લાગણી ને આધીન થઇ પોતાનું મોત લાવે છે. ઠરવાથી ઉંઘ આવે છે જે ઘણી નબળાઇ કરે છે, ભેજું ચપળ થઇ શકતું નથી, અને મનની ચપળતા ને તરેહવાર સ્વપનાઓ અને મનના ધખારા ઉત્પન્ન થાય છે.

અત્યંત ટાઢથી શરીરની તંનદરોસ્તી જતી રહે છે અને જે પ્રમાણે ખરાબ હવાના કુવામાં શરીર ગુંગળાય છે અથવા ભઠ્ઠીમાં ભુંજાય છે તેવી હાલત થાય છે. ટાઢથી ઠઠરાઇ જવું એ એક જાતની "મોતની ઉંઘ" જે ઉંઘ મરતી વખતની અગાઉ ઘણી શાંત માલમ પડે છે અને જેમાંથી પેલી જહાનમાંજ જાગૃત થવાય છે. આ મોત પેહેલાં ઠંડીની લાગણી પસાર થઇ જાય છે, ત્યાર પછી દુઃખ વગરનું હોય છે. ટાઢમાં ખુલ્લાં પડતાં પહેલી લાગણી ઘણીજ દુઃખદાયક હોય છે તેથી કેટલાકો એ રીતે આપઘાત કરતા નથી."

## ભુખમરાથી મરણ કેમ નીપજે છે.

ખોરાક વગર જીવવાની મુદ્દત ગરમ અને ઠંડા લોહીવાળાં પ્રાણી-ઓમાં જુદી જુદી હોય છે ચોસેટ જણાવે છે કે કેટલાક ગરમ લોહીવાળાં જાનવરો જ્યારે પોતાનાં શરીરનો વજન ૪૦ ટકા જેટલો ઓછો થાય છે ત્યારેજ મરણ પામે છે. તે વધુ જણાવે છે કે જે અરસામાં જાનવર ભુખમરો ભોગવે છે તે અરસાની અરધી અથવા પોણી મુદ્દતમાં તે ભુખમરાનાં ચીન્હો ઘણાં શાંત માલમ પડે છે, ત્યાર પછી શરીરની ગરમી વધે છે, બેચેની અને બીજવાત ઉત્પન્ન થાય છે, પણ જ્યારે શરીર જલ્દી થંડું થાય છે ત્યારે સુસ્તી માલમ પડે છે અને જીંદગી ખતમ થાય છે.

માણસો ખોરાક વગર ઘણા દીવસ સુધી જીવે છે. કેટલાક કેસોમાં ૬૦) દીવસ સુધી અપવાસ કરવામાં આવ્યો હતો અને તેથી પણ વધુ

મુદત કેટલાક તબીબનાં પુસ્તકમાં જણાવી છે. આ કેસોનો ભુખમરા બાબે અભ્યાસ કરવામાં આવ્યો હતો. શરૂઆતમાં માણસ સાધારણ હાલતમાં રહે છે પણ પાછળથી તેની અસરો શરીરના અવયવ ઉપર ઘણી નુકસાનકારક માલમ પડે છે.

આપણે ધાર્યે છીયે તે કરતાં ભુખમરો ઘણા લાંબા વખતે માલમ પડે છે. કેટલીક હાલતમાં એક માણસ બેથી ત્રણ મહીના સુધી ખોરાક વગર જીવી શકે છે. આ મુદતના પહેલા ભાગમાં અપવાસથી ફાયદો થાય છે. પણ તે અપવાસથીજ પણ ભુખમરાની મુદતમાં નહીં. અપવાસ અને ભુખમરો એ બે જુદીજ સ્થિતી છે. જ્યારે અપવાસની મુદત ખલાસ થાય છે ત્યારે ભુખમરાની મુદત શરૂ થાય છે. ભુખમરામાં માંસરજજુઓ સંકોચાય છે, શરીર તવાતું જાય છે, અને મન નિર્બળ થાય છે. નીતિની શક્તિઓ મંદ થતી જાય છે અને સુધરેલા લોકોમાં પણ માણસને ખાવાના દાખલા જણાયા છે.

## ગુંગળાવાથી અને પાણીમાં ડુબી જવાથી કેમ મરણ નીપજે છે.

ગુંગળાઇ જવાથી લોહીને પુરતી હવા નહીં મળવાથી ભાન ગુમ થાય છે. શ્વાસની નળીમાં કાંઇ બીજી ચીજ જવાથી શ્વાસ લેવાની નળી બંધ થઇ જાય છે, અથવા ફાંસો ખાવાથી જેમ ગરદન દબાઇ જાય તેવા કેસોમાં પહેલી ૨૦ થી ૩૦ પળો શાંત જાય છે, ત્યાર પછી શ્વાસની અંદર જવા અથવા બહાર નિકળવાની હિલચાલ થાય છે. એક પળ સુધી શ્વાસ વધુને વધુ ઝડપથી અને ઉંડાણથી ચાલે છે અને આશરે એક મીનીટમાં શ્વાસ બહાર નિકળવા માટે જબરી તાનતોડ થાય છે. શ્વાસ અંદર લેવા માટે પણ તાનતોડ જેવી હિલચાલ થાય છે, પણ સાધારણ રીતે નરમ પ્રકારની હોય છે. ત્યાર પછી થાક ચઢવાની મુદત આવે છે. શ્વાસ લેવાની હિલચાલ ધીમીધીમી અને વધુ અનિયમિત થતી જાય છે અને રફતે રફતે

બંધ પડે છે. આ અરસામાં ચહેરો ફિકકો થતો જાય છે અને ત્યાર પછી એકદમ લોહીથી લાલ થઇ જાય છે. હોથ બલુથી જાંબુરા થાય છે અને પહેલાં શરીરની ગરમી વધે છે અને પાછળથી ઓછી થાય છે અને પહેલાં લોહીનો જોસ વધે છે અને રફતે રફતે સૂન્યપર આવે છે. ગુંગલાત પછી એક મીનીટના અરસામાં બેહોશી થતી જાય છે, પીસાબ અને નરક બહાર નિકળી પડે છે અને માસરજજુ ધીલાં પડી જાય છે.

અગત્યનાં ચીન્હો માલમ પડે છે તે એ કે ગુંગલાતથી જે રીતનું મૌત થાય છે તેમાં શરીરનું થંડું પડવું ધીમું થાય છે. લોહી હંમેશાં પ્રવાહી રહે છે અને હૃદય આગળ તેના ગાંગડા માલમ પડતા નથી. લોહી સાધારણ રીતે ઘણું કાળા રંગનું હોય છે. ફેફસામાં લોહી જમાવ થઇ રહે છે. ફેફસાનાં મુળમાં નાનાં ધાબાં માલમ પડે છે.

ફાંસો ખાઇ મરતી વખતે ભેજાંમાં લોહીની ફરહર અટકી જાય છે. ચહેરો ફીકકો પડે છે, આંખ ઘણી બહાર માલમ પડે છે, જીભ વારંવાર બહાર નિકળી આવે છે અને હાથ મુઠ્ઠી વાળેલા હોય છે.

ગુંગળાવાથી મોત નીપજે છે તે ફેફસાંથી શરૂ થાય છે અને તેજ વખતે શરીરના માસ રજજુને લકવો થાય છે, દરદીની કાર્ય કરવાની શક્તિ ગુમ થાય છે, પણ તે છતાં ભાન રહે છે. તેનાથી બોલાતું પણ નથી અને ધાટકી મોત તસુએ તસુ પોતાના પંજામાં તેને સપડાવે છે. જો વખતસર આ મુગા પછાડામાંથી બચાવામાં આવતું નથી તો મોતના પંજામાંથી તેનેથી છટકાતું નથી. હજી ભાન રહે છે, ભેજું મોતની જંજીર ભાંજવાની કોશેશમાં જીંદગીની આગલી પાછલી બાબદોનાં ચિત્રો તેની યાદદાસ્ત શકિત ઉપર વિજળીની ઝડપે પ્રકટ થાય છે, જેથી તેને ખ્યાલ આવે છે કે તે મરણ પામે છે.

## ધક્કો (shock) લાગવાથી મરણ થવું.

મનને અથવા શરીરને આચકો અથવા ઝટકો લાગવાથી મરણ નિપજે છે, તે વખતે નીચલાં ચિન્હો માલમ પડે છે, ચહેરો ફીકકો થઇ જાય છે,

શરીર ઠંડું પડી જાય છે અને તેપર પરસેવો માલમ પડે છે. હાથ અને પગ બરફ જેવા થંડા થઇ જાય છે, ભેજાું ફરવા માંડે છે, ભાન ગુમ થઇ જાય છે અથવા ઘેરાયલું રહે છે. નાડી ઝડપી થાય છે અને આંખો અંદર જાય છે અને બેધ્યાન માલમ પડે છે.

ધક્કાથી કોઇબી નીચલી ત્રણ રીતે મરણ નિપજે છે (૧) માંસ રજજુના નાશકારક ફેરફાર થવાથી સંપૂર્ણ મોત નીપજે છે-(૨) જ્ઞાન તંતુના ચક્ર ઉશ્કેરાવાથી શ્વાસ અને હૃદયના માસ રજજુ એકદમ બંધ પડી જવાથી મોતનો દેખાવ થાય છે, બીજા ખોલોમાં જીવન શકિત દબાઇ રહે છે, **ખરૂં મરણ નિપજતું નથી.**-(૩) જ્ઞાનતંતુની શક્તિ એકદમ જોસમાં વાપરી નાખવાથી, થોડા વખતની થાકથી દરદીને સજીવન કરવાના તુરતજ ચાંપતા ઉપાય લેવામાં આવે છે તો તે પાછો ઉઠી શકે છે. આવા કેસમાં "ઑકસીજન" હવા ઘણી અસરકાર થઇ પડે છે. ધકકો લાગવાના ઉપલા દાખલામાં વિજળી અથવા ફકટ થંડું પાણી લગાડવાથી ઘણી ફત્તેહ મળે છે. આવા બનાવમાં દરદીને મોતમાંથી પાછો સજીવન કરી શકાય છે, જે આપણે હવે પછીના પ્રકરણમાં તપાસીશું.

## વિજળીથી મોત કેમ થાય છે?

ટાઢથી ઠઠરીને માણસ મરણ પામે છે તે દાખલામાં શરીર પહેલાં મરણ પામે છે અને ભાન સેવટ સુધી રહે છે, જ્યારે વિજળીથી મરણ પામે છે તે વખતે એથી ઉલટુંજ થાય છે. આવા દાખલામાં ભાન એકદમ ગુમ થાય છે, પણ શરીરના કોષોની જીવન શકિત વિજળી લાગવા પછી પણ લાંબો વખત રહે છે અને પછીજ શરીર કોહવા માંડે છે. ટાઢથી ઠઠરીને મરવાના કેસમાં એથી જુદુંજ થાય છે. ત્યાં શરીરનું મરણ પહેલાં થાય છે. પણ એ સવાલોનો નિર્ણય કરવાને બારીક અભ્યાસની જરૂર છે.

કેટલાકો ખાત્રી આપે છે કે તુરતજ ચાંપતા ઉપાય લેવામાં આવે છે તો વિજળીથી મરણ પામતા માણસોના ઘણા કેસો સજીવન કરવામાં આવે છે, જેના દાખલા હવે પછીનાં પ્રકરણમાં આપવામાં આવશે. દુબી મરણ પામતા માણસની જે રીતે સારવાર કરવામાં આવે છે તેવી સારવારથી સજીવન થાય છે.

## આકાશી વિજળીથી મરણ કેમ થાય છે.

સાધારણ રીતે ધારવામાં આવે છે તે કરતાં વધુ મરણ આકાશી વિજળીથી થાય છે, એથી જે નુકસાન થાય છે તે બહારના જોર જુલમથી થાય છે તેના જેવું છે. કપડાં શરીર ઉપરથી ફાટી ટુટી જાય છે, શરીર અથવા કપડાંના ટુકડા ફાટી ટુટી ઘણે દુર જઇ પડે છે, વળી શરીર ઉપર ધાતુની ચીજ હોય છે તે પિગળી જાય છે. જ્યારે લોખંડની ચીજ લોહચુંબક થઇ જાય છે. આકાશી વિજળી લાગવાથી પછી શરીરની ઉપર ઝાડ અથવા પાંદડાંના આકારોનાં ચિત્રો પડે છે, જેના ખરા દાખલા મોજુદ છે. આકાશી વિજળીના ફાંટાંઓ અજબ જેવા હોય છે. એક વખતે આકાશી વિજળીથી એક માણસ ઘાસની પુરીની માફક સળગી ઉઠયો, બીજાના હાથ બળીને રાખ જેવા થઇ ગયા, જ્યારે હાથ ઉપરનાં મોજાં જેવાંને તેવાં ઉપર રહી ગયાં. વળી ત્રીજાની લોખંડની સાંકળી ભઠીમાં પીગળી જાય તેમ પીગળી ગઇ. એક શીકારીના હાથમાં ભરેલી બંદુક હતી તેને સળગાવ્યા વગર મારી નાખ્યો. એકના કાનની કડી પીગળાવી નાખી પણ ચામડીને કાંઇ ઇજા થઇ નહીં, એક જણાના કપડાં બાળી નાખ્યાં પણ તેને કાંઇ ઇજા થઇ નહીં, વિગેરે.

## વાદળાંની વિજળીના ઝટકાથી માણસ કેમ મરણ પામે છે.

એ વિષેના ડૉ૦ જો. નોટનાં લખાણનો ટુંક સાર નીચે મુજબ છે:—

જે ચીજ વિજળીના પ્રવાહને ખેંચી લેવાની શકિત ધરાવે છે તે ચીજને એક વિજળીથી ભરેલી ચીજ નજીક કાંઇપ્રી સંબંધમાં લાવ્યા

વગર જરા તફાવતે તે ચીજમાં સામી જાતની વિજળી ભરાઇ જાય છે, અને તેમાં પણ તેટલાંજ બળની વિજળી એકઠી થાય છે. આ શરીરીક નિયમ પ્રમાણે એક માણસ સરખી વિજળીથી ભરેલાં વાદળાંની થોડે છેટે ઉભો રહી શકે છે. આ સ્થિતિમાં "ખેંચાણ નહીં થવા" ની શકિત (induction) ના નિયમ પ્રમાણે તેનું શરીર સામી જાતની વિજળીથી ભરાઈ જાય છે. જો કાંઇબી અડચણ થયા વગર સમતોલ હાલત જાળવી રાખવામાં આવે છે તો તેને કાંઇબી માઠી અસર લાગતી નથી, પણ જ્યારે પેલું વાદળું પોતાની વિજળી સામી બાજુએ ખાલી કરે છે, ત્યારે ખેંચાણ નહિ થવાની શકિતની અસર એકદમ બંધ પડે છે. એકેકથી ઉલટા પ્રકારની વિજળીના પ્રવાહ દુન્યાના ભંડારમાંથી ખેંચી સામી જાતની ખેંચાઇ આવેલી વિજળીના જથાની અસર તોડી નાખે છે. જેટલા જોશમાં વાદળું પોતાની વિજળી ખાલી કરે છે તેટલાંજ પ્રમાણમાં માણસના જ્ઞાનતંતુને આંચકો અથવા ધકકો લાગે છે અને તુરતજ માણસ પડીને મરણ પામે છે અને તેનાં શરીરની ઉપર ઇજાનું એક પણ ચિન્હ માલમ પડતું નથી. વિજળીના સીધા ચમકારાના સંબંધમાં એક ચીજ આવે છે તો તે કેસમાં વિજળી ઘણીજ અંદર પેવશ થઇ ગયલી માલમ પડે છે.

## શરીરનાં આપોઆપ સળગી ઉઠવાથી મરણ થવું.

શરીર પોતાની મેળે સળગી ઉઠે એમ સાધારણ રીતે માનવું મુશકેલ માલમ પડે છે અને કોઇકજ એમ માનતા હશે. પણ કેટલાક ખાત્રીપુર્વક દાખલા મળી આવ્યા છે જેમાં અત્યંત દારૂ પીનારા માણસોનાં શરીર આપોઆપ સળગી ઉઠી તેઓ મરણ પામ્યા છે, એવા થોડા દાખલા આપણે હ્યાં રજુ કરીશું. ડૉ૦ ટ્રાલ એ વિષે જણાવે છે કે "જેઓ હદ બહાર દારૂ પીએ છે તેઓનાં શરીર પોતાની મેળે સળગી ઉઠે છે, તેના ખાત્રીપુર્વક દાખલાઓ મળી આવ્યા છે, માટે એ બાબદની શંકા રહેતી નથી. આવા દાખલાઓમાં મોટે ભાગે વૃધ સ્ત્રીઓના દાખલા હોય છે. કેટલાક દાખલાઓમાં કાંઇપણ બહારનાં કારણ વગર આપો આપ

શરીરમાં બળતું સળગી ઉઠે છે, જ્યારે કેટલાક દાખલાઓમાં ચુલા, મીનબતી વિજળીની બતીથી દારૂડિયાનું શરીર સળગી ઉઠે છે. આવા દાખલામાં અજાયબ જેવી ચીજ એ થાય છે કે જે બળતાંથી આખું શરીર ખાક થઇ જાય છે તેજ બળતું જે પલંગ ઉપર તે માણસ સુતો હોય તેને જરાપણ સળગાવતું નથી અને વધુ અજાયબી એ છે કે એ બળતાં ઉપર પાણી નાખવાથી તે બુજાવાને બદલે ઉલટું વધારે સળગે છે.”

કેરીંગટન એક દાખલો આપે છે કે “એક બાળકે એક જાતનું લાલ ફળ (chestnut) બરાબર ચાવ્યા વગર ખાધાથી અજીરણથી મરણ પામ્યું. તે બાળક આખો દિવસ તે ફળના બાગમાં ભટકયું અને તે ફળો ખાધાં અને સવારે ત્રણ વાગે ઘણીજ તાણતોડ કરી મરણ પામ્યું. આ એક શેહેરમાં થયલું હોવાથી પાડોશીઓ તેનું શરીર દાતવાને માટે તૈયાર કીધું, અને તેનાં કફન તૈયાર કીધાં તો માલમ પડયું કે આખું શરીર સળગી ઉઠયું હોય તેમ લાગ્યું. બળતું પગથી તે માથાં સુધી લંબાયું હતું અને કોઇબી રીતે તે બળતાંને બુજાવી શકાયું નહીં, પણ સેવટે તે પોતાની મેળે ગુમ થઇ ગયું. આ બલુ રંગનુ બળતું જે શરીર ઢાંકી નાખતું હતું તેનો તાપ ખુલ્લી રીતે લાગતો હતો, તે છતાં તે મુરદાંના શરીરને અથવા બીછાનાને બાળી શકવાને પુરતું નહતું, અને તે છતાં જ્યારે મુરદાંને જે ચાદર ઉપર પડયું હતું ત્યાંથી ખસેડવામાં આવ્યું ત્યારે માલમ પડયું કે ચાદર એવી રીતે બળી હતી કે તેની ઉપર માણસનાં શરીરની કિનારીઓનું ચિત્ર પડયું હતું. આ દાખલામાં દારૂએ કાંઇ પણ ભાગ ભજવ્યો ન હતો, પણ કાંઇબી શક વગર માલમ પડે છે કે પેલાં ફળથી શરીરમાં જે રસાયનીક ફેરફાર થયો તે દારૂના જેવોજ હતો.

---

## પ્રકરણ ૪ થું.

---

## મોત પારખવાની રીતો.

એક માણુસ ખરેખર મરણુ પામ્યું છે કે નહીં અથવા તો મોતનાં ચિન્હો શું છે તે પારખવાની રીતો તપાસીશું. મોતનાં સાધારણુ ચિન્હો સાધારણુ રીતે જ્યારે એક માણુસ મરણુ પામે છે ત્યારે આપણુને નીચલાં ચિન્હો માલમ પડે છે:—

૧. શરીર હીલચાલ વગરનું સ્થિર થઇ જાય છે.

૨. શ્વાસ ચાલતો નથી.

૩. સુંઘવા અને સાંભળવાની તેમજ જોવાની શકિત જતી રહે છે.

૪. શરીરની લાગણી જતી રહે છે.

૫. હૃદય ચાલતું માલમ પડતું નથી.

૬. નાડી પણુ ધપકતી નથી.

૭. શરીરની ગરમી જતી રહે છે યાને ઠંડું માલમ પડે છે.

૮. બુદ્ધિબળ જતું રહે છે યાને બેહોશી માલમ પડે છે.

૯. ચેહરો ફિકકો માલમ પડે છે.

૧૦. આંખ તેજ વગરની અને ડોળો નાનો થયલો માલમ પડે છે.

હવે આપણુને તપાસવાનું એટલુંજ કે ઉપલાં ચિન્હો મોત પારખવા માટે પુરતાં છે કે?

એક પછી એક ઉપલાં ચિન્હો લઇ તેની તપાસ નીચે પ્રમાણે કરીશું.

બેહોશી અથવા છાતી બેસી જાય છે તે વખતે માણુસનું શરીર સ્થિર અને લાગણી અથવા ભાન વગરનું માલમ પડે છે તે છતાં માણુસ જીવતું

રહે છે. બેસુદ્ધિ અથવા સમાધીની હાલતમાં શ્વાસ મુદ્દલ ચાલતો નથી તે છતાં પણ માણસ જીવતું રહે છે, માટે શ્વાસ બંધ થઇ ગયો એટલે માણસ મરી ગયું એમ ધારવું ખોટું છે.

ડૉ૦ બ્રોટેલ પોતાનાં પુસ્તક Death & Sudden Death માં લોહીની ફરહર અને હૃદયની તપાસ મોત પારખવામાં કેમ વાપરવી જોઇએ તે વિષે નીચે પ્રમાણે જણાવે છે:—

બોચટ જેને આ સર્વે સવાલોનો ઘણો સંભાળથી અભ્યાસ કીધો છે તે વાજબી રીતે જણાવે છે કે કોઇએ નાડી તપાસીને સંતોષ મેળવવો નહીં જોઇયે પણ હૃદયની પણ તપાસ કરવી જોઇયે.

તે જણાવે છે કે હૃદય જો બે મીનીટ ચાલતું બંધ પડે તો મોતની તપાસ બરાબર થયલી માલમ પડે છે. એંદ્રલ એ બાબદમાં જણાવે છે કે હૃદય પાંચ મીનીટ સુધી બંધ રહેલું જોઇયે. પાછળથી તે જણાવે છે કે એ વખત પણ પુરતો નથી. તે જણાવે છે કે એક સ્ત્રીનું હૃદય બંધ પડલું માલમ પડયું પછી કેટલાક કલાકે પાછી સજીવન થઇ હતી. જોકે એ ખરૂં છે કે કોઇ કોઇ વખતે થોડા ધપકારા માલમ પડતા કે વળી પાછા બંધ થઇ જતા હતા.

"બોચેટ જણાવે છે કે અરધો કલાક સુધી હૃદયનું ચાલવું સાંભળવું જોઇયે, પણ તેમાં એ રીતની ભુલ થાય છે. તમે લાગત અરધો કલાક સાંભળી શકશો નહીં. એમ કરવાની કોશેશ કરશો તો પાંચ અથવા છ મીનીટમાં તમે ધું ધું કરતા તરેહવાર અવાજો માલમ પડશે અને સેવટે **તમારા પોતાના** હૃદયના ઢપકારા સાંભળશો. જ્યારે એક જાનવર મરી જતું હોય છે તે વખતે તેનું હૃદય સાંભળશો તો તમે હૃદયના બે અવાજ સાંભળશો, ત્યાર પછી એક, જે પણ તુરતજ ગુમ થઇ જશે. જો તમે તે જાનવરને ચીડીને જોશો તો તો હૃદય ઢપકતું માલમ પડશે. તેથી માલમ પડે છે કે જો હૃદય ચોક્કસ પ્રમાણમાં ઢપકે છે તોજ તેના ઢપકારા સાંભળી શકાય છે."

કેરીંગટન જણાવે છે કે જો હૃદયના ઢપકારા સાંભળવાથી મોત પારખી શકાતું નથી તો પછી લોહીનાં ફરહરના બીજાં ચિન્હો તપાસવાથી માલમ પડશે કે? જો મરણ પછી સાધારણ નેસ ખોલવામાં આવશે તો લોહી માલમ પડશે નહીં, પણ થોડા કલાક પછી તે જખમમાંથી લોહી બહાર નિકળશે, ધોરી નેસ સંકોચાવા માંડશે અને ઝીણી રેસામાંથી નસ મારફતે લોહીને બહાર કાઢશે. એથી વધુ શરીરમાં જે ગેસો ઉત્પન્ન થાય છે તે લોહીને સપાટી ઉપર લાવે છે. તેથી જો ચામડીને ચીરવામાં આવે છે તો કેટલી વખતે લોહી વહે છે. હૃદયના બંધ થઇ જવાથી ઉપલાં ચિન્હો માલમ પડે છે તે પરથી એમ નથી ઠરતું કે પાછું હૃદય કાંઇ નહીં ચલાવી શકાય.

આંખ તેજ ખોઇ દે છે તેથી પણ મોત પરખાતું નથી, કારણ તેમાં લોહીની ફરહર ન થવાથી થાય છે.

## મરતાં માણસના આંખમાં પડતાં ચીત્રો.

આંખ વિષે કેરીંગટન એક અજાયબ જેવો દાખલો આપે છે જેથી લોકોનું ભારે ધ્યાન ખેચાયું હતું. એવું જણાવવામાં આવે છે કે જ્યારે માણસ એકાએક મરણ પામે છે ત્યારે જેબી ચીજ તે પળે તેની આંખ આગળ હોય છે, તેનું ચિત્ર આંખમાં પડી રહે છે. કેટલાકો આ વાત માનતા નથી, પણ તેમાં સચ્ચાઇ છે. હેદલબર્ગના એક વિદ્વાન નામે કુનેહ એક સસલાંની આંખ આગલ સળયાનું બારણું મુકયું અને તુરતજ તે સસલાંને મારી નાખ્યું, તેનો આંખનો ડોળો બહાર કહાડયો અને તેની કીકીનો ફોટોગ્રાફ લીધો. ફોટોગ્રાફમાં તે લોખંડના સલયા ખુલ્લા માલમ પડયા. મરણ પામ્યા પછી તુરતજ ફોટોગ્રાફ લેવો જોઇયે. મરણ પછી ચોવીસ કલાકે આંખની કીકીમાં તે ચીજોનો છાપ ઘણોજ ઝાંખો માલમ પડે છે.

**શરીર થંડું પડી જવાથી** પણ મોત પારખી શકાતું નથી. જો હવા ગરમ હોય છે તો શરીર જલદી થંડું થતું નથી. વળી બેસુદ્ધિ અથવા સમાધિમાં શરીર થંડું થઇ જાય છે તે છતાં, શરીરને સજીવન કરી શકાય છે. જો શરીર ઉપર ગરમ કપડાં પહેરવામાં આવે છે તો શરીર જલદી થંડું થતું નથી.

ઉપલાં સર્વે દાખલા દલીલો ઉપરથી માલમ પડે છે કે મોત પારખવાની ઉપલી સર્વે તપાસ પુરતી નથી. માટે હવે આપણે થોડી વધુ તપાસ રજુ કરીશું.

## મોતનો સોડમ (Odor Mortis)

ડૉ૦ એ. બી. ઇસમ "મોતના સોડમ" વિષે એક નિબંધ ૧૮૭૫ ના સાલમાં સીનસીનાતીની વૈધશાળામાં વાંચ્યો હતો જેનો હેવાલ કેરીંગટન નીચે પ્રમાણે રજુ કરે છે:—

આ નિબંધ વૅાશીંગટનની ઑસપીટલમાં જાતી તપાસના દાખલાને આધારે રજુ કરવામાં આવ્યો હતો.

**મોતનો સોડમ કસ્તુરીના જેવો હોય છે.** તે છતાં કસ્તુરી અને એ સોડમ જુદાજ પ્રકારના હોય છે, એ બાબદના દાખલા તપાસ્યે.

દાખલો પેહેલો. ૧૮૭૮ માં ડૉ૦ ઇસમને એક દરદીને સોંપવામાં આવ્યો, તે દરદી ચાલુ દારૂ પીવાથી ભેજાની ઉપર અસર થવાથી રફ્તે રફ્તે મરતો હતો અને બેભાન હાલતમાં હતો, શ્વાસ ઘણો અવાજ કરી ચાલતો હતો અને નાડી કેટલીક વખતે નહીં માલમ પડે એવી ધીમી ચાલતી હતી. તે મધ્ય રાતે તે દરદી આગળ હતો અને એ વખતે પોતાના જમના હાથ કસતુરી જેવો સોડમ માલમ પડયો, એ હાથ વડે પેલા દરદીની નાડી તેમજ ગરમી તપાસતો હતો. પેલા દરદીના ડાવે હાથે સારવાર કરતાં તે હાથ ઉપર પણ તેજ સોડમ માલમ પડયો, આ તખીબે ત્યાંના બીજા

સારવાર કરનારનું ધ્યાન ખેંચ્યું, જેને પણ કસતુરી જેવો સોડમ માલમ પડયો. તપાસ કીધી તો ત્યાં કોઇએ પણ કસ્તુરી વાપરી હતી નહીં, ફક્ત તે દરદીના સંબંધમાં આવતાંજ તે કસતુરીનો સોડમ આવતો હતો. દરદી ૩૩) કલાકમાં મરણ પામ્યો.

દાખલો બીજો. ૧૮૭૯ માં ડૉ૦ ઇસમનની સારવાર હેઠળ એક સ્રી દરદી હતી. તે તબીબને એક દિવસે બોલાવવામાં આવ્યો, તે દાખલ થયો ને ઓરડામાં કસતુરીના જેવો સોડમ માલમ પડયો, અરધા કલાકમાં દરદી મરણ પામ્યો.

આ પુસ્તકના લખનારે પોતે પણ મોતનો સોડમ ઉપર દરશાવ્યા પ્રમાણે અનુભવ્યો છે. મારી એક સગી સુવાવડખાનામાં ઝેહેરી તાવથી પીડાતી હતી, તેના મોતની એક દીવસ અગાઉ હું તેણીને જોવા ગયો તો તે દરદીના ઓરડામાં મને કસતુરીના જેવો સોડમ આવતો માલમ પડયો, તેનો ભેદ હવે મને સમજ પડે છે. તે દરદી બીજે દીવસે મરણ પામ્યું હતું.

**મોતની ચેતવણી કુતરા તરફથી:**—આપણામાં સાધારણ રીતે એવો વહેમ છે કે કોઇ બીમાર પડયું હોય ને કુતરો ત્યાં રડે છે તો તે બીમાર થોડા વખતમાં મરણ પામે છે. આનો ભેદ પણ એજ છે કે કુતરાને વાસ અથવા સોડમ પારખવાની શકિત ઘણી તિક્ષણ હોય છે. આ કસતુરી જેવો સોડમ પહેલાં કુતરાને આવે છે જેથી તે ગભરાટમાં પડી રડે છે.

આવો બનાવ પણ આ પુસ્તકના લખનારે પોતે પણ અનુભવ્યો છે. મારા એક સગાને કોલેરા થયો હતો અને તેની આગળ હું સારવાર કરતો હતો. એક દીવસે જ્યારે કેસ ઘણો બગડયો હતો તે વખતે તે ઘરના કુતરાને મેં રડતો સાંભળ્યો અને એક બે કલાકમાં તે દરદી મરણ પામ્યો.

**મોતનો સોડમ થવાનું કારણ:**—કેરીંગટન જણાવે છે કે નવસાગર (Ammonia) જે લોહીનાં તત્વોને છુટા પાડે છે તેમાંથી એ સોડમ ઉત્પન્ન થાય છે. એવું જણાયલું છે કે કસતુરીમાં એક જાતનું હવામાં ઉડી જાય એવું તેલ (volatile oil) અને મોટા પ્રમાણમાં નવસાગર (ammonia) હોય છે. રોબીકવેટ જણાવે છે કે નવસાગરનાં તત્વો છુટા પડતાં ઉડી જાય તેવાં તેલને છુટું કરે છે તેથી તેનો સોડમ આવે છે. લોહી પણ ઉડી જાય તેવું તેલ ધરાવે છે અને તે સોડમ ધરાવે છે. સાધારણ કેસોમાં મોતનો સોડમ પુરતી રીતે આવતો નથી તેનું કારણ એ કે કેટલાંક દરદોમાં મોતની થોડો વખત અગાઉ લોહીની ગરમી વધી જાય છે ત્યારે સોડમ સેહેલાઇથી માલમ પડે છે જ્યારે કેટલાંક દરદોમાં લોહીની ગરમી (temperature) સાધારણ શરીરની ગરમી કરતાં વધારે ઓછી થઇ જાય છે. તેવા દાખલામાં સોડમ આપણને સેહલાઇથી માલમ પડતો નથી.

## મોતથી શરીરનું કઠણ થવું.

મોત પારખવાની એક ખરી રીત શરીરના કઠણ થઇ જવાથી માલમ પડે છે. માણસ જો ખરેખર મરણ પામ્યું હોય છે તો તેનું શરીર થોડા વખતમાં કઠણ થઇ જાય છે. કેટલીક વખતે શરીર લાકડાં જેવું કઠણ થઇ જાય છે અને હાથ પગ વાળી શકાતા નથી. કેટલાકો જણાવે છે કે જો માણસ આકાશી વિજળીના ઝટકાથી અથવા કોલસાની હવાના ગુંગલાટથી મરણ પામે છે તો શરીર કઠણ થતું નથી એવા દાખલા પણ માલમ પડયા છે. સાધારણ રીતે મરણ પછી "ત્રણથી છ કલાક"માં શરીર કઠણ થાય છે. ડો. હારવે પ્રમાણે મોત પછી હૃદય પણ કઠણ થઇ જાય છે. સાધારણ રીતે ગરમ અને ભીનાશવાળી હવામાં શરીર જલદી કઠણ થઇ જાય છે.

**મોત પછી શરીર કઠણ થવાનું કારણ:**—એવું જણાવવામાં આવે છે કે શરીર કોહી જવાનો પહેલો તબકકો શરીરનું કઠણ થવું છે.

હરજને સાબેત કીધું છે કે જાનવરોનાં મુડદાંના માસ રજ્જુમાંથી એક જાતનો તેજાબ (acid) ઉત્પન્ન થાય છે જેને (Sarcolactic acid) કરીને કહે છે. મરણ પામેલા જાનવરનું મુડદું જો કઠણ થયું ન હોય તો તેના માસ રજ્જુમાં ઉપલો તેજાબ (એસીડ) દાખલ કરવાથી તુરત કઠણ થઇ જાય છે. કેરીંગટન પ્રમાણે મુડદાંનું કઠણ થઇ જવું એ કાંઇપણ શક વગર કેટલાક બારીક જંતુઓ (micro-organisms) જે માસ રજ્જુમાં ઝેર દાખલ કરે છે તેનું પરીણામ છે.

## મુડદાંનો કહોવાત—(Putrefaction).

મોત પારખવાની ખરી કસોટી મુડદાંનો કહોવાત છે. કેરીંગટન પ્રમાણે કહોવાત એ કાંઇ નહીં પણ તે પાછું ખાક સાથે ખાક મેળવવાની કુદરતની રીતી છે.

"એવું પુરવાર થયું છે કે જો શરીરને હવા ન લાગે તેમ બચાવી રાખ્યું હોય તો તે કોહોતું નથી. પાસ્ચુરે લોહી અને પીશાબ જેમાં કહોવાત ઘણો થાય છે તેની ઉપર પ્રયોગ કીધા હતા. તેઓને એક કાચની નળીમાં હવા જાય નહીં તેમ બંધ કરી રાખ્યાં. જો કે આ નળીઓ તેમાં પ્રયોગશાળામાં ૧૮૫૪ થી મુકવામાં આવી છે, તે છતાં આજ સુધી તેમાં કહોવાતનાં જરા પણ ચીન્હો માલમ પડતાં નથી. ત્યારે કહોવાત થવા માટે હવાની જરૂર છે. આમ થવાનું કારણ શું?"

"જ્યારે શરીર મરી જાય છે ત્યારે તેમાં ત્રણ જુદી જુદી જાતના બારીક જંતુઓ (micro-organism) એક પછી એક વાસો કરે છે. પહેલી જાતના જંતુને એરોબીક (aerobic) કરી કહેવાય છે કારણ તેઓ હવામાંની ઑકસીજન નામની ગેસ વગર જીવી શકતા નથી. ત્યાર પછી બીજી જાતના જંતુ જેને "એમાં બોરડસ એબફીબીયસ" (amphibious) કરીને કહે છે કારણ તેઓ ઑકસીજન વગર પણ જીવી શકે

છે. જેઓ "કારબોનીક એસીડ," "હાઇડરોજન" અને "હાઇદ્રોકારબન" ઉત્પન્ન કરે છે. છેવટે ત્રીજી જાતના બારીક જંતુઓ જેને એનેરોબીક (anaerobic) કહે છે જે "ઑક્સીજન" માં જીવી શકતાં નથી, જેઓ હાઇદ્રોજીન, નાઇટ્રોજીન અને નવસાગર ઉત્પન્ન કરે છે. આ જંતુઓ એકેકની પછવાડે આવે છે કારણ દરેક જાત એકેક જાતનું ઝેર ઉત્પન્ન કરે છે જેમાં તેઓ જીવી શકતાં નથી. ત્યાર પછી તેઓ ગુમ થઇ જાય છે અને તેઓની જગા બીજી જાત લે છે. એમ જ્યાં સુધી આખું શરીર નાશ થઇ જાય છે ત્યાં સુધી ચાલુ રહે છે. આ ઉપરથી માલમ પડે છે કે કોહવાને માટે હવાની કેટલીક જરૂર છે. પહેલી જાતના જંતુ હવા વગર પોતાનું કાર્ય કરી શકતા નથી. જો હવા બંધ કરી નાખવામાં આવે તો કોહવાત અટકી જાય છે. શરીરને ખાક સાથે ખાક મેળવવા માટે કુદરતે જે અદ્દભુત રીત વાપરી છે તેનો અચ્છો દાખલો આ પુરો પાડે છે.

હવામાં શરીર જુદી રીતે, પાણીમાં વળી જુદી રીતે અને જમીનમાં જુદી રીતે કોહય છે. કોહવાત પહેલાં આતરડાંમાંથી શરૂ થાય છે. ગુંગળાઇને મરી જાય છે તો તેનું શરીર જલદી કોહતું નથી.

બરોડેલ દાખલો આપે છે કે એક માણસ ગુંગળાઇને મરી ગયો, બે મહિના પછી પણ તેનું શરીર જેવું ને તેવું સચવાયલું માલમ પડયું હતું. તેનું કારણ એજ કે જો એક માણસ "કારબોનીક એસીડ" ગેસથી ગુંગળાઇને મરી જાય છે તો તેનાં શરીરની શીરાઓમાં ઑક્સીજન ઘણી થોડી હોય છે, જેનાં પરીણામમાં ઝીણા જંતુઓને શરીર ઉપર પોતાનો કાબુ રાખવાને ઘણી મુશકેલી પડે છે, વળી કેટલાક દરદોને લીધે કોહવાત જલદી થાય છે.

જો મુડદાંને ઘણા દીવસ સુધી હવામાં રાખવામાં આવે છે અને કોહવાત દાખલ થાય છે ત્યારે "ગેસો" ને લીધે શરીર ઘણું ફુલી આવે

છે. શરીરમાં છીદ્ર પાડવામાં આવે અને ત્યાં સળગેલી "માચીસ" લઇ આવવામાં આવે, તો તે છીદરોમાંથી મોટું બલુ બળતું સળગેલું માલમ પડશે. આ બળતું ત્રણ ચાર દિવસ બળ્યા કરે છે જ્યાં સુધી શરીરમાંની ગેસ ખલાસ થાય નહીં ત્યાં સુધી. જ્યારે કોહવાત ઘણોજ થાય છે ત્યારે આવી સળગી ઉઠે તેવી ગેસો ઉત્પન્ન થતી નથી. કબરમાંથી કેટલીક વખતે આવી ગેસો નિકળી સળગી ઉઠે છે જેને લોકો ભુત સમજે છે.

"જ્યારે શરીર **જમીનમાં** કોહય છે ત્યારે આખાં શરીરની સપાટી ઉપર નાના નાના ફોલ્લા થઇ આવે છે, જે રસી અને લોહીથી ભરેલા હોય છે, ચામડી ફાટી જાય છે, અને ગેસો ઉત્પન્ન થાય છે."

"જ્યારે શરીર **પાણીમાં** કોહય છે ત્યારે ઘણા જાણવા લાયક ફેરફાર થાય છે. હોફમેન જણાવે છે કે પાણી કરતાં હવામાં બમણો વધારે કોહવાત થાય છે. જે પાણીમાં મુડદું તરે છે તે પાણી છીદ્ર મારફતે અંદર દાખલ થાય છે અને લોહીમાં દાખલ થાય છે અને જેમ હવામાં થાય છે તેમ તેને જમાવ થતું અટકાવે છે. પણ જ્યારે શરીરને પાણીમાંથી બહાર કહાડવામાં આવે છે ત્યારે કોહવાત ઘણો જલદીથી થાય છે."

કેરીંગટન જણાવે છે કે મોત પારખવાની જે જે તપાસ કીધી છે તેનું પરીણામ એ આવ્યું છે કે કોહવાત શિવાય મોત પારખવાની સર્વે કસોટી ભરૂસેદાર નથી.

---

## પ્રકરણ ૫ મું.

---

## અકાળ મોતે દટાતા અને બળી મરતાઓના દાખલાઓ અને અટકાવ.

આપણે છેલ્લાં પ્રકરણ વડે જાણ્યું છે કે માણસની શરીરની અને મનની ઘણીક સ્થિતિ એવી હોય છે કે જે મોતને મળતી હોય છે પણ ખરેખર મોત હોતું નથી. વળી મોત પારખવાની સર્વે કસોટી ખાત્રી પૂર્વક હોતી નથી. ફકત એકજ કસોટી ખરી માલમ પડે છે અને તે કોહવાતની છે. આપણે જાણ્યે છીયે કે મુડદાંને કોહતાં ઘણો વખત લાગે છે. અને મુરદું કોહય તે અગાઉ તો દાટી અથવા બાળી નાખવામાં આવે છે. પ્રિય વાંચક ખ્યાલ કરો કે ઘણાકો અકાળ મોતે દટાઇ અને બળી મરતા હશે. આવી અકાળ રીતે મરતા માણસોના ઘણાક દાખલા મળી આવે છે જેમાંના થોડાક ત્યાં રજુ કરવામાં આવે છે.

ખ્યાલ કરો કે, એક જીવતું માણસને મરેલું સમજીને તેને દફન કરવામાં આવે અને કફનમાં તે માણસ સજીવન થાય અને પાછું ગુંગળાઇને મરણ પામે તે વખત તે માણસને માટે કેટલો આફતકારક માલમ પડતો હશે. તે પોતાને જીવતો દાટેલો જોઇ કેવો દુ:ખી થતો હશે અને કેવો તરફડીયાં મારતો હશે. તે કેવો તફડી તફડી ને ગુંગળાઇને મરી જતો હશે? કફનમાં હીલચાલ થઇ ન શકે તેથી તેના શરીરમાં કેવી તાણ તોડ થતી હશે, આવો ખ્યાલ કરતાં આપણાં રૂવે રૂવાં કંપે છે.

આવી રીતે અકાળ અને દુ:ખદાયક મોતથી દટાનાર અને બળી મરતા આપણા ભાઇ બેહનોને બચાવવા આપણી ફરજ છે. આપણે એ બાબદમાં મોટી હીલચાલ કરવી જોઇયે. યુરોપ અને અમેરીકામાં એ

બાબદ માટે "Prevention of Premature Burial" નામની મંડળીઓ સ્થાપવામાં આવી છે.

ખ્યાલ કરો કે આપણા હિંદી ભાઇઓ મરી જાય છે ત્યારે તો થોડા કલાકમાં તેઓને બાળવા અથવા દાટવા લઇ જવામાં આવે છે. આપણે ઉપર દરશાવ્યા પ્રમાણે મુડદાંની પુરતી તપાસ કરવામાં આવતી નથી, તેથી કેટલા આપણા ભાઇ બેહેનો અકાળ મોતે દટાટા અને બળી મરતા હશે. **આ પુસ્તક મારફતે સરકારને અને હીંદી પ્રજાને અરજ કરવામાં આવે** છે કે તેઓએ આ બાબદ ઉપાડી લેવી જોઇયે અને કાંઇ જોઇતી તપાસ અને બંદોબસ્ત કરવો જોઇયે.

## કહેવાતા મરી ગયલાંને કેમ જીવતાં કરી શકાય છે.
## "Raising the Dead."

આપણે જો જુદા જુદા ધર્મનો અભ્યાસ કરીશું તો માલમ પડશે કે કેટલાક પેગમબરો અને મહાત્માઓએ મરેલાં માણસોને જીવતાં કરી મોજેજાઓ દેખાડયા હતા. આ મોજેજાઓ કેમ થતા હશે તેની સમજણ આપણે હાલની વિદ્યા પ્રમાણે જાણીશું. કેટલીક વખતે આપણે જાણયે છીયે કે એક માણસ સાજું તાજું હોય છે, શરીરના અવયવ મજબુત હોય છે, તે છતાં તે માણસ એકાએક મરણ પામે છે. વળી કેટલીક વખતે વિજળીના ઝટકાથી અથવા તો કાંઇ માઠી ખબર એકદમ સાંભળવાથી એકાએક માણસ પામે છે, વળી ગુંગળાતથી અથવા પાણીમાં ડુબવાથી માણસ મરણ પામેલો જણાય છે તેઓનાં શરીરની બારીક તપાસ કરવામાં આવે તો માલમ પડે છે કે તેઓના અવયવ અને જ્ઞાનતંતુ સર્વે તંદરોસ્ત હાલતમાં હોય છે તે છતાં આપણે તે શરીર મરણ પામ્યું કહિયે છીયે, તે શું ખરૂં છે? એ તદનજ ખોટું કહેવું છે! શરીર તો હજી સારી હાલતમાં છે પણ તેમાંની જીવનશક્તિ નિકળી ગઇ છે, ત્યારે એ જીવનશક્તિ શું છે? અને એ જીવનશકિત આવાં સારાં શરીરમાં શું પાછી

લાવી શકાય નહીં? પાછી લાવી શકાય છે એમ આપણે કેટલાક દાખલાઓથી પુરવાર કરી શકીયે છે. વિજળીથી, મનના ધક્કાથી, ગુંગળાતથી કહેવાતા મરણ પામેલા માણસોમાં પાછી જીવનશક્તિ લાવવામાં આવે છે તેના દાખલા હ્યાં રજુ કરીશું. ત્યારે એ જીવનશક્તિ શું છે અને તે પાછી શરીરમાં કેમ લાવી શકાય તે વિષે વિદ્વાનોનાં મતો તપાસ્યે.

સર બેનજામીન રીચર્ડસન પોતાનું પુસ્તક "Ministry of Health" માં એ વિષે પોતાના વિચાર નીચે પ્રમાણે જણાવે છે "જેને આપણે જીવનશક્તિ (vitality) કહીયે છીયે તે સર્વ વ્યાપક છે જ્યારે તે નિર્જીવ પદાર્થમાં ચાલુને ચાલુ કાર્ય કરે છે ત્યારે તે પદાર્થને જીવવાળું બનાવે છે. જેને આપણે જીંદગી (life) કહિયે છીયે તે આ કુદરતનો સર્વ વ્યાપક અને ખંતીલા નિયમનું અવયવના બંધારણ થયલી ચીજમાં જાહેર થવું છે. જેને આપણે મોત અથવા નીર–જીવ થયલું કહિયે છીયે તે તે છે જે પદાર્થને બીજી શકિતઓને આધીન કરી તેને ઘટાડી નાખે છે પણ તેનો નાશ કરી શકિત નથી. પણ તેના નક્કર બંધારણમાંથી વીખરાઇ ગયલા તત્તમાં લાવી મુકે છે અને થોડા વખત પછી તેમાં જીવનશક્તિ કાર્ય ન કરે એવી હાલતમાં લાવી મુકે છે. આપણે આ પળે કયા વખતે જીવવાળા પદાર્થમાંથી જીવનશકિતી નિકળી જશે તે વિષે અજ્ઞાન છીયે. એમ ધાર્યે કે એક શરીર જીવતું અટકી ગયું છે, પણ તેના શરીરના ભાગો અને અવયવને મોટી ઇજા થઇ નથી, તો તે શરીરને જો પાછું યોગ્ય હાલતમાં મુકયે તો તુરત તેમાં જીવનશકિત પાછી આવી શકે છે. આ રીતે મેં કેટલાક પ્રયોગો ઠંડા લોહીવાલા જાનવર ઉપર કીધા હતા, તેઓમાં જે હાલતમાં જીવનશકિત પ્રગટ થાય છે તે હાલતમાંથી થોડો વખત દુર રાખ્યાં હતાં. અને થોડો વખત પછી જીવનશકિત કાર્ય કરી શકે તેવી હાલતમાં પાછી લાવવા તેઓને પાછા સજીવન કરવાને શક્તિવાન થયો છું. ઉપલી હાલતમાં થોડા કલાક

નહીં પણ થોડા દીવસ પછી પણ તેઓને સજીવન કીધાં છે, અને પાછા સજીવન કરવાની હદ હું મુકરર કરી શકતો નથી."

કેરીંગટન અને મીડર ઉપલું લખાણ ટાંકી જણાવે છે કે "ઇતિહાસમાં મરણ પામેલા માણસોને જીવતાં કરવાના દાખલા રજુ થાય છે તેના કાંઇક ખુલાસા ઉપલાં લખાણપરથી મળે છે. જો જીવનશક્તિ (vitality) શરીરથી સ્વતંત્ર હોય તો પછી તે જીવનશકિત શરીરમાં પાછી દાખલ કરવાની રીત કોઇ જાણતો હોય તો તેથી મરેલાં માણસને જીવતાં કરી શકે તેમ છે. જો શરીરના મૂખ્ય ભાગો અને અવયવને નુકસાન પુગ્યું ન હોય પણ કાંઇ બીજુ સંજોગોથી શરીરમાંથી જીવનશક્તિ નિકળી ગઇ હોય તો તે શકિતને પાછી લાવી શકાય છે. આપણને એવા ઘણા દાખલા મળી આવે છે.

કેટલાકોને કંઇ માઠી ખબરનો તાર મળે છે, ત્યારે તેની અસરથી એકદમ મોત નિપજે છે. આવા દાખલામાં થંડા પાણીથી અને વિજળીથી સજીવન કરવામાં આવે છે. વળી "first aid to the injured" તાત્કાલીક ઉપાયોમાં દુબી ગયલાં માણસની સારવારમાં જે (artificial respiration) શ્વાસ ચાલુ કરવાની રીત જણાવી છે તેવી રીતથી આવાં માણસોને પાછાં સજીવન કરી શકાય છે. "સેલાઇન ઇનજેકશન" થી પણ કેટલી વખતે સજીવન થાય છે.

વલી હ્રદય બંધ થઇ જાય છે તો તે "cardiac massage" યાને હરૂદયની ઉપર ચોકસ રીતે હાથ મસલવાથી હ્રદય ૩૦ થી ૪૦ મીનીટ બંધ રહ્યું હતું તે છતાં ચાલુ કરવામાં આવે છે.

વિજળીથી મરણ પામેલાં માણસોની જો બરોબર તુરત સારવાર કરવામાં આવે છે તો તેઓને પણ જલદી સજીવન કરી શકાય છે.

આ બાબદનો એક જાણવા લાયક દાખલો આ પ્રમાણે છે. જેમ્સ ઇકતર ૨૩ મી અકટોબર ૧૮૯૪ માં સ્ટેનલી ઇલેકટ્રીકલ મૅન્યુફેકચરીંગ

કમ્પનીમાં કામ કરતો હતો તેટલાં અકસ્માતે ૪૬૦૦ વોલ્ટસનો વિજળીનો આંચકો લાગ્યો. તે જીવ વગરનો થઇ જમીન ઉપર પડયો. ત્યાં વિજળીપર કામ કરતા બે મદદનીશોએ તુરત તેની દુબી ગયલાં માણસની જે પ્રમાણે સારવાર કરવામાં આવે છે તે રીતની સારવાર કીધી તો ૭ મીનીટમાં તે સજીવન થયો.

## અકાળ મોતે દટાતા અને સજીવન થતા સેંકડો માણસોના દાખલાઓ.

કેરીંગટન અને મીડર જણાવે છે કે "યુનાઇટેડ સ્ટેટ" માં દર ચોવીસ કલાકમાં એક માણસ જીવતો દટાય છે. જાણવાને અગત્યનું થઇ પડશે કે વેલાતની "હયુમેન" સોસાયટીએ જાહેર કીધું છે કે બાવીસ વરસના અરસામાં લગભગ ૨૧૭૫ કહેવાતા મરણ પામેલા માણસને સજીવન કીધા છે. એવીજ એમસટરડમની સોસાયટી જણાવે છે કે પચીસ વરસમાં ૯૯૦ માણસને સજીવન કીધા હતા, અને હેમબર્ગ સોસાયટીએ પાંચ વરસમાં ૧૦૭ માણસને સજીવન કીધા હતા. હૉસ્પીટલમાં મુડદાં ચીરવાના ખાતાંમાંથી પ્રોફેસર રોહરીંગે એક બચ્ચાંને બચાવ્યું હતું."

"એવું ખાત્રીપુર્વક રીતે જણાવવામાં આવ્યું છે કે જાણીતી નાટક કરનાર મેડમે રેચેલને આતરડાં ચીરી જીવતીને મુવેલી ધારી દાટવામાં આવી હતી. જાણીતા લોકોના વીચાર વાંચનાર વૉશીંગટન ઇરવીંગ બીશપ જ્યારે પોતાની હંમેશ મુજબ સમાધીમાં હતો તે વખતે મુવેલો દાટવામાં આવ્યો હતો. એવું જણાવવામાં આવે છે કે જાણીતો જેનરલ લીની માતાને મુવેલી ધારી દાટવામાં આવી હતી, અને તેના જન્મની બે વરસ અગાઉ પાછી સજીવન કરવામાં આવી હતી. જો કે તેણીને તબીબોએ મુવેલી જાહેર કીધી હતી, તે છતાં જ્યારે તેણીને દફનાવવાની ક્રીયા થતી હતી, તે વખતે પાછી ભાનમાં આવી હતી.

સ્કૉટલંડના દેવળનો સ્થાપક એબીનીઝર એરસકીનની માતા મીસીસ એરસકીન બેસુદ્ધીમાં હતી, તે વખતે મુવેલી ધારી દાટવામાં આવી હતી. પણ એક ઘોરખોદુએ તેણીના આંગળા ઉપર એક કિંમતી વીંટી જોઇ હતી, તે ચોરવાનો વિચાર તેણે કીધો હતો. તે ચોરે રાતના નવી બનાવેલી કબર ખોડી નાખી અને પેલી બાઇનું વીંટીવાળું આંગળું કાપી નાખી વીંટી લઇને નાસી ગયો. પેલી બાઇ ત્યાર પછી સુદ્ધીમાં આવી અને કબર ઉઘાડેલી હોવાથી તેમાંથી બહાર નિકળી હતી.

"જ્યોર્જ હેફ્ફેકર નામનો ખેડુત જે એરીયામાં રહેતો હતો. તે હૃદય બંધ થઇ જવાથી એકાએક મરણ પામ્યો હતો. એરીના કબ્રસ્તાનમાં થોડા વખતને માટે દાટયો હતો, ત્યાર પછી તેના સગાંઓએ બીજી જગા ખરીદી અને તેમાં તેની કબર લઇ જવામાં આવી. આ નવી જગામાં તેના સગાઓની અરજથી તેની કૉફીન ઉઘાડવામાં આવી અને તેઓના મોટા ભય વચ્ચે માલમ પડયું કે પેલું મુડદુ ઉંધું ફરી ગયું અને બરડો ઉપર ચયો હતો અને તેની કૉફીનમાંથી બહાર નીકળવા ઘણીજ તાણતોડ કીધી હોય એવી દરેક નિશાની માલમ પડી હતી.

(Encyclopœdia of Death Vol ii. P. 106) માં એક જાણવા જોગ દાખલો નીચે પ્રમાણે આપ્યો છે—"૩૪ વરસની વાત ઉપર જોન હુરેલ નામના માણસની ત્રણ તબીબોએ તપાસ કીધી હતી અને તેને મુવેલો જાહેર કીધો હતો. પાયદસ્તને માટે દરેક તૈયારીઓ કીધી, અને સર્વેને બોલાવવામાં આવ્યા હતા. એક પાદરીને બોલાવવામાં આવ્યો અને મુડદાંને કૉફીનમાં મુકવામાં આવ્યું. તેની માતાએ જીવની થોડી નિશાની જોઇ તેની પાયદસ્ત અટકાવી. તેના દેખઇતા મુડદાને પાછું બીછાના પર મુકવામાં આવ્યું તેવો તે બોલ્યો "Let me"—એટલે "મને"—અને પછી અટકી ગયો. આંઠ મહીના તે બેસુદ્ધ હાલતમાં રહયો જે વખતે તેની મા તેને ખોરાક આપતી હતી. એ મુદત પછી તે પાછો સુદ્ધીમાં આવ્યો

અને પેલો અધુરો વાકય "be" પુરો કીધો. આખો વાકય "Let me be" મને રહેવા દેવો.

હયુમેન સોસાયટીના સ્થાપક અને પ્રમુખ જ્યૉર્જ, જી. એન. જેલ એક લખાણમાં જણાવે છે કે "ઘણા માણસો જીવતાં દટાય છે એના જેવું બીજું ખાત્રીપુર્વક કાંઇ નથી અને ઘણાકો જેઓને મુવેલા જાહેર કીધા છે અને પોતાને દટાતા બચવા વખતસર સજીવન થયા હતા તેઓ જણાવે છે કે **અમો હીલચાલ કરી શકતા ન હતા પણ અમારી આસપાસ જેબી બોલતા અથવા કરતા તેનું સંપુર્ણ ભાન ધરાવતા હતા.**" કેવું ભયંકાર કે પુર ભાન છતાં જીવતા દટાતા!

ડૉ૰ એડવર્ડ પી. વોલમ યુનાઇટેડ સ્ટેટ લશકરના સરજન જીવતા દટાતા માણસ વિષે લખે છે, જેનો ટુંક સાર નીચે પ્રમાણે છેઃ— આચકા (shocks) જેવા કે ટોપના ગોળાના, આકાશી વિજળીના, સાધારણ વિજળીના, ગરમી, લુ લાગવી, ધાસ્તી, ઘણું ઉશકેરાવાથી, ગુંગળાવાથી, કેહવાતા હરૂદયનાં બંધ થવાથી, લોહી ચઢી જવાથી, ફીફ્રાંથી, લોહી વહી જવાથી જે જે મરણો થાય છે, તે ખરાં મરણ નહીં પણ તેવો બાહેરનો દેખાવ હોય છે. આવાં મરણોમાંથી ઘણાને તબીબી સારવાર કીધાથી બચાવી શકાય છે. પણ બીજા દાખલાઓ છે જેમાં ગમે તેવા હુશીયાર તબીબની ચંચળાઇ ચાલી શકિત નથી અને મોતની દરેક કસોટી ફોકટ નિવડે છે, તે છતાં તેઓના ખરાં મરણ નિપજતાં નથી, આવા દાખલા ચોક્કસ સ્વભાવના માણસોમાં માલમ પડે છે, જેવાં કે બેસુદ્ધિ, સમાધી, કૉલેરા, ઑટો-હીપનોટીઝમ વિગેરે, જે વિષે તબીબી વિદ્યા તેના નિયમો શિખવતી નથી. એ વિષે આપણે વધુ જાણુતા નથી. શિવાય કે કાંઈ ઓલાદથી ઉતરી આવતી મનની ગેબી સ્થિતિ છે, જે વડે તેના દરદીઓ બેહદ કામ કરવાથી, ફિકર ચિંતાથી, ખરાબ હવાથી મોતના જેવી સુરતીમાં પડે છે, શરીર તદન મરણ પામેલું લાગે છે,

**તેઓનું શરીર જ્યાં સુધી કોહય નહીં ત્યાં** સુધી તેઓને **સજીવન કરવાની દરેક કોશેશ કરવી જોઇયે, નહીં તો તેઓને મુવેલા સમજી જીવતા દાટી દેવામાં આવશે. આવી બેસુદ્ધ હાલત કોઇવાર થોડા કલાક, થોડા દિવસ અથવા થોડા મહિના સુધી રહે છે.** ઘણાક **જાણીતા માણસો આવી બેસુદ્ધ હાલતમાં આવતા હતા. જેવા કે અથંગ શરીરી શાત્રી** વીન્સલો, ફ્રેંચ કારડીનલ ડોનેટ, અને બેનજામીન ડીઝરાવલી હતા. છેલ્લો વિદ્વાન એક અઠવાડીયાં સુધી એવી હાલતમાં રહયો હતો."

"કેટલાંક વરસો થયાં યુરોપ અને યુનાઇટેડ સ્ટેટમાં મેં જાતી તપાસ કીધી હતી અને મારી ખાત્રી છે કે જીવતા દટાતા માણસના દાખલા ભય ઉત્પન્ન કરે એટલા હોય છે. જે દાખલાઓ મળી આવે છે તેના કરતાં ન જણાયલા દાખલા ઘણા હોય છે. ડૉ૦ લીયોન્સ લીનોરમોંડ જણાવે છે કે માણસ જાતનો **એક હજારમો ભાગ દર વરસે જીવતો દટાય છે.** એમ વીગુએન જણાવે છે કે દર હજારમાં બે માણસ અકાળ મોતે જીવતાં દટાય છે. તેને ભરૂસેદાર સાંધણોથી ૨૩૧૩ કેસો એકઠા કીધા હતા. ન્યુયૉર્કનું કાર્લસેકટસે ખોટા મોતના ૧૫૦૦) દાખલા ૧૮ વરસમાં એકઠા કીધા હતા. તે જણાવે છે કે, **સેંકડે બે ટકા જીવતા દટાય છે."**

પ્રિય વાંચનાર, ખ્યાલ કરો કે કેટલા આપણા ભાઇબંધો દુઃખદાયક રીતે જીવતાં દટાતા અથવા બળી મરતાં હશે. **આ પુસ્તક મારફતે સરકારનું અને હીંદી પ્રજાનું ધ્યાન ખેચું છું.** આ ભયાનક કાર્યનો કોઇ રીતે અટકાવ થઈ જોઇયે. આ રીતનો અટકાવ કેવી રીતે થઇ શકે તે વિષે એ બાબદના જાણીતા વિદ્વાન કેરીંગટન અને મીડરના લખાણનો ટુંક સાર લ્યાં રજુ કરવામાં આવે છે કે **આપણી હીંદની સરકાર પણ તે ઉપર અમલ કરે.**

## અકાળ મોતે દટાતાઓના અટકાવવાની કોશેશો.

"છેલ્લાં થોડાક વરસ થયાં કેટલાક રાજ્યોએ અકાળ મોતે દટાતા માણુસોનો અટકાવ કરવાનો સવાલ ઉપાડી લીધો છે, આ ભયાનક બનાવ અટકાવવા કેટલાક કાયદાઓ ઘડી કહાડવામાં આવ્યા છે. મેસેચ્યુસેટસની ધારાસભામાં એ બાબદના કાયદાનું બીલ રજુ કરી એક ઉત્તમ દાખલો બેસાડયો છે. આ કાયદો જણાવે છે કે જેવું એક માણસ મરણ પામે કે ૭ કલાકમાં તંદરોસ્તી ખાતામાં જાહેર કરવું, અને તે મરણ પામેલાની તુરતજ તપાસ લેવી અને હૃદયનું કાર્ય, શ્વાસ ક્રીયા, લોહી ફરવું, શરીરનું જડ થવું વિગેરે, દસ રીતની કસોટી કરી અને ચામડીમાં "એમોનીયા" ( નવસાગર ) ની પીચકારી ( ઇનજેકશન ) પછીજ મોતની સરટીફીકેટ મેલવવી. અકાળ દટાવાની બાબદનો સવાલ જે હાલમાં યુનાઇટેટ સ્ટેટસમાં ચરવાય છે તે યુરોપમાં એક સદી અગાઉનો પુરતી રીતે ધ્યાનમાં લીધો હતો.

આ ભયની સામે કાયદાથી બચાવ કરવાની જરૂરીયાત ફ્રાન્સે પહેલી સ્વિકારી હતી. પહેલાં જરમનીએ તેઓને અમલમાં મુકયા હતાં. તેઓની પુઠે ફ્રાન્સ, ઓસ્ત્રીયા, બેલજીયમ, સ્પેન, નેધરલેંડ અને સ્કેનડીનેવીયન ચાલ્યા હતા. આ કયદાઓનો સાર એ છે કે મરનારના તબીબથી સ્વતંત્ર અને ઉત્તમ તપાસ દેખઇતા મરણુ પામેલાંની થવી જોઇયે. જરમની, ઓસ્ત્રીયા અને બેલજીયમમાં રાજ્ય તરફથી ખાસ એ બાબદની તાલીમ લીધેલા મુવેલાના ઇન્સપેકટરો રાખવામાં આવ્યા છે. બીજા રાજ્યોમાં જાણીતા તબીબની મદદ લેવામાં આવે છે. ઓસ્ત્રીયાના રાજ્યના કાયદામાં નીચલી કલમ માલમ પડે છે:—"મોતની ખાત્રીપુર્વક નિશાની ફકત શરીરનો સમુળગો કોહવાત છે. જે નિયમ પ્રમાણે ઘણો મોડેથી થાય છે, તેથી મુડદાંની તપાસ કરનારે, આ સાબેટીની ગેરહાજરીમાં કોઇબી એકે નિશાનીથી દોરવાઇ જવું નહીં પણ મોતની સર્વે

નિશાનીઓ અને કાંઇ જીવન આપનારા અવયવની નુકસાનીની પુરતી તપાસ કરીને મત આપવું."

"મ્યુનીચમાં જરમનીની સર્વથી ઉત્તમ રીત અમલમાં મુકવામાં આવે છે. આ શહેરમાં ૫૦,૦૦૦ માણસો વસે છે. એ શહેરને ૨૧ દાટવાના લત્તામાં વહેંચી નાખવામાં આવ્યું છે. દરેક લત્તા ઉપર એક મુવેલાની તપાસ કરનારો રાખવામાં આવે છે. મરતી વખતે ઘરનો તબીબ હમેશાં હાજર રહે છે. મુડદાંને કપડા વિગેરેથી તૈયાર કરવા એક ખાસ તાલીમ લીધેલી સ્ત્રીને રાખવામાં આવે છે. ઘરનો ડાકટર મોત જાહેર કરે છે. પણ કાયદો તેને કબુલ રાખતો નથી. તપાસ કરનારો આવે તે અગાઉ મુડદાંને કોઇને હાથ લગાડવા દેવામાં આવતો નથી. દરેક બાબદની તપાસ કરી તે સરટીફીકેટ લખી આપે છે. ત્યાર પછી ઘરનો તબીબ તે ઉપર સહી કરે છે. જો ઇન્સપેકટરને યોગ્ય લાગે તો સજીવન કરવાને માટે મુડદાંને રહેવા દે. સાધારણ રીતે ક્રિયાકામ માટે ઘરમાં બે થી ત્રણ કલાક મુડદાંને રાખવા દે છે, ત્યાર પછી તેને મોત તપાસવા માટેની બીલ્ડીંગમાં લઇ જવામાં આવે છે. ત્યાં ૭૨) કલાક સુધી તબીબની તપાસ હેઠળ રાખવામાં આવે છે. અને જ્યારે એ બીલ્ડીંગના તબીબની સરટીફીકેટ મળે છે, ત્યારે દાટવાની રજા મળે છે. આ બીલ્ડીંગમાં મુડદાંને સજીવન કરવા માટે દરેક રીતની દવા, હથીયારો, રોશનીઓ, ગરમી અને હવાની ખાસ સગવડ રાખવામાં આવે છે. ઉડતા રોગ માટે જુદા ઓરડાઓ રાખવામાં આવે છે.

## અકાળ મોતે દટાઇ મરતા અટકાવાની એક શોધ.

"૧૮૯૮ માં રશીયાના ઝારના ખાનગી ખજાનચી કાઉન્ટ મીચેલ વોન કારનીસ અકાળ મોતે દટાઇ મરતાં અટકાવાની એક શોધ નીચે પ્રમાણે કીધી હતી. કબરને મથાળેથી ચાર ફીટ લાંબી એક નળી બહાર રાખવામાં આવે છે અને તેની ઉપર એક ધાતુનો દાબડો રાખવામાં

આવે છે અને ઢાંકણુમાં કમાન મુકવામાં આવી છે. આ નળીનો નીચલો છેડો જે કોફીનના ઢાંકણ ઉપર આવેલો છે, ત્યાં એક હવાથી ભરેલો ફુકકો રાખવામાં આવે છે, જે જરા પણ દબાણ થવા સાથે ફુટી જાય છે અને હવા નળીની અંદર દાખલ થાય છે, અને આથી પેલા ઉપર રહેલા દાબડાનું ઢાંકણુ ઉઘડી જાય છે. જેવું ઢાંકણુ ઉઘડે છે કે તેમાંથી એક નાનો વાવટો બહાર નિકળે છે અને તેજ વખતે વિજળીનો ઘંટ વાગે છે. આ ઘંટ કબર ઉપર વાગે છે એટલુંજ નહીં પણ કબરના રખેવાલના ઘરમાં પણ રાખેલો ઘંટ વાગે છે. આ રીત પેહલાં ધારવામાં આવેલા મરણ પામેલું માણુસ જરા પણ શ્વાસ લેવા માંડે છે કે હિલચાલ કરે છે કે તુરત ઘંટ વાગે છે, દાબડાનું બારણું ઉઘડી જાય છે અને વાવટો બહાર નિકળી આવે છે. એથી વધુ એ છે કે તુરતજ નળીમાં એવું સાંચાકામ રાખવામાં આવ્યું છે કે જેથી કોફીનની અંદર હવા "પંપ" કરવામાં આવે છે. કે મદદ આવી પુગે તે અગાઉ તે હવા વગર ગુંગળાઇ જાય નહીં.

---

## પ્રકરણ ૧ લું.

## મરતી વખતની શરીરની હાલત.

ઘણીક વખતે આપણે મરણ પામતાં માણસોને જીવ જતી વખતે ઘણી તાણુતોડ કરતા અને વેદના ખમતા જોઇયે છીયે. ત્યારે શું જીવ જતી વખતે એક માણુસને ઘણી વેદના ખમવી પડતી હશે?

કેટલાક જાણીતા તબીબોનું કહેવું એવું છે કે મરતી વખતે શરીરને કાંઇ પણ દુઃખ થતું નથી. આવા તબીબોનાં થોડાં મતો અત્રે રજુ કરીશું:—

ડૉ૦ ઓસમર જણાવે છે કે હું ૫૦૦) મરણ પામતાં માણુસોના બીછાણાં આગળ હાજર હતો અને તેઓ કેવી રીતે અને કેવી લાગણીથી મરણ પામતાં હતાં તે બારીકીથી તપાસ્યું હતું અને તેની નોંધ લીધી હતી. ૯૦ જણા શરીર અથવા કોઇ બીજા દુઃખથી પીડાયાં હતાં, ૧૧ જણા કોઇ રીતની ધાસતી અથવા બીહક દેખાડતાં હતાં. એક જણે મિનોઈ ખુશાલી દેખાડી હતી, બીજા એક જણે ઘણોજ પશ્ચાતાપ કરયો હતો, પણ મોટા ભાગે કોઇબી રીતનાં ચિન્હો દેખાડયાં ન હતાં, પણ જેમ માણુસ ઉંઘમાં પડતાં સઘળું વિસરી જતાં તે પ્રમાણે મરણ પામતાં.

ડૉ૦ એડવરડ કલાર્ક જણાવે છે કે જેમ આપણુને જન્મ લેતી વખતે દુઃખ થતું નથી તેમ મરણ વખતે પણ દુઃખ થતું નથી.

ડૉ૦ જેમસ પીબલ્સ જણાવે છે કે કાંઇબી રીતનો આંચકો અથવા ઝટકો લાગવાથી મરણ નિપજે તો તે વખતે કાંઇ દુઃખ થતું નથી, કારણ માણુસ તુરતજ ભાન ખોહી દે છે.

મરતી વખતે માણુસની સ્થિતિ કેવી હોય છે તે વિષે ડૉ૦ સટીફનસ જણાવે છે કે પહેલાં એકેકમાં ગુંથાઇ ગયલાં જ્ઞાનતંતુઓ (neurons)

એકેક તરફનો આધાર ખોહી દે છે અને માણસનું સ્વભાન જતું રહે છે. હૃદય ભેજાંને જીવનશક્તિ આપનાર સ્વચ્છ લોહીનો ખોરાક મોકલી શકતું નથી. જેમ ઉંઘમાં થાય છે તેમ અને થોડી મીનીટમાં જ્ઞાનતંતુઓ ગુંગલાતથી અને ભુખમરાથી મરણ પામે છે. હજારો નાના જીવડાઓ નાબુદ થાય છે, જે પ્રમાણે મોટું ભાન જતું રહે છે તેમ, કારણ એ દરેક જે જીવતા અણુઓ અને પ્રમાણુઓનું બનેલું છે તે એક બીજાં સાથનો સંબંધ છોડી દે છે.

ભેજાંના અણુઓનો નાશ રફ્તે રફ્તે થાય છે અને સઘળા પ્રમાણુઓ પહેલાં અણુઓની હાલતમાં આવે છે.

ડૉ૦ થોમસ ડી. સ્પેનસર લખે છે કે "એક બચ્ચું જનમતી વખતે જે વેદનામાંથી પસાર થાય છે, તે વેદના વિષે જો તે ભાન ધરાવતું હોય તો મરતી વખતના વધતામાં વધતાં દુ:ખ કરતાં તે વધારે દુ:ખ ભોગવે પણ તે છતાં તેને કાંઇ (જનમતી વખતે) લાગતું નથી. જનમતી વખતે તે બેભાન હાલતમાં હોય છે. ભેજું બહારની ચીજોની કાંઇ અસર લઇ શકતું નથી, આ ન જણાયલી દુન્યામાં તેનું દાખલ થવાનું કાર્ય બેભાન હાલતમાં સંપુર્ણ થાય છે. અસલથી એવું માનવામાં આવે છે કે મરતી વખતે દુ:ખ થાય છે એમ માનવું ભુલ ભરેલું છે, જો કે નહીં સાજાં થાય એવાં દરદો વખતે મોતના કેટલાક મહિનાઓ અને અઠવાડીયાં અગાઉ દુ:ખ થાય છે.

મરતી વખતે ભેજાંને લોહી ઘણુંજ થોડું મળે છે એટલુંજ નહીં પણ તે કારબોનીક એસીડ ગેસથી ભરપુર થયલું હોય છે, જે જ્ઞાનતંતુઓના મધ્ય બીંદુ ઉપર અસર કરે છે અને ભેજાંના આગળા ભાગને રફ્તે રફ્તે જડ બનાવે છે, જેથી ભાન અને લાગણીનો નાશ થાય છે. દરદી રફ્તે રફ્તે બેભાન હાલતમાં આવતું જાય છે, હોથ જાંબુડા રંગના થાય છે અને ચેહરો થંડો અને સીસાંના રંગનો દેખાય છે, કપાળ ઉપર થડો પરસેવો,

એકઠો થાય છે અને તાનતોડ સાથે અથવા તે વગર મરતું માણસ પોતાની છેલ્લી ઉંઘમાં પડે છે. ભાન સાથની સઘળી બહારની અસરો લેવાની શકિત ગુમ થયલી હોવાથી મરતી વખતના તરફડયાં ભાન વગરનાં હોય છે. જેઓ છેલ્લી ઘડી સુધી પુર ભાનમાં હોય છે તેઓનું મન શાંત રહે છે અને શરીરમાં દુઃખ થતું નથી."

## મરતી વખતે મનની હાલત.

એક અગત્યનો સવાલ એ ઉત્પન્ન થાય છે કે છેલ્લી ઘડીએ માણસનાં મનની સ્થિતિ કેવી હોય છે? એ વખતે માણસનું ધ્યાન પૂર હોંશમાં કામ કરે છે કે? જ્યારે એક માણસ પોતે જાણે છે કે એક ઘડી પછી તેને આ દુનિયા છોડી જવી પડશે, પોતાનાં વાહલાં બાયડી છોકરાંને તજી દેવાં પડશે, પૈસા ટકા અને દુન્યવી એશઆરામને છેલ્લી સલામ કરવી પડશે, એ સઘળાંને તજી એકલું અટુલું જવું પડશે અને કયાં જવું પડશે તે વિષેની બેખબરી માલમ પડે, તો તે વખતની એ માણસની મનની સ્થિતિ કેવી હોવી જોઇયે? આ સવાલો કુદરતી રીતે મનમાં ઉભરી આવે છે. એ સવાલોનો નિર્ણય આપણે દાખલા દલીલો સાથે કરીશું. પહેલાં જુદી જુદી સ્થિતિમાં માણસ છેલ્લી ઘડીએ આવી પુગેલાં હતાં અને તેઓને તાત્કાલીક ઉપાયથી સાજાં કરવામાં આવ્યાં હતાં. તેઓએ મરતી વખતની સ્થિતિનો જે હેવાલો રજુ કીધા હતા, તેનો વિદ્વાનો કેરીંગટન અને મીડરના પુસ્તકમાંથી ઉતારો કરીશું.

## ઉંચેથી પડીને મરણ પામતાં માણસનો હેવાલ.

"જોકે હું ઘણીજ ઉંચાઇએથી પડયો તે છતાં જેમ સ્વપનામાં આપણે પડી જતાં જોઇયે છીયે તેવી ધાસ્તી મને મુદલ લાગી નહીં. એથી ઉલટું મને એમ લાગ્યું કે કચડાઇ જતાં બચાવાને કાંઇ મોટી પાંખો મને નીચે લઇ જતી હતી. પડતાં પડતાં સઘળો વખત મારૂં ભાન મેં ખોહી દીધું ન હતું. કોઇબી રીતની ધાસ્તી અથવા ફિકર વગર મારી હાલત

તેમજ મારાં કુટુંબની ભવિષ્યની સ્થિતિનો દરિયાફ્ત કરતો હતો. મારી જીંદગીના ઘણાક બનાવો અસાધારણ ઝડપે મારી આગળથી પસાર થઇ ગયા હતાં. લોકોને મોહડેથી મેં સાંભળ્યું હતું કે જેઓ ઘણીજ ઉંચાઇએથી પડી જાય છે તેઓના શ્વાસ બંધ થઇ જાય પણ મારો શ્વાસ બંધ થઇ ગયો ન હતો. અને સેવટે જ્યારે મારૂં શરીર નીચે ખડકને અઠડિયું ત્યારે કાંઇ દુઃખ થયા વગર હું બેભાન થઇ ગયો. નીચે પડતાં પડતાં ખડકો અને બરફની લાડીઓને અઠડતાં મારાં માથાં અને શરીરની ઉપર જે જખમ પડયા હતા તેથી મને કાંઇ પણ દુઃખ થતું ન હતું. જે ઘડીએ હું ભવિષ્યની જીંદગીની કીનારી ઉપર આવી પુગ્યો તે ઘડીઓના જેવી સુખી ઘડીઓ મેં કદી પણ અનુભવી ન હતી. મને યાદ છે કે મારી મનની આંખોથી મારી જીંદગીના વીમાની પોલીસીની સરતો મેં વાંચી હતી. મારાં મરણ પછી મારાં વ્હાલાંઓને જે મોટી રકમ મળવાની હતી તેનાં બીલો અને ચળકતું સોનું તેઓને ગણીને આપવામાં આવતાં મેં જોયું હતું.

## ફાડી ખાનારાં જાનવરોના પંજામાં મરતી વખતની હાલત.

"જાણીતો મુસાફર ડો. લીવીંગસ્ટન જ્યારે આફ્રીકામાં મુસાફરી કરતો હતો, ત્યારે તેને એક સીંહએ પંજામાં પકડયો, તે વિષે જણાવવામાં આવે છે, કે એ વખતે તે થોડીક ઉંચાઇ ઉપર હતો. તેને સીંહે ખભાં-માંથી પકડયો અને બંને જણા જમીન ઉપર પડયા. તેના કાન આગળ ઘણું ભયાનક રીતે ઘુરકવાનું સંભળાતું હતું જે પ્રમાણે કુતરો ઉંદરને હીલાવી નાખે છે, તે પ્રમાણે તે સીંહે તેને પછાડી નાખ્યો. જે પ્રમાણે બીલાડી ઉંદરને પછાડવા પછી ઉંદર બેહોશ હાલતમાં આવે છે, તે પ્રમાણે તે બેહોશ હાલતમાં આવ્યો, કે જે હાલતમાં દુઃખ કે ભયની લાગણી મુદલ લાગતી ન હતી. જો કે સઘળું બનતું હતું તેનું ભાન તે ધરાવતો હતો. જે પ્રમાણે દરદી થોડાક કલોરોફોરમની અસરમાં હોય છે તે વખતે જ્યારે તેની ઉપર વહાડકાપ કરવામાં આવે છે, ત્યારે તે સર્વેનું

ભાન ધરાવે છે તો પણ તેને હથીયારો અને છરી લાગતી નથી, તેમ તે જણાવતો હતો કે આ સ્થિતિ કાંઇ મનની હાલત ઉપર આધાર રાખતી ન હતી. તેને હીલાવા અને પછાડવામાં આવ્યો તેથી તેની ધાસ્તી નાબુદ થઇ ગઇ અને તેને જાનવર તરફ જોવાથી કોઇ રીતની ધાસતી ઉત્પન્ન થતી ન હતી. સારા નસીબે આ મુસાફરને આવી ભયંકર સ્થિતિમાંથી કાંઇપણ ગંભીર ઇજા વગર બચાવી લેવામાં આવ્યો હતો.

## ટાઢથી મરી જતી વખતની હાલત.

"એક બાનુ ટાઢથી મરી જતી વખતે કેવી હાલતમાં હતી તે વિષે તેણી જણાવે છે કે તેણીની આંખ આગળ હજારો રંગીન રોશનીનાં કિરણો નાચતાં જણાતાં હતાં. હજારો તોપોની ગરજના તેણીને કાને પડતી હતી અને જ્યારે તેણી ચાલતી હતી ત્યારે તેણીના પગમાં હજારો સોયો ભોકાતી હોય એમ લાગતું હતું. ત્યાર પછી તેણીને ઝુંફણ આવવા લાગી. તેણીને સુસતી ખુશનુમા લાગતી હતી, કે જે સુસતીમાં દુન્યવી જંજાળ અને ભયથી મુકત તેણી માલમ પડતી હતી. તેણીનું બચ્ચું તેણીના હાથમાં ગરમ અને પીછાં જેવું હલકું લાગતું હતું. વસંત રૂતુની હવાની લેહકી તેણીને ઘણી ખુશનુમા લાગતી હતી. તેણીના કાનમાં મધુર ગાયણનો અવાજ હતો. બરફના ટકિયા ઉપર આશાયશ લેવા તેણી હવે જમીન ઉપર પડી, જે વખતે તેણીની આંખો આગળ ઘણાં સુંદર રંગબેરંગીન રોશનીનાં કિરણો નાચતાં જણાયાં અને ત્યાર પછી તેણીએ પોતાનું ભાન ખોઇ દીધું અને જ્યારે તેણીને સુદ્ધિમાં લાવવામાં આવી, ત્યારે તેણીએ ઉપલો હેવાલ રજુ કીધો હતો.

## વિજળીના ઝટકાથી મરતી વખતની હાલત.

"એક પળમાં મને એવું લાગુ કે મને હાથ પકડીને કોઇ નીચે ઘસડી જાય છે, અને ત્યાર પછી સઘળું સુન્ય થઇ ગયું. થોડી મીનીટો સુધી જીંદગીની કાંઇ પણ નિશાની મામલ પડી નહીં. ત્યાર પછી રફતે

રફતે મને ભાન આવતું ગયું અને અકસમાત વિષે કાંઇ ભાગાં તુટાં વાકયો બોલી શકયો. જે સાત મીનીટના અરસામાં બેસુદ્ધ હાલતમાં હતો, તેની આગળ અને પાછળ શું બનાવો બન્યા તે સર્વે હું અરધા કલાકમાં યાદ કરી શકયો હતો."

## ગુંગળાઇને મરી જતી વખતની હાલત.

ગુંગળાઇને મરી જતી વખતનું મોત ફેફસાંથી શરૂ થાય છે અને તેજ વખતે શરીરના માસરજ્જુને લકવો થાય છે. આવી રીતે ભોગ થઇ પડેલાં માણસથી કાંઇ પણ કાર્ય અથવા હીલચાલ થઇ શકતી નથી, જ્યારે હજુ ભાન રહે છે. જરા પણ બુમ પાડવાને તે અશકય માલમ પડે છે અને મોત તસુએ તસુ નજદીક આવતું જાય છે, કાંઇ પણ દયા વગર તેના ભોગીને તે નહીં છટકી શકાય એવી જાળમાં લપેટી લે છે, જ્યાં સુધી વખતસરની મદદથી તે છેલ્લે તબકકે પુગે તે અગાઉ તેને બચાવી લેવામાં આવે નહીં, ત્યાં સુધી તે પુર ભાનમાં રહે છે અને મોતની સાંકળ તોડવાની કોશશમાં, આગળ પાછળના બનાવોનાં ચિત્રો યાદદાસ્તની ઉપર વિજળીના ચમકારા માફક પુર રંગોમાં ધસી આવે છે જે તેના ભેજાને સુચવે છે કે તેનું મોત આવે છે."

"ગુંગળાત અથવા દુબી મરવાની છેલ્લી ઘડીએ મનની ચિત્રો ઉત્પન્ન કરવાની શક્તિ ઘણી સાધારણ રીતે જણાયલી છે. જીંદગીના પાછળા બનાવો અસાધારણ ઝડપે એ વખતે મનની આગળ આવી ઉભા રહે છે, અને તેઓને વખત અથવા જગાની હદ રહેતી નથી."

## આપઘાતથી દુબી મરતાં માણસનો હેવાલ.

એક સ્ત્રીની બેવફાઇથી અને પ્રેમમાં નિરાશી મળવાથી લંડન બ્રીડજ ઉપરથી કુદકો મારી થેમ્સ નદીમાં ડુબી મરી આપઘાત કરવાની એક માણસે કોશેશ કીધી અને મરતાં બચાવી લેવા પછી તેણે પોતાને હેવાલ નીચે પ્રમાણે રજુ કીધો:—

"દુન્યાની બેવફાઇ ઉપર અને ધર્મ ઉપર ધીટકાર નાખી એક જાનવરની માફક ચીસ પાડી લંડનના પુલની કોર ઉપર ઉભો રહયો. એક મીનીટ હું જરા ધ્રુજયો. મારી ઉપર આકાશ હતું—નીચે નદી હતી, સામી બાજુ ચંદ્રમા પ્રકાશતો હતો અને નીચે અંધકારમાં ભેદી નદી વહેતી હતી. આકાશ તરફ મેં મારા અપવિત્ર હાથો ઉંચા કીધા. મારા હોઠોમાંથી ધીટકારના ચીસ પાડતો કુદકો મારયો. મને યાદ છે કે જેવો કુદકો મારયો કે મારી હોજરી એક પળ સંકોચાવા લાગી અને બીમારી જેવું લાગ્યું. ગરમ લોહી મારા કાન આગળ ધસી આવવું મને યાદ છે અને પછી પવનના સપાટા માફક ઠંડકનું ધસી આવવું થયું, પણ પાણી લાગવાની મને મુદલ યાદ નથી.

"ત્યાર પછી એકદમ આસપાસ ફરી વળેલો મોત ઉપજાવનારો ઠંડકનો ઝટકો લાગ્યો, જેને મારા માસ રજ્જુમાં આંકરાં ઉત્પન્ન કરી એવું દુ:ખ પેદા કીધું કે મારા પગ હાથ ને શરીર તરફ સંકોચાવી લીધા અને બીજી પળમાં દમ લેવા માટે તરફડયાં મારવા લાગો. મારી જીંદગીને માટે લડત ચલાવા માંડી, અને અત્યંત ધાસ્તીની ઝુમમાં પાણીને પકડવા લાગો, જે મારા માથાંની ઉપર ફરી વળ્યું હતું અને તેમાં પરપોટા અને ફીણ થવા લાગ્યું. મારા કાનો, મોહ અને નાકના નસકોરાંમાં લોહી અને આતશ માલમ પડતા, મારી આંખો બે બળતા દડા જેવી હતી જે ભેજાંના અંદરના ભાગને રોશનીવાળું બનાવ્યું હતું અને તેમાં લાલ લોહી ગોળ ગોળ ફરતું માલમ પડતું હતું, જે પ્રમાણે વંટોળીયામાં પાણી ફરે છે તેમ.

"પણ રફતે રફતે શરીર અને હાથ પગ સુંન મારવા લાગ્યા અને ઠંડા થવા માંડયા. મારા તરફડિયાં ઓછાં ને ઓછાં થવા લાગ્યાં અને આતશો ધીમા થઇ બહાર નિકળી ગયાં. મારા ભેજાંમાંથી લોહી નિકળી ગયું અને તે ખાલી ખોખાં જેવું લાગ્યું, જે પ્રમાણે એક માણસ બારી

વડે ઓરડામાં જોય તે પ્રમાણે મેં મારા ભેજાંમાં જોયું તો તેમાં તરેહવાર ચિત્રો આવતા અને જતાં જોયાં."

એ માણુસ વધુ જણાવે છે કે "રફ્તે રફ્તે મારા વિચારો અને લાગણીઓ પાછી સજીવન થવા લાગી અને હું જાગૃત થયો, મારા હૃદયમાં નહીં વરણવી શકાય એવી ધાસ્તી લાગવા લાગી. મારી પીઠ ઉપર ચત્તો સુતેલો મારા ઓરડામાં મેં પોતાને જોયો અને મારી આંખો ઓરડાની સીલીંગ ઉપર ટીકટી જોઇ. જ્યારે આપઘાત કરવા એ ઓરડામાંથી બહાર નિકળયો ત્યારે તેને ફરીથી જોવાની મેં આશા રાખી ન હતી. મેં ઉઠીને બેસવાની કોશેશ કીધી અને જો કે મારૂં ભેજું સાફ અને ચપળ હતું, તે છતાં મને એમ લાગ્યું કે મેં મારૂં શરીર અને હાથ પગો ઉપરનો કાબુ ખોહી દીધો છે ત્યાર પછી મેં મારી આંખની કીકીને ફેરવવાની કોશેશ કીધી કે હું મારી આસપાસ જોત્તું પણ તેઓને જડ થઇ ગયલી જોઇ અને તેઓ ઉપરનો કાબુ પણ ખોહી દીધેલો જણાયો, આથી મારાં હૈયામાંથી નહીં વર્ણવી શકાય એવો ભય અને કંપારીનું રૂદન શરૂ થયું, પણ મારા હોઠો બીડાઇ ગયલા હોવાથી બોલી શકાતું ન હતું, કારણ હું મરણ પામેલો કોફીનમાં પડેલો હતો અને મને ઘોરમાં લઇ જવાને માણસોને મારા દાદર ઉપર ચહડતા મેં જોયા."

## આપઘાત કરનારનું જીવતું દોજખ.

આ હેવાલનો લખનાર જણાવે છે કે માણસ આપઘાત કરે છે તેને આવી શિક્ષા થાય છે જો કે તે પોતાના શરીરની જીંદગીનો નાશ કરે છે, પણ પોતાનાં મુવેલાં શરીરમાંથી જીવતો આતમા જુદો પાડી શકાતો નથી, પણ તે ત્યાંજ રહે છે. આપઘાત પછી માણસનું મુડદું એક ભાન ધરાવતાં મુડદાં જેવું હોય છે, જે શરીરનું કોહોવું અને જમીનમાં ડટાવું સર્વનું ભાન તે ધરાવે છે. પણ તેનો અટકાવ કરવાને શકતી ધરાવતું નથી. આ ખાકી માણસે કોઇબી રીતની લુચાઇ કરી ખુદાની મરજીનો અનાદર કરી

શકતા નથી. માનવી પોતાના પેદા કરનારને ઠગી અથવા હરાવી શકતો નથી, કારણ આપણી જીંદગી, આપણું જીવવું મરવું સઘળું તેના હાથમાં છે. જેઓ પોતાના હાથમાં લઇ તેનો અનાદર કરે છે તેઓ દુઃખી થાય છે.

પેલા માણુસનો વધુ હેવાલ તપાસયે. "સેવટે એવો વખત આવી લાગ્યો કે મારાં કફનનાં ઢાંકણુ ઉપર માટી નાખવાને અવાજ સંભળાવાથી મેં જાણ્યું કે હવે મારૂં કફન કબરમાં ઉતારે છે. ત્યાર પછી મને એવું યાદ છે, કે જ્યારે સઘળું મોડું થઇ ગયું ત્યારે પરમેશ્વર અથવા શયતાને મારી મશકેરી કરવા મારા હાથ પગમાં થોડી શક્તિ મુકી. જ્યાં સુધી મારાં નખો સુકાં કોટલાં માફક નિકળી પડયાં અને તેમાંથી માસ નિકળી પડયું ત્યાં સુધી મારા હાથો ઝાલ્યા."

મેં ચીચયારી પાડી કે "ઓ ખુદા મને મારી નાખ, મારી નાખ ઓ પરવરદેગાર અથવા શયતાન! હું જે હમણાં તને શ્રાપ દેતો હતો તે તને આશીરવાદ દઇશ. સુકી ખોપરીમાંથી દાંત કચકચાવાનો અવાજ આવે તે પ્રમાણે મારી પોકળ કોફીનમાંથી અવાજ નિકળયો, અને નરમ માંટી જેણે મને બંધ કીધો હતો તેમાંથી તે અવાજ પડઘા વગર ગુમ થઇ ગયો, પણ આ મારી જીંદગીનો જવાબ દોજખ કે બેહેસ્તમાંથી મળ્યો નહીં. જો કે કોફીનમાં જરા પણ હીલચાલ કરવાની જગ્યા ન હતી, ઘણીજ જીવતોડ કોશેશ કરી મારા સીધા પડેલા હાથોને વાળવાને શકિતવાન થયો. એક દીવાના માણુસનાં અસાધારણ બળ વડે મેં કોફીનનાં ઢાંકણા સામે જોર કીધું. મારા આંખની કીકીની દોરી તુટી ગઈ. પણ લાકડાંની દીવાલ ઉપર થોડીકજ અસર થઇ. પણ જ્યારે મેં એક વાર વધુ તે લાકડાંની દીવાલ અને આજુબાજુ મારા હાથો પછાડયા કે લાકડાનો ભાગવાનો અવાજ આવયો અને મારા ખોદા, શું બનવા જોગ હતું! રોશની! દીવસની રોશની માલમ પડી.

"હું એક ઓરડામાં માલમ પડયો, જે ઓસ્પીટલ જેવો લાગતો અને મેં એક અવાજ સાંભળયો. "એનો વખત ઘણોજ ખરાબ હતો

ડાકટર, પણ હું ધારૂં છું કે એ સેવટે ઠેકાણે આવશે. આ ગરીબ શયતાનને પોલીસના હાથમાં ના આપતા! મારા સીવાય કોઇબી સોગંદ ખાઇ કહી શકશે નહીં કે તેણે આપઘાત કીધો ન હતો. જો હું તેની વિરૂદ્ધ જઇશ તો મને ફાંસી ચઢાવશે."

"મારા દીકરા! આવો વાંક છુપાવવા માટે તું ઘણું જોખમભર્યું કામ કરે છે. પણ જો ફરીથી એવું કામ નહીં કરે એવું તે વચન આપે તો આ બનાવ ખાનગીજ રાખીશ." એવો જવાબ મળ્યો. મેં એ પ્રમાણેનું વચન આપ્યું.

આપઘાત કરવાથી માણસ કેવું દુઃખી થાય તે વિષે આ દાખલો પુરતો ખ્યાલ આપે છે.

સર્વે દાખલાઓ ઉપરથી એટલું સાબેત થયું છે કે આપઘાત અથવા ઝેર ખાધા શિવાય મરતી વખતે શરીરમાં દુખ થતું નથી.

## મરતી વખતે ભાન રહે છે કે?

સર બેનજામીન બ્રોડી કહે છે કે "મેં મરણ પામતાં માણસની હાલત બારીકીથી તપાસી છે અને મારી ખાત્રી કીધી છે, કે સાધારણ માણસો જે દાખલામાં એક માણસને તદન બેહોશ ધારે છે તેવા દાખલામાં મરવાની છેલ્લી ઘડીએ પણ મન ઘણું ચંચળ રહે છે.

આપણે કેટલાક દાખલા તપાસ્યા તે ઉપરથી માલમ પડે છે કે મરતી વખતે માણસ પુર હોશમાં હોય છે, પણ તદનજ નિર્બળ થઇ ગયલું હોવાથી તે વડે પોતાનું ભાન બીજાને જણાવી શકતું નથી. પણ આજુબાજુ શું બને છે તેનું ભાન ધરાવે છે. જે પ્રમાણે એક માણસને લકવો થાય છે, તે વખતે તે પોતાના શરીરની હીલચાલ કરી શકતો નથી, તે છતાં તે શરીર વિષેનું ભાન ધરાવે છે, તે પ્રમાણેનું ભાન હોય છે.

કેરીંગટન અને મીડર જણાવે છે કે "કેટલીક વખતે કેટલીક દવાઓ આપવામાં આવે છે, ત્યારે શરીરમાં કાંઇ ભાન જણાતું નથી અને તે

છતાં સર્વે ઇંદ્રીઓ અને મન દુઃખદાયક રીતે ચપળ રહે છે. આ બાબદમાં પણુ એમજ હોવું જોઇયે. એમ બનવા જોગ છે કે મોતના ખેંચાણુ અને ધકકાથી થોડુંક ભાન બંધ પડી જાય છે અને ઘણાક દાખલાઓમાં આ રીતે આત્માને પોતાનું ભાન જાહેર કરવા અટકાવ નાખે છે, જો કે શરીરમાં થોડું ભાન હોય છે. આપણે ભાનની હાલત અને ભાનને જ્ઞાનતંતુ મારફતે જાહેર કરવાની શકિત વચ્ચેનો તફાવત બરાબર સમજવો જોઇયે."

ઉપલા વિદ્વાનો એ બાબતમાં એક દાખલો નીચે પ્રમાણે આપે છેઃ—

"એક ઘણોજ અર્થસુચક અને ધ્યાન પુગાડવાજોગ દાખલો જાણુમાં આવ્યો છે. એક દરદી જે પોતે જાણુતી હતી, કે થોડા વખતમાં તેણી મરણુ પામશે, તેણી પોતાની આગળ ઉભેલાને પોતાની છેલ્લી ઇચ્છાઓ લખાવતી હતી. તેણીના મરણુની થોડીક પળ અગાઉ તેણી ઘણીજ નબળાઇને લીધે બરાબર બોલી શકિત ન હતી. તેણીએ કાગળ અને પેનસીલ માંગયાં કે તેણી લખીને પોતાના વિચારો જણાવે. તેણીની મરતી વખતની ઇચ્છાઓ તેણીના હાથ વડે ઘણી સ્પષ્ટ રીતે લખવાનું તેણીએ શરૂ કીધું. હાથમાં અજબ જેવી શકિત માલમ પડતી હતી, જે તે હાથનીજ શકિત હતી. લખાણુ મોટા હરફનું અને ખુલ્લું હતું અને તેમાં સમાયલા વિચારો સીલસીલાબંધ અને સેવટ સુધી પ્રવિણુ હતા. આ પ્રમાણે તેણીએ લખવાનું ચાલુ રાખ્યું તે દરમ્યાન તેણીએ પોતાનાં શરીર ઉપરનો કાબુ તદન ખોઇ દીધો હતો, તેણીનો શ્વાસ ઘણોજ ઘણોજ જોસમાં ચાલતો હતો અને તેણી દેખઇતી રીતે બેભાન હાલતમાં આવી ગઇ હતી. આ સ્થિતિ વધારેને વધારે બગડતી ગઇ અને સેવટે એવી હાલતમાં આવી પડી કે જે હાલતને આપણે મોત કહીયે છીયે. દેખઇતી રીતે નાડી અને શ્વાસ બંધ થઇ ગયાં, ગરમી ઓછી થઇ ગઇ, આખું શરીર ધીલું થઇ ગયું, ચહેરો મોત જેવો ફીકકો થયો, તે છતાં તેણીના હાથે લખવાનું ચાલુ રાખ્યું. લખાણુ સ્પષ્ટ, ભુલ વગરનું અને વિચારવંત હતું, જે લખાણુ જ્યારે ભાન પુર હોંસમાં હોય છે અને મનની દરેક શકિત પુર

બળમાં કામ કરે છે તે વખતે થાય છે તેવું હતું. આ બુદ્ધિબળ આવી હાલતમાં આ સ્ત્રીમાં કયાં છુપાયલું હતું તે વિષેનો સવાલ નથી. બિછાનાં ઉપર મરણ પામેલું લાકડાં જેવું શરીર પડેલું હતું. જ્યારે જમણો હાથ અને ખભું ચપળ અને હીલચાલ કરતું હતું અને તે ભાનની મરજી પ્રમાણે લખતું હતું. આ બનાવ એવો લાગ્યો કે જીવતો આત્મા આ મરણ પામેલા શરીરને ઉપયોગમાં લેતો હતો."

આ દાખલો ઘણો અગત્યનો છે કારણ એ ઉપરથી પુરવાર થાય છે કે જ્યારે ભેજું અને શરીર તદ્દન સુસ્ત થઇ જાય છે અથવા મરી જાય છે ત્યારે પણ બુદ્ધિબળ કામ શકે છે.

## મરતી વખતે યાદદાસ્ત શકિત ઘણીજ ચપળ માલમ પડે છે.

છેલ્લી ઘડીએ જે અસાધારણ યાદદાસ્ત શક્તિ અને મનશક્તિ વારંવાર માલમ પડે છે, તે જાણવા જોગ છે અને ઘણીક અગત્યની બાબદ ઉપર આપણું ધ્યાન ખેંચે છે. કેટલાક જડવાડીઓ માને છે તેમ જો યાદદાસ્ત શકિત માત્ર શારીરીક રીતે ઉત્પન્ન થાય તો જે વખતે ભેજું ચપળતામાં ઘણું ઓછું હોય, જે વખતે તે ભેજાંને લોહીને ખોરાક ઘણોજ જુજ મળે છે, તે વખતે અસાધારણ યાદદાસ્ત શકિત થોડી પળમાં જાહેર કરે છે, તે કેમ બની શકે છે? એવે વખતે ભેજાંને કાંઇ ખાસ ઉશકેરવામાં આવતું નથી, પણ એથી ઉલટું ભેજું તો તદ્દન સુસ્ત હોય છે અને બહારની ચીજની અસરો પણ લઇ શકતું નથી.

કેરીંગટન નામનો વિદ્વાન જણાવે છે કે "આવા બનાવમાં વખત જાણવાજોગ રીતે ઘણો થોડો હોય છે. એટલુંજ નહીં પણ સાધારણ ભાનમાં જે બાબદો આપણે તદ્દત ભુલી ગયાં હોઇયે અને આ સાધારણ જીંદગીમાં તે યાદ પણ આવે નહીં એવી બાબદો વારંવાર એ વખતે યાદ આવે છે. એ ઉપરથી માલમ પડે છે, કે આપણે કાંઇબી વીસરી જતાં નથી."

ડી. કવીનસી નામનો જાણીતો લખનાર એ બાબે જણાવે છે, કે "આ બાબદ વિષે મારી ખાત્રી છે કે મનથી કોઇબી ચીજ વિસરી જવાય એ બનવાજોગ નથી. આપણાં હાલનાં ભાન અને મન ઉપર કોતરાયલા છુપા લેખો વચ્ચે હજારો બનાવો અને સંજોગો પડદા મીસાલે રહે, અને અકસમાતોથી એ પડદા નિકળી જાય, તે છતાં એ મન ઉપર કોટરાઇ રહેલા બનાવો હંમેશને માટે રહે છે. જે પ્રમાણે દીવસની રોશનીમાં તારા માલમ પડતા નથી, પણ આપણને ખબર છે કે તારાઓ હૈયાત છે, પણ રોશનીને લીધે જણાતા નથી, પણ જ્યારે રોશની જતી રહે છે અને રાત પડે છે ત્યારે તારાઓ પ્રગટ થાય છે, તેજ પ્રમાણે વારંવાર મન ઉપર કોટરાઇ રહેલા બનાવો જાહેર થાય છે."

બીજો વિદ્વાન લખે છે કે "આપણે એક ઘાસના ખેતરમાં સ્વપનું જોતા હોઇયે તેમ પડયા હોઇયે અને ઘાસનું એક નરમ તણખું આપણા પગે અદડયું હોય, જેની લાગણી આપણને ભાનમાં જરા પણ આવી ન હોય, અને આ દુન્યામાં તેની યાદ કદી પણ આપણને આવી ન હોય, છતાં તે લાગણી તદન વીસરી જવાતી નથી. તે કોઇ વખતે યાદ આપશેજ."

માટે પ્રીય વાંચનાર ખોટાં અને પાપી કામોથી દુર રહેવાની કેટલી જરૂર છે? ગમે તેવાં બુરાં કામો ખાનગીમાં કરવામાં આવશે તો પણ તે મનની ઉપર હંમેશ માટે કોટરાઇ રહેશે અને આપણે વાંચી ગયાં તેમ મરતી વખતની છેલ્લી ઘડીઓમાં એક માણસને પોતાની જીંદગીના દરેક બનાવો યાદ આવે છે, તે વખતે બુરા અને પાપી બનાવોની યાદથી આપણને કેવી કંપારી ઉત્પન્ન થશે? કેવું દુઃખ થશે? તેનો ખ્યાલ આપણને કરવાની જરૂર છે. આપણામાંના ઘણાકોએ તપાસ્યું હશે કે જેઓએ આખી જીંદગી દુર્ગુણોમાં કહાડી હશે, પાપી કામો કીધાં હશે, બીજાંઓને દુઃખ દીધાં હશે, લુટફાટ કીધી હશે, તેઓ મરતી વખતે ઘણોજ પશ્ચાતાપ કરતાં, રડતાં, ધાસ્તીમાં માલમ પડયાં હશે. જો કે તેઓને શરીરનું દુઃખ ન વેઠવું પડે,

પણ મનનું ભારે દુઃખ ખમવું પડે છે. જેઓએ લુટફાત કરી મોટી દોલત ભેગી કીધી હશે, પણ મરતી વખતે જ્યારે તેઓને માલમ પડશે કે એ મોટી દોલતમાંથી એક કોડી પણ સાથે લઇ જવાની નથી, ત્યારે તેની નાસીપાસી કેવી માલમ પડશે? જેઓ પોતાનું સુખ ફકત આ દુન્યાની ચીજોમાં માનતા હશે, તેઓ જ્યારે મરતી વખતે જાણે કે આ સર્વે ચીજો અને હવે છોડી જવી છે, બૈરી છોકરાં દોલત સર્વે, ત્યારે તેઓની છેલ્લી પળ કેવી દુઃખી માલમ પડશે? આવાં માણસો મરતી વખતે ફોકેફોક રડે છે, કારણ તેઓને તેજ વખતે માલમ પડે છે, કે તેણે પોતાની આખી જીંદગી ધુળમાં નાખી, જે તેને કરવાનું હતું તે તેણે કીધું નહીં, તેની આખી જીંદગી સ્વપના મીસાલે પસાર થઇ ગઇ અને સેવટે હાયવાય કરી સર્વે તજી જાય છે.

બીજા હાથ ઉપર જેઓએ પોતાની જીંદગી ઉમદા સદગુણોથી ગુજારી હશે, જો કે આ દુન્યાની સર્વે ચીજો તકલીદી છે તે છતાં એ સર્વે ચીજો તરફ પોતાની ફરજ હતી, તે સર્વે બજાવી હશે, પોતાના સંસાર તરફની ફરજ, પોતાના બાઇડી છોકરાં તરફની ફરજ, પોતાના દેશ અને ધર્મ તરફની ફરજ, દુઃખી દરદી તરફની ફરજ ખરાં અંતઃકારણથી બજાવી હશે, તે મરતી વખતે કેવો ખુશાલ અને આનંદી માલમ પડશે? તે એમ કહેશે કે મેં મારી ફરજો બજાવી છે અને પેલી જહાનમાં બેહેસ્તનું સુખ ભોગવવાને આતુરતાથી રાહ જોતો તલપી રહેશે. ફરજ દરેક રીતે સંતોશકારક રીતે બજાવનારને મનથી મરવું એ એક ખુશાલી છે.

---

# પ્રકરણ ૨ જું.

## મરતી વખતે મહાન નરોએ રજુ કરેલો અનુભવ.

### યુનાની ફીલસુફ સોક્રેટીસ.

જાણીતો યુનાની ફીલસુફ સોક્રેટીસ (Socrates) જેણે પોતાની આખી જીંદગી ઘણીજ ઉત્તમ પ્રકારે પસાર કીધી હતી. પણ સેવટે કેટલીક ગેરસમજુતીથી તેના દુશ્મનોએ તેને પકડયો. તેની તપાસ ચલાવી અને જેમ ઘણાક પવિત્ર માણસની જીંદગીમાં બને છે તેમ તેની ઉપર ખોટાં તોહમતો જોડી કાઢયાં અને ન્યાયાધીશોએ તેને મોતની સજા ફરમાવી. તેને ઝેરનું પ્યાલું પી મરી જવાનું ફરમાવ્યું. આ ફીલસુફ એટલી તો વિદ્વતા અને બુદ્ધિબળ ધરાવતો હતો, કે જો તે પોતાનો બચાવ કરતે તો સર્વે ન્યાયાધીશને શરમાવી નાખતે અને પોતાને બેગુનાહ પુરવાર કરી શકતે. આ ફીલસુફના ચેલાઓ તેની આગળ રડયા અને તેને ઘણો સમજાવ્યો, કે તેણે પોતાનો બચાવ કરવો, પણ સોક્રેટીસે પોતાનો બચાવ કરવા ના પાડી અને ઝેરનો પ્યાલો પીતી વખતે પોતાના ચેલાઓ આગળ "મોત" ઉપર વાયજ આપી જે જાણવાજોગ હોવાથી ત્યાં રજુ કરીશું:— સોક્રેટીસ બોલ્યો "જેઓ એમ ધારે છે કે મોત એ એક ખરાબી છે તેઓ ભુલ કરે છે. માનવાને ઘણાં કારણ છે કે મોત સારૂં છે. બે ચીજ બનવાજોગ છે. એક તો એ કે મોત એક તદન બેભાન અથવા નિસ્તીની હાલત હોય અથવા તો એ વખતે આત્મા આ દુન્યા છોડી બીજી દુન્યામાં મુસાફરી કરતો હોય. હવે જો કોઇ રીતનું ભાન ન હોય, પણ સ્વપ્નાની હરકતો વગરની નિંદ્રા હોય તો મોત ફાયદાકારક છે, કારણ એ વખતે તો આખી હમેશગી (eternity) તો ફક્ત એક રાત જેવી માલમ પડશે. પણ "મોત" જો બીજી જગ્યાએની મુસાફરી હોય, તો

આના જેવું બીજું સારૂં શું છે? ત્યાં ઓરફીયસ, મયુસીસય, હેસોઇટ અને હોમર જેવા મહાન નરો સાથે વાતચીત કરવાને જો બને તો એક માણસનું સર્વસ્વ આપી ન દે? એટલુંજ નહીં પણ જો આમાં સત્યતા હોય તો ફરીફરીને મને મરવા દો. આપણા અસલી મહાન નરોને મળવાને અને તેઓ સાથે વાતચીત કરવા હું અજબ હોંશ ધરાવું છું, એ સર્વે કરતાં, એ વખતે જ્ઞાનની શોધ ચાલુ રાખવાને શક્તિવાન થઇશ. ત્યાં આ મહાન અને ભલા નરો સાથે વાતચીત કરવા અને તેઓને સવાલ પુછવાથી કેટલી ખુશાલી ઉત્પન્ન થશે? અને એ ઉપરાંત આ દુન્યા કરતાં પેલી દુન્યામાં વધારે સુખી થશું એટલુંજ નહીં, પણ જે કહેવામાં આવે છે તે ખરૂં હોય, તો, તેઓ અમર થશે. મોતને વિષે ખુશાલ રહો અને ખાત્રીથી જાણજો કે એક ભલા માણસને આ જીંદગી અથવા મરણ પછીની જીંદગીમાં કોઇબી રીતનું બુરૂં થવાનું નથી. મરવું અને મૂકતી મેળવવી એ મારે માટે વધારે સારૂં છે. મને અપરાધી ઠેરવનાર અને મારા આરોપીઓ ઉપર, હું મુદ્દલ ગુસ્સે થયો નથી, તેઓએ મને કોઇબી રીતની ઇજા કીધી નથી, જોકે તેઓએ મને સારૂં કરવાની ધારણા રાખી ન હતી અને તેને માટે હું તેઓને નરમ ઠપકો આપું છું. છુટા પડવાનો વખત હવે આવી લાગ્યો છે. અને આપણે આપણા આપણા રસતાએ જઇશું. મને મરવું છે અને તમુને જીવવું છે, કયું વધારે સારૂં છે તે ખુદાજ જાણે છે."

આ અસરકારક વાચજ કરી સોક્રેટીસ, કોઇપણ રીતની દિલગીરી વગર ઝેરનો પ્યાલો પી મરણ પામ્યો. જેઓએ ઉમદા અને ભલી જીંદગી ગુજારી છે, તેઓ કોઇપણ રીતના મોતથી દરતા નથી એટલુંજ નહીં પણ ખુશી સાથે પોતાનો જીવ આપવા તૈયાર થાય છે.

## જોન બનીયન.

જોન બનીયનને તુરંગમાં નાખવામાં આવ્યો ત્યારે "પીલગ્રીમસ પ્રોગ્રેસ" નામનું અંગ્રેજી સાહિત્યમાં એક સર્વેથી ઉત્તમ પુસ્તક

લખ્યું હતું, તે મરતી વખતે આ શબ્દો બોલ્યો હતો. "Take me, for I come to Thee" "તું મને લે–હું તારી આગળ આવું છું." આ તેના છેલ્લા બોલો ઉપરથી માલમ પડે છે, કે મરણ પછી ખુદાને મળવાને તે કેટલો ખુશી અને ઇંતેજાર હશે.

## એલેકઝાનડર વોન હુમબોલ્ટ.

મરતી વખતે છેલ્લા શબ્દો આ બોલ્યો હતો. "How grand these rays, they seem to beacon earth to heaven" કેવાં સુંદર આ કિરણો છે, તેઓ આ દુન્યાને બેહેસ્ત તરફ લઇ જવાની નીશાની કરતાં હોય લાગે છે."

આ નરે મરતી વખતે ઘણાં સુંદર રોશનીના કિરણો જોયાં, જે તેને બેહેસ્ત તરફ આમંત્રણ કરતાં હોય તેમ તેને લાગ્યું, તેથી તે કેવો ખુશાલ થયો હશે?

**કવી ગથે (Goethe):**—જરમનીનો એક નામાંકીત અને વિદ્વાન કવી અને લખનાર ગથે જે આપણા શેકસપીયરના જેટલોજ ત્યાં માનિતો છે, તે મરતી વખતે છેલ્લા બોલો આ બોલ્યો "Light, more light" રોશની, વધુ રોશની. આ વિદ્વાને પોતાની આખી જીંદગીમાં સર્વે ઠેકાણે જ્ઞાનની રોશની ફેલાવી હતી. તે મરતી વખતે પોતે "રોશની અને વધુ રોશની" જોઈ ખુશાલ થયો હતો.

**કોપરનીકસ:**—જાણીતો ખગોળ શાસ્ત્રિ કોપરનીકસ મરણ પામતી વખતે આ શબ્દો બોલ્યો "Now, O Lord, set free Thy servant." "ઓ ખુદા! હવે તારા નોકરને છુટો કર." આ વિદ્વાનને મનથી મોત એક જાતનો છુટકારો હતો.

**કોલમબસ:**—અમેરીકા દેશ શોધી કાઢનાર જાણીતો નર કોલમબસ મરતી વખતે છેલ્લા બોલો આ બોલ્યો હતો "Lord, into Thy

hands I commend my spirit." "ખુદા તારા હાથમાં મારા આત્માને સોંપું છું." આ રીતે ખુદા તરફ ભક્તિભાવ તેણે દેખાડયો હતો.

**રાણી એલીઝાબેથ:**—ઇંગ્લાંડની જાણીતી રાણી એલીઝાબેથ મરતી વખતે છેલ્લા બોલો આ બોલી હતી "All my possessions, for a moment of time!" "મારી સઘળી માલમતા એક ઘડીના વખતને માટેની છે." આ રાણી જેણે રાજપાત ભોગવ્યું છે. ઇંગ્લાંડ ઉપર વર્ષો સુધી રાજ ચલાવ્યું તે છતાં મરતી વખતે તેણીને શું અનુભવ થયો? તેણીને છેવટે અનુભવ મળ્યો કે મરતી વખતે એ સર્વે ચીજોને ઘડીભરમાં તજી દેવી પડશે.

**ઓગસટસ સીઝર:**—મરતી વખતે બોલ્યો "Have I not played the farce of life well?" "જીંદગીનો ફારસ શું મેં બરાબર ભજી બતાવ્યો નથી?"

**રબીલસ:**—છેલ્લી ઘડીએ બોલ્યો "Ring down the curtain; the farce is over" "પડદો પાડવા ઘંટ વજાડો, ફારસ ખલાસ થયો છે." આ નરોને પોતાની જીંદગી, છેલ્લી ઘડીએ નાટકનાં ફારસરૂપી લાગી.

ઘણાક માણસોની જીંદગી તપાસીશું, તો તે નાટકના ફારસ જેવી માલમ પડશે. જે પ્રમાણે ફારસમાં ધીંગધતુરા કરી લોકોને હસાવવામાં આવે છે, તેજ પ્રમાણે કેટલાક માણસોની જીંદગી ધીંગધતુરાથી ભરપુર માલમ પડશે. જીંદગી દરમ્યાન તેઓ પોતે કેવા ફારસ કરે છે, તે સમજી શકતા નથી. પણ છેલ્લી ઘડીએ તેઓને અનુભવ થશે, કે તેઓની જીંદગી તો ફકત નાટકના ફારસના જેવીજ છે.

**ડેનીયલ વેબ્સટર:**—જાણીતો વિદ્વાન ડેનીયલ વેબ્સટર મરતી વખતે આ સખુનો બોલ્યો હતો. "I still live!" "હું હજી જીવુ

છું" તેને મરતી વખતે એવું લાગ્યું કે તે મરી જાય છે, તે છતાં તેનો નાશ થતો નથી, પણ કોઇ બીજી રીતે હસ્તી ધરાવે છે. આ તેનું બોલવું ઘણું ધ્યાન પુગાડવા જોગ છે.

**ઇમા બુઠ:**—મુકતી ફોજના સ્થાપક જેનરલ બુઠ જેના વિષે આપણે આગળ ચાલતા ખુલાસાથી જાણશું તેની છોકરી ઇમા જેણી પોતાના બાપના જેવી પરમાર્થી હતી અને દુ:ખી દરદીની સેવા કરનારી હતી, તેણી લાચારો માટેની નવી ઉદ્યોગશાળા ખુલ્લી મુકવા એક ગામથી બીજે ગામ જવા ત્રેનમાં મુસાફરી કરતી હતી. ત્રેનમાં તેણીનો સાથી કરનલ એડી હતો, જેણે એક નવું ગાયન જોડયું હતું, જે તેણીને ઘણું પસંદ પડયું હતું. આ ગીતની છેલ્લી કળીઓ તેણીએ તેની પાસે ત્રણ વખત ગવડાવી, તે કળીઓ આ પ્રમાણે હતી:—

"Time and space will cease to know you,
You and things will pass away;
You'll be moving on to-morrow,
You are only here to-day."

"વખત અને જગા તને વીસરી જશે. માણસ અને ચીજોનો નાશ થઇ જશે, આજે તો તું જ્યાં છે કાલે તું ત્યાં જશે." આ કળીઓ ફરી ફરી ગાયા પછી તેણીના ત્રેનને અકસમાત થયો અને તેમાં તેણી કચડાઇ ગઇ. જાણે તેણીએ પોતાની સરજત ચેતી હોય તે પ્રમાણે જે પેલી કવિતાની કળીમાં જણાવ્યું છે, તે પ્રમાણે આ તકલીદી જીંદગી છોડી ગઇ "આજે જ્યાં અને કાલે ત્યાં" તે પ્રમાણે મરણ પામી.

હવે આ બાનુના પીતાએ મરતી વખતે આપણને શું બોધ આપ્યો તે તપાસ્યે.

**જેનરલ બુઠ:**—હાલની સદીનો એક ખરો મહાન નર જેનરલ બુઠ, તે મુકતીફોજનો સ્થાપક ૧૭) વરસની ઉમરે એક સાધારણ કલાર્ક

તરીકે ઓફીસમાં ચાકરી ઉપરથી સાંજે ૭) વાગે છુટતાં, લોકો આગળ વાએજ આપતો હતો, જેથી તેને લોકોએ પાદરી બનાવ્યો. તે પાદરી થયો. તેની વાયેજો એવી તો અસરકારક નિવડી હતી, કે તે સાંભળી ઘણાક ગુનેહગારો પવિત્ર જીંદગી ગુજારતા થયા હતા. તેણે એક ઉમદા ખવાસની પરોપકારી બાનુ સાથે લગ્ન કીધાં. આ નેક બાનુએ ૪૦) વરસ સુધી પોતાના ભરથારનાં મહાન કાર્યોમાં કીંમતી સેવા બજાવી હતી અને હજારો લોકોની માનીતી થઇ પડી હતી.

જેનરલ બુઠે ખ્રીસતી લોકોની ઉન્નતીને માટે એક મહાન યોજના ઘડી હતી જે "Darkest England and the way out" નામનાં તેનાં પુસ્તકમાં રજુ કીધી હતી. આ પુસ્તક લોકોને એટલું તો પસંદ પડયું અને તેની એટલી તો નકલ ખપી કે એ પુસ્તકનાં વેચાણમાંથી તેણે દોઢ લાખ રૂપીઆ ભેગા કીધા અને તે પછી ખાનગી મદદ તેને હજારો રૂપીઆની મળી. હવે તેણે પોતાની નેક મોહેરદારની ઉપયોગી મદદ વડે મુક્તીફોજની જંગી યોજનાનું કામ શરૂ કીધું.

તેણે જોયું કે શયતાનનું રાજ આ દુનિયામાં દીનપરદીન ઘણું વધતું જાય છે. બદી, જુગાર, છાકટપણું અને લાચારીની જાળમાં શયતાન દર-રોજ હજારો માણસને પાયમાલ કરતો જાય છે. આ બદી, જુગાર અને છાકટપણાં અને લાચારીની સામે લડત ચલાવવા અને આવી બદીની જાળમાં ફસેલાં માણસને મુક્તી આપવા અને ખોદાઇ રાહ ઉપર લઇ જવા તેણે સદગુણી બાનુઓ અને ગ્રહસ્થોની એક મોટી ફોજ ઉભી કીધી જેનું નામ મુક્તીફોજ આપું. આ મુક્તીફોજનું બંધારણ લશ્કરી ધોરણ ઉપર રચાયલું છે, જે પ્રમાણે આપણું લશ્કર આપણા દુશમનો સામે લડે છે તેમ આ મહાન નરનું ૫૦) હજાર સદગુણી બાનુઓ અને ગ્રહસ્થોનું લશ્કર દુન્યાના દરેક જાણીતા મુલકોમાં બદી, બીમારી, લાચારી, અને છાકટપણાં સામે પ્રેમ અને પવિત્રાઇનાં હથીયારથી લડત ચલાવે છે. હજારો બલકે લખો ગુનેહગાર કે લાચારોને ખોદાઇ રાહનો રસ્તો તેઓએ દેખાડયો છે અને

બદીમાંથી મુકતી આપી છે. આ મહાન નરના જેવો બીજો કોણ નર આપણી સદીમાં થઇ ગયો છે? આ મહાન નરે મરતી વખતે છેલ્લા બોધકારક સખુનો આ ઉચારયા હતા:—"The promises of God are sure, if you believe." "જો તમે યકીનથી માનશો તો ખુદાનાં સર્વે વચનો સાચાં નિવડશે." એક સાધારણ કલાર્ક એક મહાન નર કેમ થયો અને લખો માણસોને બદીમાંથી કે મુકતી આપી ખુદાઇ રાહ દેખાડયો તેને ભેદ જાણવો હોય તો તેના છેલ્લા બોલમાંજ છે, આ મહાન નરને ખુદા તરફનું યકીન ઘણું મુસ્તકીમ હતું અને ખુદા તરફના યકીનને લીધેજ આવું મહાન કાર્ય કરવાને શકિતવાન થયો હતો. આ મહાન નરની જીંદગી અને તેનાં મહાન કાર્યોનો બારીકીથી અભ્યાસ કરી આ પુસ્તકના કર્તાએ પારસી કોમની બેહતરીને માટે મુકતીફોજના જેવીજ "રથેસ્તાર યોજના" રજુ કીધી હતી. પણ પારસી કોમના કમનસીબે તે યોજનાને ઉત્તેજન મળ્યું નહીં, તે છતાં આપણે હીંમત હારીશું નહીં અને ખુદા ઉપર પૂર્ણ યકીન રાખીશું અને દુવા ગુજારીશું કે એ "રથેસ્તાર યોજના" મોડે વહેલે ફત્તેહમંદ નિવડે.

**પેગંમબર જીસસ ક્રાઇસટ:**—જેને આજે કરોડો માણસ ભકિત-ભાવથી ભજે છે તેના મરતી વખતના સખુનો યાદ કરીશું. આ પેગંમબરનું સર્વેથી મોટું શિક્ષણ "પ્રેમ" ઉપર રચાયલું છે. આ પેગમબર જયારથી જનમયો ત્યારથી તેની ઉપર તરેહવાર દુઃખ પાડવામાં આવ્યું હતું, અને સેવટે ખીલા ઠોકી મારી નાખવામાં આવ્યો, તે છતાં પણ મરતી વખતે છેલ્લે બંદગી તેણે આજ કીધી "Oh God, forgive them, they do not know what they are doing" "ઓ ખુદા, તેઓને માફ કરજે, તેઓ શું કરે છે તે જાણતા નથી."

આ કેવો ઉમદા પ્રેમ? જે માણસોએ તેને તરેહવાર રીતે સતાવ્યો, દુઃખ દીધું અને સેવટે જીવતો ને જીવતો ખીલા ઠોકી મારી નાખ્યો તે છતાં તેઓને માફી બક્ષવા ખુદાની બંદગી કીધી!

માટે પ્રિય વાંચનાર, જેઓએ આપણને દુઃખ દીધાં હશે, આપણને નુકસાન કીધું હશે, તેઓને આપણે પાછા કીનો લઇ દુઃખ દઇશું નહીં. જો ઘણું થાય તો આપણી સંભાળને ખાતર આવાં માણસોથી દુર રહીશું અને તેઓના સમાગમમાં આવીશું નહીં અને તેઓને ખુદા સારી બુદ્ધિ બક્ષે એવી દુવા ગુજારીશું.

## મહાન નરોના મરતી વખતના સખુનો ઉપરથી મળતો બોધ.

સામટી રીતે તપાસતાં મહાન નરોના મરતી વખતના સખુનો ઉપરથી આજ બોધ મળે છે કે દુન્યાની જાહોજલાલી મોજશોખ સર્વે તકદીલી છે. ખરૂં સુખ આપનાર નથી, પણ એથી ઉલટું દુઃખ આપનાર છે. ત્યારે ખરાં સુખનો રસ્તો આપણા પેગમબર સાહેબ અશો જરથુસ્ત્રે શું દેખાડયો છે તે તપાસીશું. **અષેમ વોહુના** કલામમાં એ સાહેબ આપણને શિખવે છે કે અશોઇ સર્વેથી ઉમદા ન્યામત છે અને સુખ છે. માટે ખરૂં સુખ મેળવવા અશો જીંદગી ગુજારવાની જરૂર છે. દુન્યાની લોભ લાલચો અને બદીથી દુર રહેવાની જરૂર છે. વંદીદાદની ૧૯ મી પરગરદમાં જણાવવામાં આવે છે કે અંગ્રેમઇન્યુશે આપણા જરથોસ્ત સાહેબને કહ્યું કે તું અશોઇ છોડી દે તો દુન્યાનું રાજ્યાત તને આપું ત્યારે આપણા જરથોસ્ત સાહેબે શું જવાબ આપ્યો કે "મારાં હાડકાં, મારો આત્મા, મારી શક્તિનો ચુરેચુરો થઇ જાય તો પણ હું અશોઇને છોડીશ નહીં." માટે પ્રિય વાંચનાર જ્યારે પણ આ દુન્યાના લોભ, લાલચ, બદી આપણને લલચાવે ત્યારે જરથોસ્ત સાહેબના આ સખુનો યાદ રાખી આપણે આપણી અશોઇ જાળવી રાખવાની કોશેપ કરીશું. ઘણીક વખતે અશોઇના માર્ગ ઉપર ચાલતાં આપણને ઘણું દુઃખ ખમવું પડે છે. તરેહવાર લાલચો આપણી સામે આવી ઉભી રહે છે; દુર્ગુણી માણસો આપણી તરેહવાર નિંદા કરે છે, તરેહવાર રીતે દુઃખ દે છે. પણ અશોઇ જાળવવાને ખાતર આવાં દુઃખો આપણે ખુશી સાથે સહન કરીશું પણ ખરાબ લાલચોને આધીન થઇશું નહીં. પણ ખુદાઇ રાહ અખત્યાર કરીશું. કારણ સેંટપોલ કહે છે કે

"Eye hath not seen, nor heard, neither hath entered into the heart of man, the things which God has prepared for those who love Him" "ખુદાને જેઓ ચાહે છે તેઓને માટે એવી ચીજો તેને બનાવી છે કે જેઓએ આ આંખે જોઇ નથી. આ કાનોએ કદી સાંભળી નથી માણસનાં હૈડાંમાં તેનો ભાસ આવ્યો નથી. અશોઇ અખત્યાર કરવાથી પેલી જહાનમાં માણસ આવું ઉમદા સુખ ભોગવી શકે છે. માટે અશોઇ અખત્યાર કરતાં આપણને જે પણ દુઃખ ખમવું પડે તેની દરકાર કરવી નહીં.

ખરૂં સુખ મેળવવા જરથોશ્ત સાહેબે બીજું ઉમદા શિક્ષણ શિખવ્યું છે તે આ છે કે **"ઉશ્તા અહુમાઇ યહુમાઇ ઉશ્તા કહુમાઇ ચીત"** યાને સુખ તેને છે, જેનાથી સુખ બીજાને છે. જે સ્વાર્થી માણસો પોતાનાંજ સુખ માટે રાત દિવસ કોશેષ કરે છે, તેઓ તકલીદી સુખોથી ઉલટાં દુખી થાય છે. પોતે સુખ મેળવવા બીજાંને હેરાન કરે છે, દુઃખ દે છે, નુકશાન કરે છે અને ગુનેહગાર બને છે, અને મરતી વખતે હાય અફસોસ કરી રડતાં રડતાં આ દુન્યા છોડે છે, જ્યારે જેઓ બીજાનાં સુખને માટે રાત દિવસ કોશેશ કરે છે તેઓ મહાન નરો થયા છે. તેઓએ સર્વેનો પ્રેમ અને પ્રીતી મેળવી છે, તેઓનું નામ આપણા હૃદયમાં માન અને ભક્તિની લાગણી પેદા કરે છે. તેઓ જાણતા હતા કે આ દુન્યાની મોજ-શોખ અને સર્વે ચીજો તકલીદી છે. તે છતાં તેઓએ દુન્યવી ચીજો તજી દીધી ન હતી, સંસાર તજ્યો ન હતો પણ સર્વેને સુખ આપવામાં પોતાની ફરજ અને સુખ સમજ્યું હતું. તેઓ સંસાર તરફની, દેશ તર-ફની, પોતા તરફની ફરજો બજાવી ગયા છે. સર્વેને સુખ આપવા, સર્વેની સેવા બજાવવાને રાત દીવસ કોશેષ કરી રહયાં હતા અને મરતી વખતે પેલા સ્વાર્થી અને મતલબી માણસોની માફક રડયા ન હતા, પણ ખુશી સાથે છેલ્લા સખુનો આજ બોલ્યા હતા કે "મેં મારી સર્વે ફરજો બજાવી છે." તેઓ વરસો થયાં આ દુન્યા છોડી ગયા છે, તે છતાં તેઓ હૈયાતી

ભોગવે છે, હજુ હજારો માણસોનાં હૈયાંમાં તેઓએ વાસો કીધો છે. હજુ હજારો માણસો તેઓની તરફ દુવા ગુજારે છે. પ્રિય વાંચનાર આપણે આવા મહાન નરોને યાદ કરીશું તેઓના ઉમદા કામોનો પમરાટ આપણા હૈયાંમાં આમેજ કરીશું, તેઓના સદગુણો અખત્યાર કરવાની કોશેશ કરીશું અને તોજ મરતી વખતે આપણે ખુશી સાથે આ બોલો બોલવાને શકિતવાન થઇશું કે "આપણે આપણી સર્વે ફરજો બજાવી છે."

---

## પ્રકરણ ૩ જું.

---

## પેલી જેહાનમાંથી જણાતો મરતી વખતનો દેખાવ.

કેટલાક સતાવાર દાખલાથી પુરવાર થઇ શકે છે કે કેટલાક અનુભવી માણસોએ પોતાની આંખો ચોકસ રીતોથી અને ભકિતથી એવી રીતે ખીલવેલી હોય છે, કે તેઓ આ દુન્યાની સાથે જે મિનોઇ દુન્યા જોડાઇ છે, તેમાં બનતા દેખાવો જોઇ શકે છે. હીપનોટીઝમમાં પણ હીપનોટાઇઝ અથવા મેસમેરાઇઝ કીધેલા માણસ પણ આંખની આવી શકિત ખીલવી શકે છે, જેના પ્રયોગો વારંવાર કરી દેખાડવામાં આવ્યા છે. આંખની આવી શકિતને વિષય દ્રષ્ટી (clairvoyance) કરીને કહેવામાં આવે છે. એંડરૂ જેકશન દેવીસ જે આવી શકિત ધરાવતો હતો તે પોતાના પુસ્તક "Great Harmonia" માં મરણ પામતી એક સ્ત્રીની હાલત કેવી હોય છે, તેનો ઘણો સુંદર ચિતાર નીચે પ્રમાણે રજુ કરે છે, જે વિદ્વાનો કેરીંગટન અને મીડર પોતાના પુસ્તકમાં આ પ્રમાણે ઉતારો કરે છે.

એંડરૂ જેકશન દેવીસ લખે છે કે "જ્યારે તેણીનો મરણ પામવાનો વખત આવ્યો ત્યારે સારાં નસીબે હું વિષય દ્રષ્ટી (Clairvoyance)




**મરતી વખતે રૂહનું શરીરમાંથી છુટ્ટું પડવું.—જુવો પાનું ૭૨-૮૨.**

૧—મરણ પામતું માણસ. | (ક) ચળકતી દોરી રૂહને શરીર સાથે જોડી રાખે છે.

૨—રૂહનું શરીરમાંથી બાહાર નીકળવું.

૩—રૂહનું શરીરથી છુટ્ટું પડવું... ... | (ખ) ચળકતી દોરી તુટી જાય છે, માણસ મરણ પામે છે, રૂહ છુટ્ટું પડી જાય છે.

ની હાલતમાં આવવાને મનની અને શરીરની યોગ્ય હાલતમાં હતો. પણ મારાં રૂહને આવી હાલતમાં લાવવા અગાઉ મેં એવી જગા શોધી કાઢી કે જ્યાંથી કોઇબી રીતની અડચણ થયા વગર અને કોઇને જણાવ્યા વગર હું સર્વે નિહાળી શકું. આવી જગાએથી અને આવી હાલતમાં મેં મરતી વખતની હાલત નિહાળવાની અને શરીરનાં મરણ અને નાશ પામવા પછી રૂહ (spirit) શું શું ફેરફારમાંથી પસાર થાય તે તપાસવાની તજવીજ કીધી. અને તેઓ આ પ્રમાણે હતા :—

"મેં જોયું કે શરીરના અવયવો રૂહ (spirit) ને વધુ વખત કારગત લાગે એવી હાલતમાં ન હતાં, પણ શરીરના જુદા જુદા અવયવો ચપળ રૂહને તેઓમાંથી છુટો પડવાને અટકાવતા હતા. શરીર અને આત્મા એ મીત્રો માફક એકેકથી છુટા પાડનારી હાલતો સાંમે મજબુત અટકાવ નાખતા હતા. આ રીતની અંદર ચાલતી મારામારી ખાકી ઇંદ્રીઓની અંદર ઘણું તિક્ષણ દુઃખ પેદા કરતું હોય તેવો દેખાવ રજુ થતો હતો; પણ જ્યારે મેં જાણયું અને અનુભવ્યું કે શરીરની આ હાલત તેને દુઃખ ઉત્પન્ન કરનાર ન હતી, પણ રૂહની શરીર સાથની ભાગીદારી છુટી પડવાના માત્ર બહારનાં ચિન્હોની હતી, ત્યારે મને નહીં વર્ણવી શકાય એવી ખુશાલી ઉત્પન્ન થઇ.

"હવે શરીરનુ માથું તુરતજ નરમ, શુક્ષ્મ, અને ચળકતી હવાથી ઢંકાઇ ગયું અને તેજ પળે ભેજાંના આગળા અને પાછળા ભાગો અંદરથી વધવા લાગ્યા અને તેઓ પોતાનું કાર્ય કરતાં બંધ પડયા, અને શરીરની વિજળીક અને લોહચુંબીક પ્રદાર્થો ખુબ તર થઇ ગયા. જો બીજા બોલોમાં બોલ્યે તો આખાં ભેજાંમાં શરીરના તંદરોસ્ત વખત કરતાં દશ ઘણી વધારે શકિત માલમ પડતી હતી. આ દેખાવ શરીરના નાશ થવાની અગાઉ થાય છે."

"હવે મરતી વખતની હાલત અથવા રૂહનું શરીરથી છુટું પડવાની ક્રિયા પુરતી રીતે શરૂ થઇ હતી. ભેજું પોતાના જુદા જુદા ભાગોમાં

વિજળી, લોહચુંબીક, ગતી અને જીવન શકિતનાં તત્વો ખેંચવાનું શરૂ કીધું. માથુ ઘણુંજ ઝળકાતવાળું થયું અને મારૂં ખાસ ધ્યાન ખેંચાયું તે એ કે જે પ્રમાણમાં શરીરના છેડાઓ (હાથ, પગ) ઠંડા અને કાળા થવા લાગ્યાં, તેજ પ્રમાણમાં ભેજું હલકું અને ઝલકાતવાલું માલમ પડયું." "હવે તેણીના માથાની આસપાસ મિનોઇ રોશનીનું કુંડાળું જોયું, જે બીજાં માથાના જેવું લાગતું હતું. આ નવું માથું વધારે ને વધારે ખુલ્લું પ્રગટ થવા લાગ્યું. અને તે એટલું તો ઝલકાતવાળું અને નકકર થવા માંડયું કે મારી ધારણા પ્રમાણે તેની અંદર અથવા તે ઉપર તીકીતીકીને જોઇ શકયો નહીં. જ્યારે આ મીનોઇ માથું પેલા ખાકી માથાંમાંથી બહાર નીકળતું હતું, ત્યારે તેની આસપાસની હવામાં ઘણી હીલચાલ માલમ પડતી હતી, પણ જ્યારે આ નવું માથું વધારે ખુલ્યું અને સંપુર્ણ થવા લાગ્યું કે તે ઝળકાતવાળી હવા રફતે રફતે ગુમ થવા લાગી. આ પરથી મને શિખવાનું મળ્યું તે એ કે શરીરના સર્વે મિનોઇ તત્વો પહેલાં ભેજામાં ખેંચાઇ આવ્યા અને ત્યાર પછી હવાના આકારમાં પ્રગટ થયા અને પછી મિનોઇ કાનુન પ્રમાણે ખાકી તત્વો સાથે જોડાઇ મેં પેલું જોયલું મિનોઇ માથું ઉત્પન્ન કીધું."

"જે પ્રમાણે મિનોઇ માથું ઉત્પન્ન થયું તેજ પ્રમાણે ગરદન, ખભાં, છાતી વિગેરે મિનોઇ શરીરના ખિલવા માંડયાં, તેણીના આત્માની જાતી ખાસ્યતને લીધે તેના તત્વો ખાકી અવયવના આકાર જેવું બંધારણ કરી શકયાં હતાં અને મિનોઇ અવયવોને સંપુર્ણ બનાવ્યાં હતાં. તેણીના શરીરની જે સર્વે ખામીઓ હતી તે મિનોઇશરીરમાંથી નિકળી ગઇ હતી."

"આ રીતે જ્યારે મિનોઇ શરીરનું બંધારણ થતું હતું, જે મારી મિનોઇ જોવાની શકિતથી ખુલ્લી રીતે દેખાતું હતું, ત્યારે ઓરડામાં રહેલાં બીજાં માણસો તેણીના ખાકી શરીરમાં ઘણા બેચેની અને દુઃખનાં ચિન્હો જોતાં હતાં. પણ આ (દુઃખ)નાં ચિન્હો તદન ભુલ ખવાડનારાં હતાં; તેઓ તો જીવન અને મિનોઇ શકિતઓ જે શરીરમાંથી ખેંચાઇ

ભેજામાં અને પછી તેમાંથી મિનોઇ શરીરમાં જતાં હતાં, તે કારણથી માલમ પડતાં હતાં."

"પેલાં છોડી દીધેલાં ખાકી શરીરમાંથી પેલું રૂહ (મિનોઇ) શરીર માથાં અથવા ભેજાંની સીધી લીતીમાં તે ઉપર ઉભું થયું. પણ આ રૂહ પેલાં ખાકી શરીર જેની સાથે વરશો સુધીની મિત્રાચારી હતી તેની સાથે હંમેશનું છુટું પડે તે અગાઉ તેની સાથે એક ચળકતી વિજળીની દોરી તે રૂહના પગો અને ખાકી શરીરના માથાં સાથે જોડી રાખતી હતી.

"હું પેલા મીનોઇ શરીર અથવા રૂહને છુટાં પડવાનો વખત તપાસતો હતો અને જેવું પેલું રૂહ શરીરથી તદન નિરાળું થયું કે મેં મારૂં ધ્યાન તેની હીલચાલ અને લાગણી તરફ દોડાવ્યું, તો મેં જોયું કે દુન્યવી હવાના મિનોઇ તત્વમાંથી પોતાનો શ્વાસ લેવાનું શરૂ કર્યું. પહેલાં તે (રૂહ)ને આ નવાં સાધણોમાંથી શ્વાસ લેવાનું મુશ્કેલ માલમ પડયું, પણ થોડી પળમાં અને ઘણી સવળતા અને ખુશી સાથે કુદરતના મિનોઇ તત્વને દમની અંદર લેતું અને બહાર કહાડતું હતું. અને હવે મેં તેણીનું મિનોઇ શરીર બરાબર ખાકી શરીરના જેવુંજ જોયું, યાને તેણીના ખાકી શરીરની માફક તેણીના મિનોઇ શરીરમાં પણ હૃદય, કલેજું, ફેફસું વિગેરે માલમ પડયાં. આ ઘણી અજાયબ જેવી અને દિલાસા ભરેલી સચ્ચાઇ છે. પણ મેં જોયું કે તેણીના મિનોઇ શરીરના બંધારણમાં જે જે સુધારાઓ થયા હતા, તેથી તેણીના દેખાવ અથવા ખાસ્યતમાં કાંઇ પણ ફેરફારો માલમ પડતા ન હતા. તેણી પોતાના પહેલાં ખાકી શરીર સાથે એટલી તો મળતી આવતી હતી, કે તેણીના મિત્રો જેવી મેં તેણીને જોઇ તેવી જો જોય, તો જે પ્રમાણે આપણો કોઇ મિત્ર બિમારીના સબબથી બહારગામ જાય અને ત્યાંથી તંદરોસ્ત થઇને આવે તે વખતે જેમ આપણે બોલી ઉઠયે કે "વાહ, કેવો સારો તું દેખાય છો! કેવો તારામાં સુધારો થયો છે!" તેવી રીતે તેઓ તેણીને ખુબસુરત બનાવનારો સુધારો તેણીમાં માલમ પડતો હતો.

"મેં જોયું કે આ નવી જીંદગીની લાગણીઓ અને નવાં તત્વોમાં રહેવાનો મહાવરો તેણી પાડતી હતી. મેં તેણીનું આ નવું જાગૃત થતું અને જલદી ખીલતાં રૂહના કાર્ય અને લાગણીઓ ઉપર ખાસ ધ્યાન પુગાડયું ન હતું, શિવાય કે તેણી આ સર્વે બનાવોમાંથી પસાર થતી હતી, તેમાં તેણી ઘણી ગંભીર અને શાંત માલમ પડતી હતી અને તેણીના સગાંઓ જેઓ તેણીના ગુજર પામવાથી રડતાં અને ગમ કરતાં હતાં, તેમાં તેણી ભાગ લેતી ન હતી, કારણ તેણી મિનોઇ દુન્યાના પ્રેમ અને ડહાપણમાં ખીલતી હતી. તેણી એકી નજરે જોઇ શકતી હતી કે તેઓ તો ફકત તેણીનું ઠંડુ અને જીવ વગરનું શરીર જે તેણી છોડી ગઇ છે તેજ જોઇ શકતાં હતાં, અને તેણી સારી રીતે સમજતી હતી કે તેઓ પોતાની અજ્ઞાનતાને લીધે તેણી શારીરીક મોતને માટે તેઓ આટલો વીલાપ કરે છે.

જે જે ફેરફાર જોયો તે ફેરફાર થવાને અધી કલાક જોઇએ, પણ શરીરમાંથી રૂહને છુટું પડવા અને માથા ઉપર ઉભું રહેવાને એટલોજ વખત લાગે એવો કાયદો આપણે બાંધી ન શકયે. આ નવુ જન્મ લીધેલું તેણીનું રૂહ (Spirit) ની દરેક હીલચાલને તપાસવાને મેં મારી મિનોઇ સેવાની શકિતની સ્થિતિમાં ફેરફાર કરયા વગર જોવાનું ચાલું રાખ્યું. જેવી તેણી, તેણીની આસપાસ રહેલા નવાં તત્વોમાં રહેવાને શકિતવાન થઇ કે તુરતજ તેણી પોતાના મરજીનાં બળથી પેલાં ખાકી શરીર ઉપરથી નીચે ઉતરી અને તેણીનો સુવાનો ઓરડો જેમાં તેણી બીમારીના સબબથી કેટલાંક અઠવાડીયાં ખાકી શરીરમાં પડી હતી તે ઓરડાના દરવાજામાંથી બહાર નિકળી. ઉનાળાના દીવસો હોવાથી બારણાં ખુલ્લાં હતાં, તેથી તેણીને બહાર નિકળવાને કાંઇ પણ અડચણ નડી નહીં. મેં તેણીને પાસેના ઓરડામાંથી બારણાની બહાર નિકળતાં અને ઘર છોડી હવામાં દાખલા થતાં જોઇ. મેં મારી ઘણી અજાયબી અને ખુશાલી સાથે પહેલીજ વખત આ સચ્ચાઇનો અનુભવ થયલો જોયો કે મિનોઇ શરીર હવામાં ચાલી શકે છે. જે સરળતાથી આપણે પૃથવી ઉપર અને ચઢાણો

ઉપર ચાલ્યે છીયે, તેવીજ સવળતાથી તેણી હવામાં ચાલતી હતી. જેવી તેણી ઘરમાંથી બહાર નિકળી કે તેણીની સાથે પેલી જહાનના બે મિત્રોનાં રૂહો સાથે મલ્યાં અને તેઓએ અકેકને પિછાણી અકેક સાથે વાતચીત કરી. તેઓ ત્રણે ઘણી ખુશાલ હાલતમાં આ દુન્યાના મિનોઇ તત્વમાંથી ઉંચે ચઢવા માંડયાં. તેઓ એવાંતો કુદરતી રીતે અને મિત્રાચારીથી અકેકની સાથે ચાલતાં હતાં, કે, તેઓ હવામાં ચાલે છે, એમ માનવું મને મુશ્કેલ થઇ પડયું. તેઓ એક ઘણાજ ઝળકાતવાલા પહાડની બાજુમાં ચાલતાં હતાં. જ્યાં સુધી તેઓ ઘણા દુર જવાથી મારી નજર આગળથી ગુમ થયાં, ત્યાં સુધી મેં જોવાનું ચાલુ રાખ્યું, અને ત્યાર પછી હું મારી સાધારણ હાલતમાં આવી પુગયો.

## શરીરમાંથી આત્મા કેવી રીતે છુટો પડે છે, તેનો સજીવન થયલા માણસનો હેવાલ.

કેરીંગટન અને મીડર પોતાના પુસ્તકમાં મી૦ માયર્સના નિબંધમાંથી નીચલો હેવાલ પ્રગટ કરે છે. આ હેવાલ એક તબીબ આપે છે અને તે ખાત્રીપુર્વક છે એમ જાહેર કરવામાં આવે છે. આ હેવાલની તપાસમાં ડૉ૦ હોડસને પણ ભાગ લીધો હતો. એ હેવાલ નીચે પ્રમાણે આપવામાં આવ્યો છે:—

"મારો તબીબ ડૉ૦ એસ. એચ. રેનીસ જે તે વખતે હાજર હતો, તેના જણાવ્યા મુજબ મેં ચાર કલાક નાડી અથવા હૃદયના સંભળાય તેવા ધપકારા વગર કહાડયા હતા. આ વખતમાં મારી આસપાસ ઉભેલા માણસોએ મને મુવેલો ધાર્યો, અને આવી અફ્વા બહાર ફેલાવાથી, તે ગાંમડાનો ઘંટ વજાડવામાં આવ્યો. ડૉ૦ રેનીસ મને જણાવે છે કે જ્યારે તે પોતાની આંખ મારા ચહેરા આગળ લાવતો, ત્યારે મને કોઇ કોઇવાર ઘણાજ બારીક દચકાં ખાતો જોતો, તેથી તે વારંવાર મારૂં મરણ જાહેર કરતાં અચકાઇ જતો હતો."

"તેને એક ટાંચણી મારા પગથી તે પાંસલી સુધી જુદા જુદા ભાગમાં માસમાં ભોકી જોઇ, પણ તેની લાગણી મુદલ માલમ પડી નહીં. જો કે હું નાડી વગરની હાલતમાં ચાર કલાક રહ્યો હતો, પણ જાહેર રીતની મોતની હાલતમાં ફકત અરધો કલાક રહ્યો હતો."

"વિચાર કરવાની સર્વે શક્તિ અથવા હૈયાતી ભોગવવાનું ભાન મેં ખોઇ દીધુ હતું. અલબતાં આવી હાલતમાં જે વખત પસાર થતો તેની અટકલ હું કરી ન શકું. કારણ એવી (બેભાન) હાલતમાં એક મીનીટ અથવા એક હજાર વર્ષ સર્વે સરખાં હોય છે. હું મારી હૈયાતીના ભાનની હાલતમાં પાછો આવ્યો અને મને માલમ પડયું, કે, હું હજુ શરીરમાં છું. પણ શરીર અને મારા વચ્ચેનો વહેવાર વધુવાર માલમ પડતો ન હતો. મેં ઘણી અજાયબી અને ખુશાલી વચ્ચે પહેલીજવાર હુ પોતે ખરો આત્મા છું, એમ જોયુ, અને હું નહીં ( એટલે શરીર ) ને બધી બાજુએ માટીની ઘોરમાં બંધ થયલું જોયું."

"એક તબીબની ઉલટે હુ પોતે આત્મા શરીરની રગેરગમાં કેવી અજાયબ રીતે વિંટલાયલો હતો તે જોયો. મને માલમ પડયું, કે બહારની ચામડી તો આત્માની બહારની હદ હતી મેં મારી હાલત અનુભવી અને આ પ્રમાણે શાંત રીતે તર્ક કરવા લાગ્યો." "હું મરણ પામ્યો છું. જેમ બીજાઓ મોત કહે છે તેમ અને તે છતાં હું હંમેશના જેવોજ માણસ છું. હું શરીરની બહાર જવાની અણી ઉપર છું. મેં શરીરની અને આત્માની છુટા પડવાની ક્રિયા તપાસી, મારી પોતાની નહીં. પણ કોઇક બીજી શક્તિએ મારા આત્માને એક પારણાના ઝુલાની માફક આજુબાજુ હલાવ્યો, જે કાર્યથી શરીરનો અને મારો સંબંધ ટુટી ગયો. થોડો વખત પછી આ ઝુલા જેવી હિલચાલ બંધ પડી અને પગના અંગુઠાથી એડી સુધી ઘણી ઝીણી દોરીઓ ટુટી હોય તેમ મને લાગ્યુ અને સંભળાયું. જ્યારે આ પુરૂં થયું ત્યારે મને લાગ્યું કે હું પગમાંથી નિકળી માથાં બાજુ જાઉં છું, જે પ્રમાણે એક ખેંચાયલી રબરની દોરી પાછી

સંકોચાઇ જાય છે તેમ. જ્યારે હું કમર સુધી આવ્યો, ત્યારે મારે મનથી હું કહેવા લાગ્યો કે "હવે કમરની નીચે જીવ નથી." જ્યારે હું પેટ અને છાતીમાંથી પસાર થયો, તે વખતની મને કાંઇ યાદ નથી, પણ જ્યારે મારૂં આખું સ્વભાન માથામાં એકઠું થયું, ત્યારે મેં દરયાફ્ત કીધો કે "હું હવે સર્વે માનું છું અને હું થોડા વખતમાં છુટો થઇ જઇશ. ભેજું પોકળ હોય તેમ તેની આજુબાજુના ભાગને દબાવી તેની આસપાસ ફરી પસાર થયો અને એક કોઠળીની કીનારી દબાવી ભેજાંની ખોપરીના વચમાંના ભાગમાંથી બહાર નિકળ્યો. મારો રંગ અને આકાર જેલી ફીશ નામની માછલીના જેવો લાગતો હતો, તે મને ખુલ્લું યાદ છે. જ્યારે હું બહાર નીકળ્યો કે મારાં માથાં આગળ બે સ્ત્રીઓને બેઠેલી જોઇ. મારાં બિછાનાના માથા આગળ અને તેની સામે બેઠેલી સ્ત્રી વચ્ચેની જગ્યાનું માપ લીધું, તો મને માલમ પડયું કે ત્યાં હું ઉભો રેહેવું એટલી જગ્યા હતી. પણ જ્યારે મને લાગ્યું કે હું તેણીની આગલ નગ્ન હાલતમાં બહાર નિકળીશ, ત્યારે મને ગભરાત લાગ્યો. પણ હું એક રૂહ (Spirit) છું અને તેણી પોતાની ખાકી આંખોથી મને જોઇ શકશે નહીં, એવા વિચારથી મને સધ્યારો મળ્યો. જેવો હું માંથામાંથી બહાર નિકળ્યો કે નળી વડે સાબુના પરપોટા વાસણમાંથી ફુકવામાં આવે છે, (Soap bubles) તે પ્રમાણે હું હવામાં આડો ઉડવા લાગ્યો અને સેવટે હું શરીરથી છુટો પડી જમીન ઉપર પડયો, જ્યાંથી હળવે ઉઠી, એક માણસના કદનો બની ગયો. હું તદન નગ્ન અને બલુ રંગનો અર્ધ પારદર્શક દેખાવનો જણાયો. આવી નગ્ન હાલતમાં પેલી સ્ત્રીઓ અને બીજા મારા ઓળખીતાની સામે ઉભો રહેલો જોઇ, ઘણો શરમાવાથી તેઓની નજર ચુકાવવા હું થોડું ઉઘાડું બારણું હતું તેમાંથી નાસી જવા ગયો, પણ બારણાં આગળ પુગતાં મેં પોતાને લુગડાં પહેરેલો જોયો, અને આ બાબદમાં સંતોશ ઉત્પન્ન થયા પછી હું પેલા હાજર રહેલાંઓ તરફ ફર્યો. જેવો હું ફર્યો કે બે ગૃહસ્થો, જેઓ દરવાજા આગળ ઉભા હતા તેઓને મારૂં ખભું અઠડયું. મારી મોટી અજાયબી વચ્ચે, તેનો હાથ

મારા હાથમાંથી કાઇપણુ હરકત વગર પસાર થયો. મેં તુરત તેના ચહેરા તરફ જોયું કે તેને એ બાબદની ખબર પડી છે કે? પણુ તેને કાંઇ ચિન્હો દેખાડયાં નહીં, પણુ તે મેં જે બીછાણું છોડયું, તેની ઉપર નજર કરતો ઉભો હતો. મેં તેની નજર આગળ મારી નજર દોડાવી તો મેં મારૂં પરણુ પામેલું શરીર જોયું."

"મને તુરત માલમ પડયું કે હું મારા દગલાની પિઠની સીલાઇ તરફ જોતો હતો." મને વિચાર આવ્યો કે હું મારી પીઠ કેમ જોઇ શકું? મેં ખાત્રી કરવા, મારા દગલાની પિઠ ઉપર અને મારા પગની એડી સુધી પાછલ જોયું. મારી આંખો તપાસવા મેં મારા ચહેરા ઉપર હાથો મુકયા. તેઓ, તેઓની જગા ઉપરજ હતી. મેં મારે મનમાં વિચાર કીધો કે 'શું હું ધુવડની માફક મારી ડોક પછવાડે ફેરવી શકું છું' મેં તેમ કરવાની કોશેશ કીધી પણુ તેમાં નિશફળ નિવડયો."

"નહીં! ત્યારે તો હું થોડી મીનીટ શરીરની બહાર હોવાથી શરીરની આંખો વાપરવાની હજુ હું શકિત ધરાવું છું, અને હું પાછળ ફર્યો અને ઉંઘાડા બારણુામાંથી જોયું કે જ્યાંથી મારા શરીરના માથાંને સીધી લીટીમાં જોયું. કરોળ્યાના પડના જેવી એક બારીક દોરી મારા ખભાંમાંથી થઇ, મારા શરીરમાં પાછી જતી અને ગરદનના આગલના ભાગ સાથે જોડાયલી માલમ પડી."

"મારી ખાત્રી થઇ કે આ દોરી વડે હું મારા શરીરની આંખોનો ઉપયોગ કરતો હતો, અને પાછળ ફરી રસ્તામાં ચાલતો થયો."

"એક નાનું ઘણુંજ કાળું વાદળું મારા ચહેરા સામે આવતું માલમ પડયું, મને લાગ્યું કે મને થોભવું પડશે. મને હિલચાલ કરવાની અથવા મને છોડી જવાની શકિત લાગી, મારા હાથ શકિત વગરના મારી બાજુ પડેલા હતા. મારૂં માથું અને ખભું આગળ વધી પડયાં પેલું વાદળું મારા ચહેરાને લાગ્યું અને તે પછીનું મને કાંઇ ખબર પડયું નહીં."

"કોઇપણ કોશેશ વગર અને આગળા વિચાર વગર મારી આંખ ઉઘડી ગઇ, મેં મારા હાથ તરફ અને તે પછી જે નાનાં સફેદ બીછાણાં ઉપર પડયો હતો તે તરફ જોયું, અને અનુભવ્યું કે હું શરીરમાં છું" મારી નિરાસી અને અજાયબી વચ્ચે હું બોલી ઉઠયો કે "મને આ દુન્યામાં શું થયું છે? હું શું પાછો મરી જઇશ?"

## મરતી વખતની હાલતનો એક ગુજર પામેલાં (Spirit) એ આપેલો હેવાલ.

"The Encyclopædia of Death" નામનાં પુસ્તકો જેના ત્રણ ભાગ છે, જેમાં મરતી વખતની હાલતના ઘણા દાખલાઓ મળી આવે છે, તેમાંનો એક દાખલો નીચે પ્રમાણે રજુ કરવામાં આવે છેઃ—આ તો હવે જાણીતી વાત છે કે મરણ પામેલાં સાથે વાતચીત કરવામાં આવે છે. સર ઓલીવર લૉડજ જેવા માન પામેલા વિદ્વાન પણ હવે ગુજર પામેલાં સાથે વાતચીત કરી શકે છે. ગુજર પામેલાં માણસને બોલાવી તેની પાસેથી નીચલો હેવાલ મેળવ્યો છેઃ—

"જ્યારે હું મિનોઇ જીંદગીમાં જાગૃત થયો, અને જ્યારે મેં મારા હાથ પગ અને શરીરના દરેક ભાગ જોયા, ત્યારે મારા આત્મામાં જે ખુશાલી પ્રગટ થઇ તે હું દરશાવી શકતો નથી. મેં અનુભવ્યું કે મને એક શરીર છે, જે મિનોઇ શરીર છે. તેજ પળે મેં પેલી મારા પ્રગટીકરણની ઉમદા સત્યતાનો અનુભવ મેલવ્યો. મેં તો એમ ધાર્યું હતું કે હું મોતની મોટી ઉંઘમાંજ પડી રહીશ અને રસ્તાખેજના દિવસે મારા સારાં માઠાં કાર્યનો બદલો મેળવીશ."

"ત્યારે જરા ખ્યાલ કરો, કે, જ્યારે મારાં રૂહે જાણ્યું કે તેનાં નાશ પામેલાં ખાકી શરીર, જેને પોતાની પાછળ મુકી આવ્યો છે, તેની અંદરથી તે એક નવો જન્મેલો રૂહ (Spirit) થયો છે, ત્યારે તેની અજાયબી કેવી હોવી જોઇથે? મેં મારા રડતાં મિત્રો તરફ દિલગીરી ભર્યા હૈડાંએ જોયું

અને આ જાણીને ખુશાલી પણ લાગી કે હું તેઓને જણાયા વગર તેઓની સાથેજ રહીશ અને તેઓને દરરોજ જોઇશ, અને જ્યારે મેં મારા જીવ વગરના ખાકી શરીર તરફ જોયું અને તેના સાચાં કામની ખુબસુરતી જોઇ, ત્યારે તેના પેદા કરનારને શોધવાની અને તેના પગ આગળ પડવાની ખાહેશ થઈ. મારા ખભાંને કોઇ હળવેથી અડકયું અને મારામાં નહીં વર્ણવી શકાય એવી ખુશાલી ઉત્પન્ન થઇ! હું જેઓને નીચલી દુન્યામાં ચાહતો હતો, તેઓને મેં જોયાં, તેઓમાંના કેટલાકો તો મારી ઘણી અગાઉના દુન્યા છોડી ગયાં હતાં. તેઓ મને કહેવા લાગ્યાં "આ દલગીરી ભર્યાં અને રડતાં મિત્રોના ટોળાંને છોડી દે અને અમારી સાથે આવ. ને તારૂં ભવિષ્યનુ ઘર જે તારે માટે મુકરર કરવામાં આવ્યું છે, તે જો અને તને પસંદ પડે એવા રૂહો જેઓ તને આ દુન્યામાં તપાસતા હતાં અને જેઓને વિષે તું અજ્ઞાન હતો, તેઓ સાથે ઓળખ કર." હું હવે ખુલ્લી હવામાં ઉડવા લાગ્યો, અને આપણી નિચલી દુન્યા જેવીજ બીજી માણુસોથી વસેલી દુન્યા જોઇ. આ ખુબસુરત ભુવનોમાંથી હું ઉંચે અને ઉંચે ચહડયો અને ત્યાં રહેતા કેટલાક છુટાપણું ભોગવતાં રૂહ અને તેઓના રાહબરો, મને ઘણા રોશનીવાળાં ભુવનોમાં લઇ ગયા.

---

ભાગ (૩) જો.



# આત્માની હસ્તી અને અમરગી.

## પ્રકરણ ૧ લું.

### મરણ પછીની હાલત વિષે જાણવાની જરૂર.

કેટલાકો આપણને સવાલ કરે છે, કે આત્મા અને પેલી દુન્યાની બાબદો જાણવાની શી જરૂર છે? એ બાબદોનો ખુલાસો કોણ આપી શકશે? કોણ પેલી દુન્યા જોઇ આવ્યું છે? ભાઇ આજ દુન્યાની વાત કરોની? ખાઇ પીને મુગા મુગા મજાહ કરો, કાલ ઉઠીને મરી ગયા તો બધું જતું રહેશે. પેલી દુન્યા અને આત્માના હવાઇ વિચારો છોડી દો.

હાલમાં આવા ખ્યાલો આપણા કેટલાક જુવાન્યામાં ઉત્પન્ન થયા છે, અને તેઓ ખાઇ પીને મજાહ કરવાની જીંદગી ગુજારે છે, અનીતિમાં ફસે છે, લુચ્ચાઇ કરે છે.

આપણો આત્મા અમર છે અને પેલી દુન્યામાં પોતાની સારી માઠી કરણી મુજબ દુઃખ અથવા સુખ ભોગવે છે, એ આપણું ધર્મનું સિદ્ધાંત આપણા જુવાન્યાના મનમાં ગોખી રખાવાં જોઇયે, કારણ હાલ આપણે પશ્ચિમ ભણીની કેળવણી લઇયે છીયે અને પશ્ચિમ તરફનું સાહિત્ય ઘણું વાંચવામાં આવે છે, હાલ પશ્ચિમમાં કેટલાક જાણીતા વિદ્વાનો આત્મા કે ઇશ્વરને માનતા નથી, અને તેઓ તરેહવાર દલીલો રજુ કરે છે. આ વિચારો હાલમાં આપણા કેટલાક જુવાન્યામાં દાખલ થયા છે, જેથી ઉચા પ્રકારના સદગુણોનો અને નીતિનો નાશ થઇ જાય છે. માટે એવા લખાણોથી તેઓને દોરવાઇ જતા અટકાવવા જોઇયે અને તેઓના મનનું સમતોલપણું જાળવતાં શિખવવું જોઇયે. જેઓ આત્માની અમર્ગીમાં માનતા નથી, તેઓ તરેહવાર રીતે નીતિ અને સદગુણોનો ભંગ કરી, જીંદગી ગુજારી શકે છે. સેન્ટપોલની દલીલ પ્રમાણે "If the dead rise not, let us eat and drink, for to-morrow we die" "જો મરણ પામેલા

માણસો પેલી જહાનમાં પાછી જીંદગી ગુજારતાં ન હોય, તો ખાઇ પીને મજાહ કરી લેવો, નહીં તો કાલે ઉઠીને મરી ગયા તો શું કામનું?"

ડૉ૦ સેવેજ ડી. ડી. જણાવે છે કે, જો મરણ પછી જીંદગી હોય નહીં, તો પછી માણસ અનીતિમાં રહે, બદફેલી કરે, ચોરી કરે લુચ્ચાઇ કરે, જે માટે પોલીસ પકડી ન શકે તેવાં છુપાં દરેક બદકર્મો કરે, કારણ તેઓને કોણની બીજી બ્હીક રાખવાની. કાલ ઉઠીને મરી ગયા તો પછી મોજ મજાહ અને ખાવા પીવાનું કયાં મળવાનું છે તેથી આપણે મરણ પછીની જીંદગી અને આત્માનાં અમરપણાંનો ખ્યાલ હમેશાં મનમાં રાખવો જોઇયે. મોત અને પેલી દુન્યાનો ખ્યાલ કરતાં, એક વિચારવંત માણસના મનમાં ઘણાક વિચારે ઉત્પન્ન થાય છે, અને એ વિચારો એટલાતો ઉમદા ફિલસુફી ભરેલાં હોય છે કે એ વિચારોથીજ ધર્મની ઉન્નતી થઇ છે અને મોટી મોટી ફિલસુફી ભરેલાં લખાણો પણ એજ વિચારથી થયાં છે. વળી ખુદા વિષેના, બેહસ્ત દોજખ વિષેના, આપણામાં સમાયલાં અમર તત્વો વિષે, જેવા કે આત્મા, ખાકી શરીર, સંસાર વિષેના વિચારો આપણામાં ઉત્પન્ન કરે છે અને એ વિચારો એટલા તો ઉમદા અને ફિલસુફી ભરેલા હોય છે કે, જેથી આપણે ઉત્તમ રીતે જીંદગી ગુજારી શકયે છીયે. એક દાખલો રજુ કરવામાં આવે છે જે ઉપરથી માલમ પડશે કે એ વિચારો આપણી જીંદગીમાં અજબ જેવો ફેરફાર કરી નાખે છે.

## મરણ પછીની હાલતના વિચારથી એક જુવાનની જીંદગીમાં થયલો ફેરફાર.

ડૉ૦ પીનસલો એક દાખલો નીચે પ્રમાણે આપે છે:—

એક જુવાન્યો, પશ્ચિમ તરફની એક જાણીતી યુનીવરસીટીના એક જઇફ પ્રૉફેસર આગળ હરખાતો હરખાતો આવ્યો અને તેને કહેવા લાગ્યો કે "મારી જીંદગીની સર્વેથી મોટી ઉમેદ આજે પાર પાડી છે, કારણ મારા પીતાએ ધારાશાસ્ત્રીના ધંધાને માટે અભ્યાસ કરવાની મને રજા આપી છે."

આ રીતે પેલો જુવાન પોતાના હરખનો ઉભરો બહાર કાહાડી રહયો, પછી ધીમે રહીને પેલા જઇફ પ્રૉફેસરે સવાલ કીધો "ઠીક છે, અને જ્યારે તું આ અભ્યાસ પુરો કરી રહશે, ત્યાર પછી તું શું કરશે?"

પેલા જુવાને જવાબ આપ્યો "ત્યાર પછી હું પદવી (Degree) મેળવીશ." તેના જઇફ મીત્રે સવાલ પુછયો "ત્યાર પછી શું કરશો?"

પેલા જવાન્યાએ જવાબ આપ્યો "અને ત્યાર પછી કાયદાની બારીકીના જે જે બિકટ સવાલો સાથે મને કામ પડશે, તે સવાલોનો ઘણો વિદ્વતાથી, ઘણી છટાથી અને ઘણી ચોકસાઇથી ફડચો કરીશ, જેથી હું લોકોનું ધ્યાન ખેંચીશ અને મોટું માન મેળવીશ." પેલા અશો મરદે પાછો સવાલ પુછયો "અને ત્યાર પછી શું કરશો?"

પેલા જવાન્યાએ જવાબ આપ્યો "અને ત્યાર પછી વગર શકે મને રાજદરબારમાં મોટો ઓધો મળશે, અને ઘણો પૈસાદાર થઇશ, અને ઘણો માનપાનથી જીંદગી ગુજારીશ, અને ઘણા સુખવાસી ઘડપણની ઉપર નેઘાહ કરતો રહીશ"

પેલા જઇફ માણસે પાછો સવાલ કીધો "અને ત્યાર પછી શું કરશો." અહીં પેલો જુવાન લથડતો, લથડતો બોલવા લાગ્યો "અને ત્યાર પછી, ત્યાર પછી, અને ત્યાર પછી મરી જઇશ." અહીં પેલા બુઝોર્ગ સાંભળનારે મોટે અવાજે ભાર મુકી તેને પાછું પુછયું કે "ત્યાર પછી શું કરશો?"

આ છેલ્લો સવાલ "ત્યાર પછી શું કરશો." પેલા કીર્તીના લોભી જવાન્યાનાં હઇડામાં તલવારની માફક ભોકાયો અને તેનાં શરીરમાં વિજળીના જેવી ચમક લાગી, અને જે અસર થઇ તે દુર કરી શકયો નહીં. તેનું પરીણામ એ આવ્યું કે તેની મનની અને જીંદગી ગુજારવાની વળણુ સદંતર ફેરવાઇ ગઇ. તેણે કાયદાનો અભ્યાસ કરવાનું છોડી દીધું અને

ધર્મનો અભ્યાસ કરવા માંડયો અને જીસસ ક્રાઇસ્ટના દાસ તરીકે સેવા બજાવવામાં પોતાના દીવસો ગુજાર્યા."

માટે પ્રિય વાંચનારાઓ! આ વિચારો આપણી જીંદગીમાં કેટલો ફેરફાર કરી નાખે છે તે આપણે તપાસ્યું છે. મોત અને પેલી જહાનના વિચારોથી આપણા મનમાં જે ખ્યાલો આવે છે તે એજ કે, આપણે સઘળાને મોડે અથવા વહેલે મરવું છે, જીંદગીનો કાંઇ ભરોસો નથી, જવાન્યાઓ પણ ન ધારેલી રીતે મરણ પામે છે, આપણું શરીર નાશવંત છે અને તેને કઇ ઘડીએ છોડી જવું પડશે તે આપણને ખબર નથી, આપણો સંસાર સઘળો છોડવો પડશે, પૈસા ટકા સઘળા હ્યાંના છે, ગરીબાઇ, તવંગરી સઘળી હ્યાંની છે, અને આપણને આ દુન્યામાં થોડાં વરસ જીવવું છે, ત્યાર પછી આપણને બીજી દુન્યામાં જવું છે, જ્યાં આપણી કરણીનું ફળ ચાખવું છે. આ ખ્યાલો જ્યારે ગુજરેલાંને યાદ કર્યે છીયે ત્યારે આવે છે. પણ મનુષ્ય જાતની મનની પ્રકૃતી એવી છે કે દુન્યાની મોજમજાહમાં આ વિચારો આપણે વિસરી જઇયે છીયે અને જે નેમથી આપણે જન્મ લીધો છે તેથી ઉલટીજ જીંદગી ગુજાર્યે છીયે.

આપણા શિખેલા માણસો વકીલો, બારીસ્ટરો, મોટા મોટા વેપારીઓ, આ લોકો પૈસા કમાવામાં, ભેગા કરવામાં અને મોજમજાહ કરવામાં પોતાનો વખત એટલો તો રોકી નાંખે છે, અને એજ બાબદમાં પોતાના મનને એટલું તો રોકી રાખે છે, કે તેઓમાં પેલી જહાનનો, આત્માનો, કે મરણનો ખ્યાલ આવતોજ નથી. આ રીતે જ્યારે આવાં માણસો એકજ રીતની જીંદગી ગુજારે છે, અને દુન્યવી બાબદમાંજ લીન્ન થઇ જાય છે, તેવામાં જ્યારે ન ધારેલી રીતે મોત આવી પુગે છે, ત્યારે તેઓની હાલત કેવી હોય છે, તેઓનું મરણ કેવું દુ:ખદાયક હોય છે, તેઓ મરતી વખતે કેવા બેચેન રહે છે? તેઓને તેજ વખતે ખબર પડે છે, કે આ દુન્યની મોજમજાહ તો થોડા વખતની હોય છે, સઘળું હ્યાંનું હ્યાં રાખી નગ્ન અવસ્થામાં અને ખાલી હાથે, ત્યાં જવું છે, પણ પેલી

જહાનનો વિચાર કે પેલી જહાનને માટે કોઇ રીતની તૈયારી ન કરવાથી તે જહાનમાં જતી વખતે આવાં માણસો ઘણાજ બેચેન રહે છે અને દુઃખી થઇ પોતાનો પ્રાણ છોડે છે.

માટે પ્રિય વાંચનાર આપણે આત્મા, બેહેસ્ત અને દોજખ વિષેનું એવું જ્ઞાન મેળવવાની કોશેશ કરીશું કે જેથી આપણે આ દુન્યામાં ઉત્તમ જીંદગી ગુજારી શકીશું અને મરતી વખતે રડવાને બદલે હસતે મુખડે પેલી જહાંનનુ સુખ ભોગવવા જઇશું.

---

## પ્રકરણ ૨ જું.

---

## આત્માની હસ્તીના પુરાવા.

**પહેલાં આત્મા એટલે શું?** તે જાણવું અગત્યનું છે. આત્માનો અર્થ સંસ્કૃત ભાષામાં "હું પોતે" એમ થાય છે. ત્યારે "હું પોતે" તે કોણ? આપણે શરીર છીયે કે આત્મા છીયે? અથવા આપણું શરીર તે આત્માનું પહેરણ છે કે શરીર પોતેજ આત્મા છે? જે સર્વે કાર્યો કર્યે છીયે, તે આત્મા કરે છે કે શરીર કરે છે? આ સવાલોનો નિર્ણય કરવાની ભારે જરૂર છે.

જો શરીરજ આત્મા હોય તો, પછી શરીરનો નાશ થવા પછી આપણો પણ નાશ થઇ જાય અને મરણ પછીની હાલત જેવું કાંઇ હોય નહીં. માટે મરણ પછીની હાલત જાણવા અગાઉ આત્માની હસ્તી પુરવાર કરવાની જરૂર છે. એટલું તો સહેલાઇથી પુરવાર કરી શકાશે, કે શરીર આત્મા નથી. શરીર તો જડ પદાર્થ છે અને જડ પદાર્થમાં હાલચાલ કરવાની, વિચાર કરવાની શક્તિ નથી રહેતી. ટેબલ, ખુરસી એ પણ

જડ પદાર્થ છે. તેમાં કાંઇ પોતાની મેળે હીલચાલ કરવાની શકિત નથી હોતી. આપણે તો "હું પોતે" નું ભાન ધરાવ્યે છીયે, વિચાર કરી વિચાર જણાવ્યે છીયે, જોઇયે છીયે, સાંભળ્યે છીયે, હાલચાલ કર્યે છીયે, અને શરીરને લગતાં દરેક કાર્ય કર્યે છીયે. ત્યારે સર્વે કાર્ય શરીરથી થાય છે કે આત્માથી થાય છે? તેની તપાસ કર્યે.

હાલની તબીબી વિદ્યા પ્રમાણે હર પળે આપણાં શરીરમાં ફેરફાર થાય છે. તબીબી વિદ્યા પ્રમાણે આપણું શરીર દર નવ વર્ષે તદન નવું બને છે. શરીરના દરેક અણુ અને પ્રમાણુ બદલાઇ જાય છે, શરીર બાળપણ, જુવાની અને ઘરડાપામાં બદલાતું જાય છે, પણ "હું પોતે" નું ભાન તો બાળપણથી ઘડપણ સુધી ફેરફાર થયા વગર તેજ છે અને તેજ આત્મા છે.

આંખ જોય છે કે આત્મા જોય છે? આપણે જાણ્યે છીયે કે જ્યારે આપણું મન બીજી બાબદમાં રોકાયલું હોય છે, ત્યારે આંખ ઉઘાડી છતાં આપણી આગળથી કોઇ ચાલી જાય છે અથવા કોઇ ચીજ આપણી આગળ હોય તે છતાં તે જોઇ શકતા નથી.

વળી જેઓને ઉંઘમાં ચાલવાની ટેવ પડી હોય છે, તેઓની આંખ બંધ હોય છે, તે છતાં તેઓ ચાલે છે, ચાલવામાં હરકતની ચીજ આવે છે તેથી દુર જાય છે, આંખ બંધ છતાં વાંચે છે, લખે છે. હીપનોટીઝમ અથવા મેસમેરીઝમના પ્રયોગોમાં પણ મેસમેરાઇઝ કીધેલા માણસની આંખે પાટો બાંધવામાં આવે છે અથવા આંખ બંધ કરી સર્વે ચીજ જોઇ શકે છે. વળી કોઇના ગજવામાં સંતાડેલી ચીજો પણ શોધી કહાડી શકે છે. એટલુંજ નહીં પણ દુર દેશમાં શું બનાવ બને છે તે પણ જોઇ શકે છે.

આ દાખલાઓ ઉપરથી પણ પુરવાર થાય છે કે આંખ કાંઇ જોતી નથી, પણ શરીરમાં વસતો આત્મા જોય છે.

એજ પ્રમાણે કાન કાંઇ સાંભળતો નથી, પણ આત્મા સાંભળે છે.

કારણ જ્યારે આપણે કાંઇ બાબતમાં મશગુલ હોઇયે છીયે ત્યારે ઘંટ વાગે છે તે પણ સંભળાતો નથી.

શરીર તદન ઉંઘમાં પડેલું હોય છે, ભેજાં ઉપર પુરતું લોહી હોતું નથી, તે છતાં સ્વપનામાં આપણે તરેહવાર કાર્ય કરી શકયે છીયે.

જ્યારે માણસને મેસમેરાઇઝ કરવામાં આવે છે, ત્યારે તેને એવી હાલતમાં લાવવામાં આવે છે કે સાધારણ માણસ તેને મુવેલો સમજે છે. તેનાં ભેજાંપર મુદલ લોહી માલમ પડતું પથી. આવી હાલતમાં તે ભેજાંનું કામ કરી શકે છે, આંખ બંધ છતાં જોઇ શકે છે, સાંભળી શકે છે. આ મેસમેરીઝમના પ્રયોગ ઉપરથી પુરવાર થાય છે કે શરીર કાંઇ આત્મા નથી, પણ આત્મા શરીર વડે કામ કરે છે અને તે શરીરથી સ્વતંત્ર છે.

વળી મરતી વખતની હાલતમાં કેટલાક દાખલા તપાસ્યા તેમાં શરીરમાંથી મરતી વખતે આત્મા કેમ છુટો પડે છે તેની વિગત પણ આપણને મળી છે.

એક વાજીંત્ર વજાડવામાં આવે છે, ત્યારે તેમાંથી સુંદર સરોદો નિકળે છે, વાજીંત્ર કાંઇ પોતાની મેળે સુંદર સરોદો ઉત્પન્ન કરતું નથી, પણ વાજીંત્ર વજાડનાર વાજીંત્ર મારફતે પોતાનું ગાયન વજાડે છે, તે છતાં વાજીંત્ર અને વાજીંત્ર વજાડનાર એકેકથી સ્વતંત્ર છે. તેજ પ્રમાણે આત્મા અને શરીર એકેકથી સ્વતંત્ર છે.

## આત્માનો ફોટોગ્રાફ લેવાનો અખતરો.

કેરીંગટન અને મીડર નામના વિદ્વાનો આત્માનો ફોટોગ્રાફ લેવા વિષે લખે છે, જેનો ટુંક સાર નીચે પ્રમાણે છે:—

મિનોઇ આંખ ખીલવેલા (Clarvoyant) માણસોએ મોતનું અને મરતી વખતની ઘડીનું જે બ્યાન આપ્યું છે, તે ઘણું રસીલું છે એમ માનવું જોઇયે. જો કે એ ખરી હકીકતને આપણે જોઇયે તે રીતે

સમજાવ્યે, પણ આ મિનોઇ રૂહે આપેલો અનુભવ આપણે ખાત્રીપુર્વક પુરાવા તરીકે માની શકયે નહીં. પણ જો આપણે છબી પાડવાના કેમેરાની મારફતે આત્માનો ફોટોગ્રાફ લઇ શકયે, તો તે એક ખાત્રીપુર્વક પુરાવો થઇ શકે કે, મરણ પછી શરીરમાંથી કંઇ પણ બહાર પડે છે ખરૂં. પહેલાં આપણે આત્માના ફોટોગ્રાફો લેવા જે જે અખતરા કરવામાં આવ્યા છે તે તપાસ્યે. આ પ્રયોગો પેરીસનો એક જાણીતો તબીબ ડૉ૦ હીપોલીટ બરઅડકે કીધા હતા. થોડાક વરસો થયાં અણદીઠ અથવા આપણી નજરે ન જણાય તેવી ચીજોનો ફોટોગ્રાફ લઇ શકાય છે, એમ એનું ધ્યાન પુગ્યું અને ખાત્રી કરવામાં આવી છે કે તે જીવતાં માણસના વિચારોનો ફોટોગ્રાફ લેવાને ફત્તેહમંદ નિવડયો હતો. ડૉ૦ બરઅડક ખાત્રી આપે છે કે માણસમાંથી નિકળતો પ્રકાશ અને માણસના વિચારોના ફોટોગ્રાફ ચોકકસ હાલતોમાં તે લઇ શકયો હતો. દાખલા તરીકે શાંત લાગણીના વિચારો સફેદ બરફના ઝળકાત જેવી સરળ રોશનીનો દેખાવ રજુ કરે છે, જ્યારે દિલગીરી અને ગુસ્સો વંટોળ્યો અથવા ફરતાં તોફાનના જેવો દેખાવ રજુ કરે છે. આપણો આત્મા પણ કાંઇ જગ્યા રોકતો હોવો જોઇયે. આપણાં જ્ઞાન પ્રમાણે આત્મા એક શકિત હોવી જોઇયે. જે આપણાં શરીરના જેટલીજ કદના ઇથર નામના શુક્ષ્મ તત્વની અંદર રહેતો હોવો જોઇયે. ઘણા ખાત્રીપુર્વક પુરાવા મળ્યા છે કે મિનોઇ શરીર ખાકી શરીરને મળતું આવે છે, અને તેથી તે જગા રોકાતું અને વજન ધરાવતું હોવું જોઇયે. હવે મરતી ઘડીએ આત્માનો ફોટોગ્રાફ લઇ શકાય કે? અથવા તે લેવાનાં સાધનો આપણી પાસે છે કે? તે તપાસ્યે.

મિનોઇ શરીર રોશનીનાં કિરણો પાછાં ફેંકી ન શકે, એવા આપણી પાસે પુરાવા નથી. જો કે તેમ કરી શકે એવા પુરાવા ઘણા છે. જે ચીજો આપણી સાધારણ નજરે અથવા દુરબીને પણ નહીં જોઇ શકાય, એવી ચીજો છબી પાડવાના યંત્ર "કેમેરા" થી પ્રગટ કરી શકાય છે. સાધારણ રીતે આપણે આકાશ ઉપર થોડા સેતારા જોઇ શકયે છીયે, દુરબીન વડે

હજારો જોઇ શકયે, જ્યારે "કેમેરા" વડે ૨૦) લાખ તારા પ્રગટ થાય છે. આ ઉપરથી ખાત્રી થાય છે કે જે ચીજો આપણે જોઇ શકયે નહીં તે "કેમેરા" થી પ્રગટ થાય છે.

સર ઓલીવર લૉડજ જણાવે છે કે જ્યારે આઇનામાં પડેલાં શરીરના છાયાનો ફોટોગ્રાફ લેવામાં આવે છે તો મિનોઇ શરીર (રૂહ) નો ફોટોગ્રાફ કાંય નહીં લેવાઇ શકાય?

ઇથર નામના અતી શુક્ષ્મ પદાર્થમાં થતા ફેરફારો અને ધ્રુજરીઓના ફોટોગ્રાફ લેવામાં આવ્યા છે. ડોકટર એચ. એ. રીડનું પુસ્તક "Unseen Faces Photographed" માં રૂહ (Spirit) ના ફોટોગ્રાફ આપ્યા છે, જે ખોટા છે એમ કોઇ રીતે પણ પુરવાર કરી શકાતું નથી.

ડૉકટર ગેલેડ સ્ટોન, એફ. આર. એસ. તરફથી બ્રીટીશ એશોશીએશનની એક સભામાં ૧૮૭૩ ના સાલમાં સફેદ કાર્ડ ઉપર સાધારણ આંખે ન જણાય એવા ચિત્રો પાડવામાં આવ્યા હતા. એ ઉપરથી મી૦ ટેલર જણાવે છે કે "શાસ્ત્ર વિદ્યા પ્રમાણે અણદીઠ દેખાવોની છબી પાડવાનું કામ અશકય નથી. એ વિદ્વાને ઘણાંક રૂહ (Spirit) ના ફોટોગ્રાફો પાડયા હતા."

મી૦ જે. ગોડફ્રે રૂમેર્ટ નામના વિદ્વાને પણ રૂહના કેટલાક ફોટોગ્રાફો પાડી સર્વેની ખાત્રી કરી આપી હતી.

ડૉકટર બરેઅડકે મરતાં માણસોના આત્માના ફોટોગ્રાફો લીધા હતા, જે ૧૯૦૮ ના સાલમાં એક પુસ્તકમાં પ્રગટ કીધા હતા, જેના હેવાલનો ટુંક સાર નીચે પ્રમાણે રજુ કરવામાં આવે છે:—

ડૉ૦ બરઅડકનો એક છોકરો એન્દ્રે નામનો હતો. આ દિકરા અને બાપ બન્નેને એકેક ઉપર ઘણો ચાહ હતો, અને બન્ને ઘણાજ ધર્મી હતા અને રૂહની બાબદમાં અખતરાઓ કરતા હતા. આ તબીબનો દિકરો એન્દ્રે ઘણીના રોગોથી પિડાતો હતો અને એપ્રેલ ૧૯૦૭ માં ૧૯ વરસની ઉમરે

મરણ પામ્યો હતો. પોતાનાં મરણ પછી છ કલાકે આ દિકરાએ પોતાના બાપને દેખાવ દીધો હતો. તેનાં રૂહે પોતાના બાપ સાથે અવાર નવાર વાતચીત પણ કીધી હતી, પણ આ બનાવને કેટલાકો બાપના ધખારા તરીકે માને તેથી એ બનાવો ખાત્રીપુર્વક કહેવાય નહીં. પણ ડૉ○ બરેઅડકે એ બાબદમાં કેટલાક ફોટોગ્રાફો લીધા હતા, જે હ્યાં ખાત્રીપુર્વક પુરાવા તરીકે રજુ કરી શકાશે:—

ડૉ○ બરઅડક પોતાના દિકરા એન્દ્રેના મરણ પછી નવ કલાકે જે કોફીનમાં તેના દિકરાનું મુડદું પડયું હતું, તેનો પહેલાં ફોટોગ્રાફ લીધો. આ ફોટોગ્રાફની પ્લેટ તૈયાર કીધા પછી માલમ પડયું કે કોફીનમાંથી વાદળાં જેવા આકારની રોશનીના મોજા બહાર પડતા હતા અને જેઓ તે કોફીન આગળ આવતા તેઓને લોહચુંબકની શક્તિ જેવું ખેંચાણ થતું હતું. એક વખતે આ કૉફીનમાંથી બહાર પડતો પ્રવાહ એટલો તો જોરથી બહાર નિકળયો કે ડૉ○ બરઅડકને માથાંથી તે પગ સુધી વિજળીના જેવો ઝટકો લાગ્યો અને તેને ફેર આવવા લાગ્યા. આ ફોટોગ્રાફનું અવલોકન કરતાં માલમ પડે છે કે મુડદાંમાંથી એક ઝાડના આકારના જેવો પ્રવાહ નિકળે છે અને જેમ જેમ તે મુડદાંથી ઉંચો જતો જાય છે તેમ તેમ તે વધારે પંઠારાતો જાય છે અને ધુમસના જેવો દેખાય છે. આ ફોટોગ્રાફ કાંઇ અસાધારણ દેખાવ રજુ કરતો નથી. પણ એથી ડૉ○ બરઅડકની અજાયબી ઉશ્કેરાઇ અને એ બાબતના વધુ ફોટોગ્રાફો લેવાને તેને ઉત્સાહ ઉત્પન્ન થયો. તેની બાયડી મરણ પામી કે તુરત તેણે ફોટોગ્રાફ લીધો. તેના દિકરા એન્દ્રેના મરણ પછી છ મહીને ડૉ○ બરઅડકની બાયડી જે એન્દ્રેની માતા થતી હતી તે અચણુચ મરણ પામી. મરતી વખતે માત્ર ત્રણ ધીમાં ડચકાં ખાધાં. તેના દિકરાનાં મરણ વખતે ફોટોગ્રાફ લીધો હતો તેનું પરીણામ યાદ રાખી ડૉ○ બરઅડકે પોતાની બાયડીનાં બિછાણાં આગળ એક કેમેરા ગોઠવ્યો અને જે પળ તેણી મરણ પામી તેજ પળે તેણીના શરીરનો ફોટોગ્રાફ લીધો અને તુરતજ પ્લેટ તૈયાર કીધી. તે પ્લેટમાં



| | | |
|---|---|---|
| Body | Soul | Spirit |
| (Physical.) | (Ghost or Subtle Body) | (Ego.) |
| સ્થુળ શરીર. | શુક્ષ્મ અથવા આત્મિક શરીર. | આત્મા. |

(Reproduced from "The International Psychic Gazette." August 1926.)



Photograph of Madame Baraduc, taken a quarter of an hour after death.

મરણ પછી ૧૫ મીનીટે મેડમ બરઅડકનો ફોટોગ્રાફ લેવામાં આવ્યો હતો.



Photograph of Madame Baraduc, taken at 3 P.M., a bare hour after death.

મરણ પછી માત્ર એક કલાક પછી મેડમ બરઅડકનો ફોટોગ્રાફ લેવામાં આવ્યો હતો.

(Reproduced from "Death" by Hereward Carrington and John R. Meader.)

તેણીનાં શરીરથી થોડાક તસુ ઉપર ત્રણ ઝળકતા ગોળાના આકાર માલમ પડયા, જે રફ્તે રફ્તે જડ થવા લાગ્યો અને વધારે ઝળકતા થયા. જ્યાં ત્યાંથી રોશનીનાં કિરણો નિકળી આવતાં માલમ પડતાં હતાં. તે બાયડીનાં મરણ પછી પા કલાકે બીજો ફોટોગ્રાફ લીધો. આ રોશનીવાળા ગોળાની આસપાસ હવે પ્રવાહી દોરડાં જેવાં કુંડાળાં પ્રગટ થયલાં જણાયાં. બપોરે ત્રણ કલાકે અથવા તેણીના મરણ પછી એક કલાકે બીજો ફોટોગ્રાફ લીધો. આ છબીમાં માલમ પડયું કે પેલા રોશનીવાળા ત્રણ ગોળાઓ એકેકમાં આમેજ થઇ એક ગોળો બન્યો અને તે ગોળાએ મેડમ બરેઅડકના માથાંને ધાંકી નાખ્યું અને તેની જમણી બાજુએથી ખીલવા માંડયો. પેલા દોરડાંનો આકાર અંગ્રેજી નંબર આંઠ, ઉપરથી બંધ અને નીચેથી શરીરને લાગતી જગાએ ઉંધાડા, જેવો માલમ પડયો. આવી રીતે પેલો ગોળો એક તરફ ખીલતો અને પેલા દોરડાંનો આકાર તેની સામી તરફ ખેંચતો માલમ પડયો. છુટું થવું વધારે ને વધારે સંપૂર્ણ થવા લાગ્યું અને સેવટે મરણ પછી સાડાત્રણ કલાકે શરીરની ઉપર એક ગોળાનો સારી રીતે બંધાયલો આકાર માલમ પડયો, જેને ઝળકતું દોરડાંનો આકાર જોડી રાખતો અને કાબુમાં રાખતો હતો. આ પળે પેલો ગોળાનો આકાર શરીરથી છુટો પડયો અને પેલા દોરડાંની રાહબરી હેઠે ડૉ૦ બરઅડકના સુવાના ઓરડામાં ઉડવા લાગ્યો. તે પેલા ગોળા સાથે ઘણો આતુરતાથી વાત કરવા લાગો, જેથી પેલો ગોળો તેની આગળ આવ્યો અને તેને બરફ જેવી થંડી લેહેકાના જેવી લાગણી થઇ. જે પેલા રોશનીના ગોળાની આસપાસ માલમ પડતી અને તેમાંથી બહાર નિકળતી હતી.

આ પ્રયોગને થોડા દિવસ થયા પછી ડૉ૦ બરઅડકે આવા ગોળાઓ ઘરના જુદા જુદા ભાગમાં જોયા, જેઓમાં મિનોઇ શકિત ખીલેલી હોય છે અને ગુજરેલાં સાથે વાતચીત કરી શકે છે, તેઓની મદદ વડે આ રોશનીવાળા ગોળા સાથે વાતચીત કરવાને શકિતવાન થયો અને તેને જણાવામાં આવ્યું કે એ તો મેડમ બરેઅડકના આત્માનું બહારનું ખોખું

છે, જેમાં તે હજુ ચપળ હાલતમાં રહેલો છે. ખાત્રીપૂર્વક રીતે જણાવવામાં આવે છે કે પેહલાં તેની આજુ બાજુ રહેલાં દોરડાંઓ જેમ જેમ દિવસ પસાર થતા ગયા તેમ તેમ એક પછી એક છુટાં પડતાં ગયાં અને તેણીનું રૂહ (Spirit) શરીરના જેવાજ ઘાટઘટમનું થઇ ગયું. તેણે પોતાના દિકરા એન્દ્રેને સંપુર્ણ થયલો મિનોઇ શરીરમાં જોયો અને તેની બાયડીએ પણ ખાત્રીથી જણાવ્યું કે તેણી પણ તેણીના દિકરા સાથે તેવીજ હાલતમાં રહેશે."

ડૉ૦ બરઅડકના આ પ્રયોગો આત્માની છબીના ખાત્રીપુર્વક પુરાવા આપી શકતા નથી. જે ફોટોગ્રાફ લેવામાં આવ્યા હતા, તે કાંઇ આત્માના નહીં પણ મિનોઇ શરીરના હતા. આત્મા વિષે જણાવવામાં આવે છે કે તે અણુદીઠ છે અને ઇશ્વરનું કિરણ છે અને રોશનીના આકારનો છે જે મિનોઇ શરીર મારફતે પેલી દુન્યામાં કાર્ય કરે છે.

## આત્માનો વજન પારખવાના પ્રયોગો.

વિદ્વાનો કેરીંગટન અને મીડર જણાવે છે કે કેટલાક વખતની વાત ઉપર આત્માનો વજન કરવાના પ્રયોગોએ લોકોનું ઘણું ધ્યાન ખેંચ્યું હતું. માણસ મરણ પામે તે અગાઉ અને તુરતજ મરણ પછી માણસનો વજન કરવામાં આવ્યો હતો અને માલમ પડયું હતું કે કાંઇબી કારણ વગર તે માણસ મરણ પછી કમી વજનનું માલમ પડયું હતું અને તે વજન આત્માનો હોવો જોઇયે એમ ધારવામાં આવ્યું હતું.

અમેરિકાની એ બાબદની શોધ કરનારી મંડળીએ પોતાના જુન મહિનાના ૧૯૦૭ ના ચોપાનીયાંમાં એ બાબદનો આખો હેવાલ પ્રગટ કીધો હતો.

ડૉકટર દનકન મેકદુગલે બાબતના પોતાના અખતરાનો હેવાલ લખ્યો હતો, જેનો ટુંક સાર નીચે પ્રમાણે રજુ કરવામાં આવે છે:—

"મેં મરવા પડેલા એવા એક દરદીને શોધી કાઢયો કે શાંત રીતે મરણ પામે, મરતી વખતે કાંઇ પણ હિલચાલ કરે નહીં, પણ જીવન

શક્તિ રફતે ફરતે નિકળી જઇ મરણ પામે; કારણ તેનો વજન ત્રાજવાં ઉપર કરવાનો હોવાથી તે વખતે ત્રાજવું સ્થિર રહેવું જોઇયે. આ દરદીને ત્રણ કલાક અને ૪૦ મીનીટ તપાસમાં રાખવામાં આવ્યો. અમે તેને માટે એવી રીતનું ત્રાજવું બનાવ્યું હતું કે તેનાં એક પલ્લાંમાં તે સુઇ શકે અને તે પ્રમાણે તેને સુવાડવામાં આવ્યો હતો. દરદીની દરેક રીતની સગવડ સાચવવામાં આવી હતી અને તેને સુવાડવામાં આવ્યો હતો, તે વખતે તે મરણ પામવાની હાલતમાં હતો. ત્રાજવું તપાસતાં માલમ પડયું કે શ્વાસ ક્રિયાની ભીનાસ અને પરસેવાના ઉડી જવાથી તે દરેક કલાકે વજનમાં એકેક આંઉસ ઓછો થતો ગયો. દરેક વખતે ત્રાજવાંને પાછું સરખું કરતો ગયો કે જીવ જતી વખતનો વજન બરાબર માલમ પડે.

ત્રણ કલાક અને પીસતાલીસ મીનીટ પછી તે મરણ પામ્યો અને જીવ જતાં વાર ત્રાજવાનું પલ્લું એકદમ હેઠે નમ્યું અને વજન તપાસતાં માલમ પડયું કે ૩/૪ આંઉસ ઓછો થયો હતો.

શ્વાસ અને પરસેવાના ભીનાસથી આ વજન ઘટયો ન હતો, કારણ એ બાબતની ઘટ દરેક મીનીટે ૧/૬ આંઉસની હતી, અને આ ઘટ થોડી પળમાં ઘણી વધુ એટલે ૩/૪ આંઉસની હતી.

એ વખતે ઝાડો થયો હતો નહીં, પીસાબ એકથી બે દ્રામ થઇ હતી, જે બિછાણા પરજ હતી અને ઓઘવાનાને લીધે હવામાં ઉડી ગઇ ન હતી.

હવે આ ઘટ બાબતની એકજ તપાસ બાકી રહી હતી અને તે ફેફસામાં રહી ગયલી હવા હતી. હું બિછાણા પર સુતો, ત્રાજવાંને સમતોલ કીધું અને પછી જોસમાં હવા અંદર અને બહાર લેવા માંડી. પણ તેથી ત્રાજવાં ઉપર કાંઇ પણ અસર થઇ નહીં. મારા મદદનીશને બિછાણા ઉપર સુવાડયો અને ત્રાજવાંને સમતોલ કીધો અને તેણે પણ જોરમાં હવા અંદર અને બહાર કહાડવા માડી અને તેની પર અસર થઇ નહીં.

આ પ્રકારનાં કોઇએ કારણ વગર આ દાખલામાં પેલા મરણ પામેલા દરદીનું વજન ¾ આંઉસ ઘટી ગયું. શું તે આત્મા શરીરમાંથી બહાર નિકળી ગયાનું વજન હોય? ત્યારે બીજો ખુલાસો શું આપી શકયે?

આજ રીતે બીજા બે ત્રણ દરદીઓની તપાસ કીધી અને દરેક દરદી જીવ જતી વખતે એક બે આંઉસ ઘટવા લાગ્યા. હજુ સુધી આ રીતે વજન ઘટવાનું કારણ માલમ પડ્યું નથી અને તેથી તે આત્માના વજન તરીકે માનવામાં આવે છે.

કેટલાક વિદ્વાનોનું એવું કહેવું છે કે આત્મા તો ઇશ્વરનું એક કિરણ છે, તે એક રોશની છે અને એવો તો સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે કે તેનું વજન હોઇ શકે નહીં, પણ જે કાંઇ વજન માલમ પડે છે તે મિનોઇ શરીરનું હોવું જોઇયે, અથવા તો મરણ પામતી વખતે કાંઇ શરીરમાં ફેરફાર થવાથી હોઇ શકે.

---

## પ્રકરણ ૩ જું.

---

### આત્માની અમરગીના પુરાવા.

**ધર્મોને આધારે:**—દરેક ધર્મ જણાવે છે કે આત્મા અમર છે અને મરણ પછી માણુસનો નાશ થતો નથી. પણ તે બીજી દુન્યામાં બેહસ્ત અને દોજખ પોતાની કરણી પ્રમાણે ભોગવે છે.

**જરથોશ્તી ધર્મમાં** પણ આત્માની અમર્ગી સ્વિકારી છે. એ ધર્મમાં જણાવવામાં આવ્યું છે કે શરીર નાશ પામે છે, પણ તેમાં કેટલાક અમર તત્વો સમાયલા છે.

શરોશ હાદોખ્ત યસ્તમાં "અહુમ, દયેનામ, બોધાન અને ફ્રવશી" નામનાં તત્વો અમર છે, એમ જણાવવામાં આવ્યું છે.

આપણા ધર્મના જાણીતા સ્કૉલર એરવદ શાહેરયારજી ભરૂચાએ અમેરીકાની ધર્મની કૉનગ્રેસમાં એ બાબતનો એક નિબંધ મોકલ્યો હતો જેમાંથી નીચે પ્રમાણે ઉતારો કરવામાં આવે છે, જે ઉપરથી જણાશે કે જરથોશ્તી ધર્મમાં આત્માની અમર્ગી કેવી રીતે સ્વિકારવામાં આવે છે:—

"શરીર પેદા કીધું તે અગાઉ આત્મા મરણ પામે નહીં એવાં તત્વનો પેદા કીધો હતો. જે જન્મ વખતે બન્ને જોડાતાં હતા અને મરણ વખતે છુટાં પડતાં હતાં. આત્મા જે મિનોઇ દુન્યામાંથી આવે છે, તે ઘણી ઇંદ્રીઓ અને મનની શકિત ધરાવે છે, તે નવા જન્મ પામેલાં શરીરમાં દાખલ થાય છે, જેમાંથી મરણ પછી પેલી દુન્યામાં પાછો જાય છે. પેગંમબર અશો જરથોસ્ત શિખવે છે કે ખુદા આત્માને પોતાનું સોપેલું કામ કરવાને જરૂર જોગાં સાંધનો પુરાં પાડે છે, જેઓ જ્ઞાન, ડાહપણ, તર્ક કરવાની શકિત, વિચાર, કાર્યો, મરજીનું છુટાપણું, ધર્મનું યકીન, મદદગાર ફિરેસ્તો અથવા નેક મનશની અને એથી વધુ બસારત કરીને છે. રસ્તાખેજની વખતે સર્વે ચીજને સજીવન કરવામાં આવશે, અને નવી પેદાયશ પાછી શરૂ થશે, આત્માઓનાં નવાં શરીરો આપવામાં આવશે કે જેથી તેઓ નવી જીંદગીમાં મિનોઇ આનંદ મેળવે."

**હીંદુ ધર્મ પ્રમાણે:**—આત્મા ઘણા તત્વોનો બનેલો છે અને તેને ઘણા સૂક્ષ્મ શરીરો છે. આ આત્માના દરેક તત્વો, તેની જુદી જુદી શકિતઓ રજુ કરે છે. મરણ વખતે છાયા શરીર (મિનોઇ શરીર) ઉચ્ચ તત્વોની સાથે ખાકી શરીરમાંથી છુટું પડે છે, અને તેની સારી તેમજ માઠી કરણી પ્રમાણે સ્વર્ગ અથવા નર્ક ભોગવે છે.

**ખ્રિસ્તી ધર્મમાં** જોબ જણાવે છે કે "હું જાણું છું કે મારો છુટકો કરનાર હૈયાત છે, અને છેલ્લે દિવસે જ્યારે હું દુન્યામાંથી પાછો નિકળીશ

ત્યારે આ ચામડીનો પોશાક પાછો પહેરીશ અને માંસમાં ખુદાને જોઇશ, જેને હું પોતે જોઇશ, મારી આંખો જોશે અને કોઇ બીજું નહીં, આ આશા મેં મારી છાતીમાં રાખી છે."

એજ પ્રમાણે બીજા ઘણા ધર્મોમાં આત્માની અમર્ગી સ્વિકારી છે.

## આત્માની અમર્ગી ફીલસુફીને આધારે.

અસલના તેમજ હાલના ઘણાક ફીલસુફોએ આત્માની અમર્ગી સ્વિકારી છે. હ્યાં આપણે થોડાક જાણીતા ફીલસુફોની દલીલો રજુ કરીશું. યુનાની ફીલસુફ પ્લેટો (Plato) એ આત્માની અમર્ગી પુરવાર કરવાને માટે "ફીડો" નામના એનાં પુસ્તકમાં ઘણીજ ફીલસુફી ભરી દલીલો રજુ કીધી છે જેનો ટુંક સાર નીચે પ્રમાણે છે:—

જુદા જુદા અભ્યાસમાં મનની અંદરથી છુપાયલી શકિતઓ બહાર પડે છે, તે ઉપરથી માલમ પડે છે કે કાંઇ રીતની અગાઉ હૈયાતી ભોગવી હશે, જેની યાદદાસ્ત શકિતને લીધે હાલમાં મનમાં છુપાયલી શક્તિઓ પાછી પ્રગટ થાય છે.

આત્મા એ એક સેવટની ઐકયતા છે. જેથી તેમાં મીશ્ર નથી અને તેના ભાગ પાડી શકાય નહીં અને તેનો નાશ પણ થઇ શકે નહીં તેમજ તેનો પ્રલય પણ થઇ શકે નહીં.

આત્માનો અર્થ "જીંદગીનું મુળ" થાય છે, આત્મામાં જીંદગીનો હેતુ છુટો પાડી ન શકાય એવી રીતે રહેલો હોવાથી, મોત જે એથી ઉલટો વિચાર છે, તે તેમાંથી વેગળો રહે છે.

આત્મા પોતામાંથીજ ગતી મેળવે છે અને સર્વે ચપળતા તેમાંજ સમાયલી છે, જેનાં પરીણામે તેની હિલચાલ અને તેથી થતી તેની જીંદગી હંમેશગીની હોવી જોઇયે.

આત્મા જે મિનોઇ સત્યતા હોવાથી તે મિનોઇ, અણદીઠ હમેશગીના વિચાર સાથે સંબંધ ધરાવે છે અને તેથી આત્મા મિનોઇ ખાસિયત અને હમેશગી સાથે એક સાર છે. આત્માનો મિનોઇ દરજ્જો પુરવાર કરે છે કે તે ખાકી શરીર પછી હૈયાત રહી શકે, આત્માની જાતી ખાહેશ અને હોંશ ભવિષ્યની જીંદગી માટે હોવાથી એ માન્યતા કુદરતના કાયદા ઉપર રચાયલી પુરવાર થાય છે. આ દુન્યાનો કુદરતી કારભાર નીતિ ઉપર રચાયલો છે, તેથી ભવિષ્યની જીંદગીની જરૂર છે, કારણ તેથી ખરો ઇનસાફ થઇ શકે છે, અને પાપ અને સવાબનો બદલો મળી શકે છે.

સ્પિનોઝા:—અને તેની ફિલસુફીને ટેકો આપતા બીજા ફીલસુફોની દલીલ પ્રમાણે, દુન્યાનો આત્મા આખી જગતને ભરી નાખે છે અથવા બધે પંઠરાયલો છે અને માણસમાં પણ પંઠરાયલો છે અને તેની ઉપર સત્તા ભોગવે છે અને તે માણસમાં પોતાના હેતુને પહોંચે છે, કારણ માણસમાં તેને સ્વભાન, વિચાર અને મરજીનું બળ થાય છે અને માણસનાં મરણની વખતે તે દુન્યાના આત્મામાં પાછો ખેંચાઇ જાય છે, તેથી સ્વભાન પહેલાં મોટાં ભાનના મહાસાગરમાં લય થઇ જાય છે.

સફોનરની ફીલસુફી પ્રમાણે માણસ પોતાની મરજીનાં બળથી જીવે છે અને તે મરજી જતી રહેવાથી મરણ પામે છે.

કાન્ટ, લૉક અને બીજા ફિલસફો આત્માની અમર્ગી ખુદાની હસ્તી સ્વિકારવાથી પુરવાર કરે છે અને જણાવે છે કે ભવિસ્યની જીંદગીનો પુરાવો એ શિવાય શાસ્ત્ર વિદ્યાથી આપી શકાય એમ નથી.

લૉર્ડ બેકન જણાવે છે કે "આત્માની ખાસિયત વિષેની આપણી તપાસ સેવટે ધર્મની સાથેજ બંધાય છે, કારણ એ વગર આપણે ઘણી ભુલો કર્યે; કારણ આત્માના બંધારણનાં તત્વો બેહસ્ત અથવા પૃથ્વીનાં તત્વોમાંથી મેળવવામાં આવ્યાં નથી, પણ સીધાં ખુદા તરફથીજ મળ્યાં છે, તેથી ફીલસુફી મારફતે આત્મા વિષેનું જ્ઞાન કેવી રીતે મેળવી શકાય?"

**પ્રોફેસર હામન્ડ** નીચલી પાંચ દલીલો ઉપરથી પુરવાર કરે છે કે મોતથી સ્વભાનવાળા જીવડાનો નાશ થતો નથી:—

(૧) આત્માનાં તત્વ, મિનોઇ (અશરીરી), મિશ્રણ વગરનું, ભંગાય નહીં તેવાં હોવાથી તેનો નાશ થઇ શકે નહીં.

(૨) માણસની જાતી ખાસિયત વધુ અને વધુ વખત અને જગાના બંધારણમાંથી મૂકિત પામવાની અને બુદ્ધિ બળ અને નૈતીક શક્તિ ખિળવવાની હોવાથી અને આ દુન્યાની જીંદગી તેવી ખિળવણી કરવાને પુરતી જોગવાઇ આપી શકિત ન હોવાથી, ભવિષ્યની જીંદગી જરૂર હોવી જોઇયે.

(૩) ખુદાનું ડહાપણ અને ઇનસાફ આપણને ખાત્રી આપે છે કે તેણે માણસને પેદા કીધું છે, તો તેને પોતાને પિસ્છાણવાને માટે પુરતી જોગવાઇ આપે અને ભવિષ્યની જીંદગી આપે.

(૪) માણસ જે જે સદગુણો વાપરે છે, તેનો પુરતો બદલો આ જીંદગીમાં મળતો નથી, તો તેઓને માટે ભવિષ્યની જીંદગીની જરૂર છે.

(૫) આત્માની અમર્ગીનો ખ્યાલ દરેક જમાનામાં અને દરેક માણસજાતમાં કુદરતી રીતે હોવાથી, તે ખરો હોવો જોઇયે.

**એલગર** નામનો વિદ્વાન પોતાનાં પુસ્તક "Critical History of the Doctrine of a Future life" માં કુદરતની દરેક ચીજની તપાસ ઉપરથી મરણ પછીની હૈયાતી વિષે શું ખ્યાલ મળે છે, તે વિષે જે વિચાર દર્શાવે છે તેનો ટુંક સાર લ્યાં રજુ કરવો અગત્યનો થઇ પડશે:—

"માણસ પોતાનું સ્વભાનને દરેક ચીજ કરતાં વધુ કિમતી ગણે છે અને તેનો નાશ થવાના વિચારથી તે ભય પામે છે અને પોતાની આસપાસ કુદરતની બીજી ચીજો નિહાળે છે કે તેમાંથી તેને પોતાની ભવિષ્યની સરજત માટે કાંઇ રોશની મળે. જ્યારે તે એક સાંપને પોતાની

કાંચરી કહાડી નાખતાં અને તેમાંથી પાછો નિકળતો જુવે છે ત્યારે તેને ખ્યાલ આવે છે, કે, મોતની વખતે માણુસ પોતાનું માસનુ માત્ર ખોખુ કહાડી નાખે છે, જ્યારે તેનો આત્મા તેમાંથી બહાર નિકળી પાછી જીંદગી ગુજારે છે. જે ઝાડપાન શિયાળામાં નાશ પામે છે, તે વસંતરૂતુમાં પાછાં તાજગી ભોગવે છે, તે જોઇ તે માણુસાઇ વસંતરૂતુનો ખ્યાલ કરે છે, કે જ્યારે વરશો સુધી આ દુન્યાની કબરમાં રોપેલાં બીજ મિનોઇ આકારમાં પાછાં ઉગી નિકળશે.

"તે ફીનીક્ષ નામના પક્ષીનો ખ્યાલ કરી આ પ્રમાણે વિચાર કરે છે, કે જે પ્રમાણે ફીનીક્ષ પક્ષી પોતાનીજ રાખમાંથી પાછું સજીવન થાય છે અને હવામાં ઉડી જાય છે, તેજ પ્રમાણે આત્મા પોતાના મુડદાંની રાખમાંથી છુટો થઇ હંમેશગી તરફ ઉડી જાય છે."

"માણુસ રેશમના કીડાને તપાસે છે. તે કીડો પોતાની આસપાસ રેશમનું પડ બનાવી તેની અંદર મુવેલો હોય તેમ છુપાઇ બેસે છે અને સેવટે તેમાંથી તરફડિયાં મારી રંગબેરંગી પંતગિયાંના રૂપમાં ફેરવાઇ બહાર નિકળે છે, તેજ પ્રમાણે માણુસનો આત્મા જે મિનોઇ ખુબસુરતી ધરાવે છે, તે વખતના વહેવા પછી આ દુન્યાની જાળમાંથી છુટો થઇ બેહસ્તની હવામાં ઉડી જાય છે, અને અમર્ગીની આગાહી તરીકે પોતાની ઘોર ઉપર એક પતંગિયાંનું ચિત્ર કોતરે છે. આ રીતનું કુદરતી બનાવોની સરખામણીનું નૈતીક અવલોકન મરણ પછીની હૈયાતીની આશા રાખવાનું માણુસને શિક્ષણ આપે છે."

## કુદરતના ભેદ ઉપરથી અમર્ગીનો પુરાવો.

ડૉ૦ **સેલજ** જણાવે છે કે "અમર જીંદગીની કોઇબી દલીલ જો આપણી બુદ્ધિને અનુકુળ થઇ પડે તો તે આ હકીકતમાં છે કે, આપણે દરેક બાજુએ લલચાવનારા ભેદ ભરમોથી વિંટળાયલા છીયે અને તે ભેદ ભરમો જેમ જેમ આપણે ઉંમરમાં આગળ વધ્યે છીયે તેમ વધે છે. હું

એક નાની ખીણમાં છું. ઘાસ કેમ ઉગે છે અથવા ફુલ કેમ ઉગે છે તે હું સમજાવી શકતો નથી, હું હજારો સવાલો પુછું છું જેના જવાબો આપી શકતો નથી, પણ મારી મુશ્કેલીઓ થોડી છે અને સમજમાં આવે તેવી છે. હું પહાડની ઉપર ચહડું છું અને દરેક પગઠિયે હું ઉપર ચહડું છું, તેમ તે નહીં સમજી શકાય તેવા ભેદનો વિસ્તાર વધતો જાય છે. તેથી હું ધારૂં છું કે જેમ જેમ આપણે આગળ વધ્યે છીયે તેમ તેમ દરેક પગઠિયે જગતનો અને આપણા માયાળુ અને પ્રિય પિતા (ખુદા) નો ભેદ ઓછો થવાને બદલે વધતોજ જાય છે. તેથી હું ધારૂં છું કે અમર જીંદગીની એ ડહાપણ ભરી આશા છે, કારણ હું જાણું છે કે હંમેશગી સુધી હું અભ્યાસ, વિચાર અને આગળ વધી શકું તેમ છે અને તેને પહોંચી શકું તેમ નથી, કારણ તે અણહદ ઇશ્વરને પોહોંચી શકવાનો સંભવ છેજ નહીં."

તેથી આપણે આટલા ભેદોથી સંતોષ લેવો જોઇયે અને નાહીંમત થવું ન જોઇયે, અને તેને જેમ છે તેમજ ધારી તેને આપણી ઉમદા અને શ્રેષ્ટ આશા તરીકે ગણવી જોઇયે.

**લૉર્ડ બેકનના** કહેવા પ્રમાણે ફિલસુફીથી આત્માની અમર્ગીનો પુરાવો મળતો નથી. આવી દલીલો તો ફકત મનના તર્ક ઉપરથી ઉત્પન્ન થાય છે. હાલના જમાનામાં તો સર્વે કોઇ શાસ્ત્ર વિદ્યા (science) ના પુરાવા માંગે છે અને સત્તાવાર દાખલાઓ જાણવા માગે છે માટે હવે આપણે આત્માની અમર્ગી શાસ્ત્ર વિદ્યાને આધારે પુરવાર કરવાની કોશેશ કરીશું.

## આત્માની અમર્ગી શાસ્ત્ર વિદ્યા (science) ને આધારે.

લુઇસ એલબે નામનો વિદ્વાન આ દુન્યાની અને પેલી દુન્યાની આપણી હૈયાતી શાસ્ત્ર વિદ્યાને આધારે સમજાવે છે જેનો ટુંક સાર નીચે પ્રમાણે રજુ કરવામાં આવે છે:—

"આપણી તપાસમાં શારીરીક શાસ્ત્ર ઘણો અગત્યનો ભાગ ભજવતો હોવાથી આપણે તેની મદદથી જાહેર થયલા પદાર્થ અને યાંત્રીક શકિતઓનાં અવિનાશીકપણાંના મૂળ કાયદાઓ શોધી કહાડયા તે તરફ આપણું ધ્યાન ફેરવીશું. આપણે જાણ્યે છીયે કે આપણે પદાર્થનું એક અણુ પણ પેદા કરી શકતા નથી અથવા તો તેનો નાશ કરી શકતા નથી, તેમજ આપણે કોઇ નવી શકિત પેદા કરી શકતા નથી શિવાય કે તેટલાજ પ્રમાણની શકિત બીજે ઠેકાણે તે જુદાજ આકારમાં ગુમ થાય. આપણે જણાવ્યું છે કે પદાર્થ અને શકિતનો નાશ થતો નથી, એટલુંજ નહીં પણ જે બનાવો બની ગયા હોય અને જેની નોંધ ઇથર નામના સૂક્ષ્મ પદાર્થની ધ્રુજરીથી લેવાઇ હોય, તેનો અને વળી માનવાને કારણ છે કે જે બનાવો પદાર્થ નહીં હોય તેવા દેખાય છે, તેવી બાબદમાં પણ અવીનાશીકપણાંનો કાયદો લાગુ પડે છે. આગળ બની ગયલા બનાવોની યાદની નોંધ એવી રીતે સચવાયલી રહે છે કે જગતનો કોઇબી કાયદો તેને ભુસારી શકતો નથી એમ છેવટે કબુલ કરવું પડે છે, અને તેથી જીવતી અને ભાન ધરાવતી શકિત પણ તેજ કાયદાને આધીન થાય છે, કારણ જો નજીવા બનેલા બનાવોની યાદ સચવાયલી અને તેનો પેદા કરનાર સચવાયલો ન રહે એ માની શકાતું નથી."

રસાયનીક શાસ્ત્રના કેટલાક પ્રયોગોથી પુરવાર થાય છે કે "Matter is indestructible" "પદાર્થનો નાશ થતો નથી."

એક લાકડાંનો કટકો લેવો તેને સળગાવી બાળી નાખો તો આ લાકડાંનો નાશ થઇ ગયો એમ માનવું ખોટું છે. લાકડાંને સળગાવ્યાથી તેનું રૂપ ફેરવાઇ ગયું છે, તેને સળગાવતાં, તેનો આતશ થઇ તેમાંથી રાખ થઇ, વળી ધુમાડો થઇ, કેટલી ચીજો હવાઇ રૂપે ઉડી ગઇ. જે પ્રમાણે આ લાકડાંને બાળવાથી તેમાંની શક્તિ ધુમાડા અને બીજી ગેસો વડે ઉડી ગઇ, તેજ પ્રમાણે આપણાં શરીરનો નાશ થઇ જાય છે, પછી આત્મા જે હવાઇ રૂપમાં હોય છે તે તેનામાંથી છુટો પડે છે.

વળી હાલની શાસ્ત્ર વિદ્યા (Science) એવું પણ પુરવાર કરે છે કે "An energy or force once set up cannot be destroyed. It can be transformed" જેથી આપણી વિચારની અને મનની શકિતઓ જે આપણામાંથી નિકળે છે તેનો નાશ થતો નથી.

વળી "મેસમેરીઝમ"ના કેટલાક પ્રયોગોથી આત્માની હસ્તી કેટલાક વિદ્વાનોએ પુરવાર કરી છે, એટલુંજ નહીં પણ મેસમેરીઝમના પ્રયોગો વડે શરીર તદ્દન મરી ગયું હોય, તેવી હાલતમાં રાખી શરીર તેમજ ભેજાં વગર મનની અને આત્માની શકિતઓ પોતાનું કાર્ય કરી શકે છે તે પણ પ્રયોગોથી પુરવાર કરી આપ્યું છે. માટે આત્માની અમર્ગી આવી વિદ્યાથી પણ પુરવાર થાય છે.

મરતી વખતની હાલતના આપણે કેટલાક દાખલાઓ તપાસી ગયા છીયે. જેમાં માણસો મરતી વખતે પોતાનો આત્મા શરીરમાંથી કેમ છુટો પડે છે તે તેઓ જણાવે છે. વળી જેઓએ પોતાની આંખો ઘણીજ ખીલવી છે અને અણદીઠ ચીજો જોઇ શકે છે જેને (clairvoyant) કહે છે, તેઓ પણ મરતી વખતે માણસનો આત્મા કેમ છુટો પડે છે અને કેવી રીતે પેલી જેહાનમાં જાય છે તે નજરો નજર જોઇ આપણને તેઓ હેવાલ આપે છે.

આજ કેટલાંક વરસો થયાં ઇંગ્લાંડ અને અમેરીકામાં મંડળો ઉભાં થયાં છે જેના સભાસદો પહેલાં મરણ પછી આત્મા હૈયાતી ભોગવે છે એમ માનતા ન હતા. તેઓએ એક મંડળ ઉભું કાધું છે જેનું નામ "Psychical Research Society" કરી આપવામાં આવ્યું છે, આ મંડળમાં મોટા મોટા ઓધ્ધેદારો સભાસદ થયા હતા. મરહુમ ગ્લેડસ્ટન પણ એક સભાસદ હતા. એ મંડળના એક સભાસદે ઘણું અગત્યનું પુસ્તક બહાર પાડયું છે જે સર્વેને વાંચવાની ભલામણ કરવામાં આવે છે. એ સભાસદ નામે F. W. Myres એફ. માયર્સ છે, જેણે વીસ

વીસ વરસ સુધી શોધ કરી આ પુસ્તકમાં સેંકડો દાખલા દલીલોથી પુરવાર કરી આપ્યું છે કે મરણ પછી આપણે જીંદગી ભોગવી શકયે છીયે અને ગુજરેલાંઓ આપણી દુન્યા સાથે પણ સંબંધ રાખી શકે છે. એ પુસ્તકનું નામ "Human Personality and its survival after bodily Death."

હાલ એ મંડળના સભાસદો ગુજરેલાં માણસો સાથે સંદેશા ચલાવવાને પણ ફત્તેહમંદ નિવડયા છે. એ સંદેશા ચલાવનારા વેલાતના મોટા વિદ્વાન માણસો છે જેવા કે સર ઓલીવર લૉડજ, મી૰ વીલયમ સ્ટેડ તે રીવ્યુ ઓફ રીવ્યુના અધિપતિ, અને જોન લોબ કરીને છે.

જોન લોબ, એફ. આર. જી. એસ. નામના વિદ્વાને ઘણાક ગુજર પામેલા સાથે વાતચીત કીધી છે અને તેઓના ફોટોગ્રાફ પણ લીધા છે. આપણે આગળ ચાલતાં ગુજરેલાં સાથની વાતચીતના હેવાલો અને ચિત્રો રજુ કરીશું. માટે હવે આત્માની અમર્ગી પુરવાર કરવાને વધુ દલીલોની કાંઇ જરૂર નથી.

---

# પ્રકરણ ૧ લું.

## મીનોઇ જહાન

### અથવા

### બીજી દુન્યા. (અસલી વિચાર)

આપણે જાણુયે છીયે કે મરણ પછી એક માણુસ બીજી દુન્યામાં એટલે મિનોઇ દુન્યામાં જાય છે. માટે પહેલાં એ મિનોઇ દુન્યા કેવી હોય, તેનું બંધારણ કેવું હોય તે તપાસ્યે.

### બીજી દુન્યાનો વિચાર કેવી રીતે ઉત્પન્ન થયો.

અસલના લોકોમાં બીજી દુન્યા અથવા મરણ પછીની હાલતનો વિચાર કેવી રીતે ઉત્પન્ન થયો, તેની ટુકમાં તપાસ કર્યે.

**ડૉ૦ સેવેજ ડી. ડી.** લખે છે કે "It seems to me one of the strangest, one of the most startling things in the world, that men should have ever dreamed of another life at all" "દુન્યામાં મને સર્વેથી ચોંકાવનારી અને સર્વેથી અજાયબ જેવી વાત એ લાગે છે કે માણુસ જાતને બીજી જીંદગીનો ખ્યાલ સ્વપ્ને પણ કેવી રીતે આવ્યો હશે."

"આપણે આપણા મિત્રના મુડદાં આગળ ઉભાં રહીયે. તે ભેદી ચીજ જેને જીવ કહીયે છીયે તે તેમાંથી જતી રહી છે. જે તેની આંખોમાંથી જોતી હતી, જે હવા સાથે મળી તેના હોથમાંથી ભાષા ઉત્પન્ન કરે છે, જે તેના હાથની મુઠીમાં પકડી શકાતી, જે તેના પગને મયા દયાના સંદેશા માટે શકિત બક્ષતી, તે જીવ જતો રહયો છે અને એવું લાગે છે કે આ તેનો અંત છે. હવે જે અજાયબી મને ઉત્પન્ન થાય છે, તે

એજ કે મોત પછી કોઇ ચીજ જીવે છે, એવો ખ્યાલ આવ્યો કયાંથી? એક કુતરો અથવા જાનવર બીજાં જાનવરનાં મુડદાં તરફ જોઇ એવો વિચાર કરી શકતો નથી, જ્યારે એક સાધારણમાં સાધારણ માણસ પણ હંમેશાં મિનોઇ અને અણદીઠ હૈયાતીમાં માને છે, પણ તેનાં કારણો પુરતી રીતે આપી શકશે નહીં. આવા વિચારોની ઉત્પત્તિ વિષે કેટલાક વિદ્વાનોમાં મતફેર છે. કેટલાક વિદ્વાનો છાયા, સ્વપ્ના અને બેસુદ્ધિના ખ્યાલો સાથે એ વિચારોને આમેજ કરે છે અને તે ખ્યાલો ખરા પણ હોય. અસલના માણસને રોશની પ્રતીબીંબ વિષે જ્ઞાન ન હોવાથી તે કોઇ કોઇ વાર પોતાનો છાયો પોતાની પુઠે આવતો જોય છે. તે જાણતો નથી કે તેનું બીજું સ્વરૂપ તેની પછવાડે ભેદી રીતે કેમ આવે છે. તે પાણીમાં જુવે છે અને ત્યાં પણ તેનું સ્વરૂપ, તેનો છાયો જે પ્રમાણે સુર્યની રોશનીમાં જણાયો, તે પ્રમાણે જણાય છે. અજાયબ રીતે તેનો છાયો કેમ આવે છે અને જાય છે, તે તે જાણી શકતો નથી. ત્યાર પછી તે થાકીને સુવા જાય છે અને સ્વપ્નુ જોય છે તેમાં તે મુસાફરી કરે છે અને જ્યારે જાગૃત થાય છે, ત્યારે તેને સ્વપ્નાની વાત ખરી લાગે છે, પણ તેના મિત્રો તેને જણાવે છે કે તેનું શરીર તો ઘાં ખસ્યા વગર પડેલું હતું. ત્યારે તે વિચાર કરે છે, કે તેનું મિનોઇ છાયાવાળું સ્વરૂપ આ સર્વે ઉંઘમાં કામ કરે છે.

અને ત્યાર પછી સુદ્ધિમાં તેનો દુશ્મન તેને ડાંગ મારે છે અને તે પોતાનું ભાન ખોઇ દે છે અને તેનું મોત આવે છે. જે પ્રમાણે આગળા દાખલામાં આવ્યું હતું, તેમ આ બનાવમાં તેનું સ્વરૂપ પાછું આવી શકતું નથી.

આ રીતે વિચાર કરતાં અસલી માણસો માનતા હતા, કે તેઓનાં શરીરમાં એક બીજું સ્વરૂપ છે. જે પ્રમાણે એક માણસ ઘરને છોડે છે અને તેમાં પાછો આવે છે, તે પ્રમાણે તે બીજું સ્વરૂપ શરીરમાં આવે છે અને જાય છે અને મરણની વખતે શરીરમાંથી જતું રહે છે. તે પાછું આવતું નથી, પણ તે વગર હૈયાતી ભોગવે છે.

તેઓ તેની કબર આગળ ખોરાક લાવે છે. કારણ તેઓ જાણે છે કે તેઓનો મરણ પામેલો મિત્ર હજુ હૈયાતી ભોગવે છે, તેથી જ્યાં જેમ ભુખો અને તરસ્યો થતો હતો, તેમ ત્યાં પણ તે થતો હશે. તેથી કબરની ઉપર પીવાનું રેડતા અને ખોરાક મુકતા અને એમ માનતા કે તે ખોરાકના મિનોઇ તત્વો તેઓ ખાશે, જો કે અલબતાં તેઓ જાણતા હતા કે જે ખોરાક તેઓ મુકતા હતા, તે ખલાસ થતો ન હતો.”

તેઓ મરણ પામેલાં માટે બંદગી પણ કરતાં હતાં, કારણ તેઓ જાણતા હતાં, કે તેઓની આસપાસ તેઓના અણુદીઠ મિત્રો અને દુશ્મનો છે, જેઓ તેઓને મદદ કરે અથવા ઇજા કરે. તેઓ કબરની ઉપર રોશની કરતા કે તેના આત્માને બીજી દુન્યામાં જવાને અંધકારમાંથી રસ્તો મળે. પહેલાં ગુજરેલાં માટે ખોરાક અને પીવાનું મુકતા અને પાછળથી તેઓને માટે ભોગો આપતા અને ભોજનો થતાં.

## મરણ પછીની હાલત વિષે અસલનાં લોકોનો વિચાર.

અસલનાં લોકો એમ માનતાં હતાં કે મરણ પામેલાંનો આત્મા તેઓની હંમેશની રહેવાની જગા ઉપર ભમ્યા કરે છે અને તેઓની નજદીકજ રહે છે, માટે તેઓની બંદગી કરતા અને તેઓની મદદ માંગતા. આત્મા પહેલાં મરણ પામેલાંના ઘર આગળ ભમતો, ત્યાર પછી ઘણા માઇલ દુર જતો અને સેવટે બેહેસ્ત મુકામ થતો. કેટલાકો મરણ પામેલાંનું રહેઠાણ આકાશમાં માનતા. વળી કેટલાકો જમીનના પેટામાં માનતા હતા. ઇજીપશિયન જેઓ ખગોળ વિદ્યાનો અભ્યાસ કરતા હતા, તેઓ ભલાં માણસોના આત્માનું રહેઠાણ સુર્યની રોશનીવાળા ભાગમાં અને બુરા માણસનું રહેઠાણ અંધકારવાળા ભાગમાં માનતા.

હિંદીઓ, પરશિયનો, કોઇક ઉંચી જગામાં બેહેસ્ત અને દોજખ વિષે માનતા હતા. ગ્રીક અને રોમનો પૃથ્વિનાં પેટાંમાં બીજી દુન્યા માનતા હતાં.

આ રીતે અસલી લોકો મરણ પામેલાંનું રહેઠાણ જમીનની અંદર અથવા આકાશના સેતારાઓમાં માનતા હતાં અને આત્મા છાયારૂપી ત્યાં જીંદગી ગુજારતા હતા. અસલી લોકો ગુજરેલાં સાથે આપણે સંબંધ રાખી શકયે એમ પણ માનતા હતા.

ઘણા અસલી લોકો કુદરતી મોતમાં માનતાં હતાં, પણ મોત અકસ-માતથી આવે છે એમ માનતા હતાં. તેઓમાં નીતિના ગુણો ખીલેલા નહીં હોવાથી મોતને નીતિના કાનુનથી સમજાવી શકતા ન હતાં. તેથી બેહસ્ત અને દોજખ, શિક્ષા અથવા બદલા વિષે માનતા ન હતા પણ ફક્ત બીજી દુન્યામાં માનતા હતાં.

જે આપણને નોંધ લેવાની છે તે એજ કે ઘણા અસલના વખતમાં મરવું પસંદ પડતું ન હતું. **મોતને** એક **આફ્ત** સમાન ગણવામાં આવતું હતું. બીજી દુન્યામાં જવું એ ઉપર જવું નહીં, પણ નીચે જવું ધારવામાં આવતું હતું. બીજી જીંદગી આ જીંદગી કરતાં ઘણી કંગાળ અને નહીં કે ઉમદા ધારવામાં આવતી હતી. જે માણસ મરણ પછી નીચે જતો હતો, તે પોતાની પાછળ જીવતી જાગતી માંસની જીંદગી મુકી જતો, તેઓ છાયા જેવા બનતા હતા. તેઓ સુંદર સુર્યની રોશની અને સુંદર બલુ આકાશ છોડી જતા હતા, જીંદગીને જે ઘણી મધુર અને ઉત્તમ બનાવે તેવી દરેક ચીજ છોડી જતા હતા અને છાયાની ભોયરાંની દુન્યામાં નીચે જતા હતા. તેઓ જીવતા હતા એ ખાત્રીપુર્વક હતું, પણ ફક્ત અરધી જીંદગી અને મેં જણાવ્યું તેમ પસંદ કરવા જોગ નહીં. પણ બીજી દુન્યાના વિચારો હીંદ, ઇરાન, ચીન, તરફથી આવ્યા, તે ઘણા ખુશાલી અને આશા આપનારા હતા અને તે પછી મોત એટલું ભયાનક છે એવા વિચારો દુર થવા લાગ્યા.”

જાણીતો યુનાની ફીલસુફ **સોક્રેટીસને** ઝેર પીને મરવાનો હુકમ થયો, ત્યારે તેને ઝેરનો પ્યાલો પીતી વખતે બીજી દુન્યામાં જવા માટે

જે ખુશાલી દેખાડી અને તે વિષે ભાષણ કીધું (મરતી વખતેના મહાન નરોના છેલ્લા શબ્દોવાળું પ્રકરણ જુવો) તે લોકોને ઘણુંજ આશા આપનારૂં હતું.

સેન્ટ પોલે પોતાના ગોઠીયાઓને અસલના વખતમાં નીચે પ્રમાણે જણાવ્યું હતું. "ધારો કે તમે માંદા પડયા છો અથવા તો તમને લોકોએ સતાવ્યા છે, તમે દુ:ખી છો, તમે જુલમમાં છો, તો તેથી શું થઇ ગયું? જેઓ ખુદાને ચાહે છે, તેને માટે તેણે એવી ચીજો બનાવી છે કે આ આંખે કદી જોઇ નથી, આ કાને સાંભળી નથી અને માણસના હૈડાંમાં કદી પણ આવ્યું નથી એવી ચીજો તેણે બનાવી છે. ત્યારે આ ચીજો માટે શું કારણથી ચીંતા કરો છો. આ દુ:ખો થોડાજ વખતનાં છે અને હંમેશગીનું સુખ આપનારા છે. શું તમો જોઇ શકતા નથી?" આ ટુંક ભાષણથી તેના ગોઠિયાઓ ઉપર એટલી અસર થઇ કે તેઓ મોતની સામે હીંમતથી જોવા લાગ્યા અને ત્યાર પછી તેઓ બેહેસ્તના ફિરેસ્તાઓનું લશ્કર જોવા લાગ્યા. તેઓ મોટા ફિરેસ્તાઓના અવાજો સાંભળવા લાગ્યા, તેઓ મિનોઇ નગારાંનો અવાજ સાંભળતાં, તેઓ નીચલી દુન્યામાંથી મરણ પામેલાને સજીવન થતા જોવા લાગ્યા, જે મિનોઇ હાથો તેઓને અમર્ગી, ખુબસુરતી અને કિર્તીના પોશાકમાં સજ કરવાના હતા. તેઓ વિષે આશાવંત બનતા હતા, અને વફાદાર જીંદગીના તાજ તરીકે નેગાહ કરતાં હતાં. "અને આ અને આજ માણસોને હીંમત અને આશા આપી હતી જેથી તેઓએ રોમ શેહેર જીત્યું હતું."

આવી રીતે પોલ અને તેના સોબતીઓએ આખરે તે રાજ જીત્યું અને આવી અમર્ગીની માન્યતાથી દુન્યામાં મોટો ફેરફાર થઇ ગયો અને હાલના જમાનાને આ સ્થિતિએ લાવી મુકી છે.

---

# પ્રકરણ ૨ જું.

## મીનોઇ જહાંન અને સ્વર્ગ.

### (હાલની શાસ્ત્ર વિદ્યાને આધારે.)

વિદ્વાન એડવર્ડ ડી. બેબીટ, એમ. ડી. એ "The Principal of Light and Color" નામનું પુસ્તક લખ્યું છે. એ પુસ્તકમાં દુન્યાની જુદી જુદી ચીજો અણુદીઠ રીતે રોશની અને જુદા જુદા રંગો કેવી રીતે પેદા કરે છે તે જણાવ્યું છે. એ પુસ્તકમાં જણાવ્યું છે કે ઘણા માણસોએ પોતાની વિશ્વ દ્રષ્ટિ (Clairvoyant) અથવા મિનોઇ આંખ ખિલવી છે, જેથી તેઓ અણુદીઠ ચીજો જોઇ શકે છે, નકકર ચીજો જેવી કે દીવાલ વિગેરેમાંથી આરપાર જોઇ શકે છે, એવા ઘણાક ખાત્રીપુર્વક દાખલા આપે છે. આ માણસો અણુદીઠ દુન્યા જોઇ શકે છે અને જણાવે છે કે તેમાં તરેહવાર રોશની અને રંગો હોય છે. માણસની મન શક્તિથી તેનાં ભેજાંમાંથી તરેહવાર રંગો ઉત્પન્ન થાય છે.

વળી વધુ જણાવે છે કે દુન્યાની દરેક ચીજ જડ પદાર્થની અને સૂક્ષ્મ પદાર્થ અથવા ઇથર (ether)ની બનેલી છે. દરેક ચીજની અંદરથી તેનો સૂક્ષ્મ પદાર્થ અથવા ઇથર નીકળે છે અને તે પદાર્થ હલકો હોવાથી તે ચીજની ઉપર રહે છે. તે એટલો તો સુક્ષ્મ હોય છે કે આખણી આંખે જોઇ શકાતો નથી. આ ઉપરથી જણાય છે કે આપણી દુન્યાની અંદરથી બીજી સૂક્ષ્મ પદાર્થની દુન્યા નિકળે છે, જે ઘણા સૂક્ષ્મ પદાર્થની હોવાથી તે આ પૃથ્વિની ઉપર રહે છે અને આ દુન્યામાં જે જે ચીજો હોય તે દરેક ચીજો આ બીજી દુન્યામાં પણ હોય છે. પણ ઘણાજ સૂક્ષ્મ પદાર્થની હોય છે. આવી રીતે માણસનું આ ખાકી શરીર છે તેની અંદર સુક્ષ્મ શરીર પણ રહેલું છે, જે ખાકી શરીરનાં મરણ પછી તેમાંથી તે છુટું થઇ જાય છે અને બીજી દુન્યામાં જાય છે.

હવે આપણે આ વિદ્વાનની એ બાબદની દલીલ તપાસ્યે. તે જણાવે છે કે 'આ સઘળી સાચી હકીકત રજુ કર્યા પછી હું એક મારી કલ્પના રજુ કરૂં છું, તે માટે વાંચનાર મને દરગુજર કરશે. જ્યારે આપણાં આ ખાકી શરીરની અંદર આવું સૂક્ષ્મ શરીર રહેલું છે, જે એવાં સૂક્ષ્મ પદાર્થનું બનેલું છે કે તે આ ખાકી શરીરની માફક નાશ પામતું નથી, અને એ સૂક્ષ્મ શરીર આત્મા અથવા રૂહ જે એનાથી પણ સૂક્ષ્મ છે તેનાથી પેલું શરીર જીવન શકિત ધરાવે છે, તો પછી આ સૂક્ષ્મ શરીર પેલા ખાકી શરીરનાં મરણ પછી પોતે સૂક્ષ્મ હોવાથી, હલકા વજનને લીધે, આ પૃથ્વિની થોડેક ઉપર સૂક્ષ્મ દુન્યા જેમાં સર્વે ચીજો સૂક્ષ્મ હોય છે, ત્યાં શું નહીં જઇ શકે? આપણે જાણ્યું તેમ કુદરતની દરેક ચીજને સ્વચ્છ કરવાની અને તેમાંથી સૂક્ષ્મ પ્રવાહ બહાર ફેંકવાની શકિતને લીધે, ખુલ્લી જગ્યામાં દરેક પદાર્થ પોતાનો સૂક્ષ્મ પ્રવાહ ફેંકે છે. પેલી સુંદર રોશની અને ઑકસીજીન, કારબન, સોડીયંમ, ચુનો, સીલીકશ, હાઇડ્રોજન, નાઇટ્રોજન અને પૃથ્વિના બીજાં તત્વો પોતાનો પ્રવાહ હવામાં ઉપર ફેંકે છે અને તે ઘણાજ સૂક્ષ્મ પ્રવાહના હોવાથી આપણી હવાથી પણ ઉપર ચઢે છે. કારણ દરેક ચીજ જેમ વજનમાં હલકી અને હવાઇ રૂપી થાય છે, તેમ તે વધુ ઉંચે ચઢે છે. ત્યારે શું એમ ધારવું વાજબી યાને ખાત્રીપુર્વક નથી, કે ઉપલાં ભૂવનમાં આ નિચલી દુન્યાની દરેક ચીજનાં સૂક્ષ્મ તત્વો જઇ, ત્યાં રસાયનીક શકિતનાં બળથી એક સરખાં તત્વો સાથે મળી અને જુદા પ્રકારના તત્વોથી જુદા પડી, ત્યાં ટાપુઓ શહેરો અને આ આપણા પીતા ઇશ્વરનું મીનોઇ રાજ્ય મંડળનું આવી રીતે બંધારણ થયું ન હોય? રેચનબકના યંત્રો વડે ખાત્રીથી જણાય છે કે જ્યારે હવા કહાડી નાખવામાં આવે છે, ત્યારે રોશની અને રંગો વધુ ઝળકાતવાલા માલમ પડે છે અને આપણે કલ્પના કરી શકયે છીયે કે મિનોઇ તત્વોમાં જડ ખાકી તત્વો ન હોવાથી મિનોઇ રોશની કેટલી ઉંચ પ્રકારની હશે! શું તમને એમ લાગે છે કે આ મિનોઇ દુન્યા સુર્યની રોશનીને જમીન ઉપર લાવવાને વચમાંથી હરકત કરતી હશે?

જે પ્રમાણમાં તે અસર કરે છે તેમાં તે રોશનીને વધારે ઝળકાતવાળી બનાવે છે. કારણ આપણે જાણ્યું છે, કે રોશનીમાં સૂક્ષ્મ પદાર્થ હોય છે, તો રોશની વધારે ઝળકાતવાળી થાય છે. આવી રીતે મિનોઇ રોશનીનાં તત્વો કુદરતના નિયમ પ્રમાણે પ્રગટ થાય છે. પણ જ્યાં સુધી ત્યાં કુદરતના દેખાવો, ફુલો, ઝાડો, અને સરોવરો આપણને મળે નહીં, ત્યાં સુધી બેહેસ્તનું ભુવન કહેવાય નહીં. કુદરતના નિયમ પ્રમાણે શું તેઓ ત્યાં મળી ન શકે? ત્યાંની જમીન આ દુન્યાની જમીનના સૂક્ષ્મ પ્રવાહમાંથી બનેલી હોવાથી તે વધારે સુંદર હોય છે. આ પૃથ્વિની જડ અને હીલચાલ વગરની જમીનમાંથી ફુલ અને ઝાડો ઉગે છે, તો તેજ જમીનના સૂક્ષ્મ પ્રવાહથી બનેલાં આ ઉમદા ભુવનમાં તેઓ કેટલાં ચપળ રીતે ઉગતાં હશે? જો આ દુન્યાના પાણી આટલાં સુંદર હોય છે, તો તેનાજ સૂક્ષ્મ પ્રવાહથી બનેલાં પેલી જહાનના સરોવરો કેટલાં સુંદર હશે? શું તમે એમ ધારો છો કે ત્યાં ઝાડ પાન અને માણસને જીવવાને માટે ઘણીજ થંડી પડતી હશે? આ જડ પદાર્થની થંડી અને ગરમી તેના સૂક્ષ્મ પ્રવાહ ઉપર કાંઇ પણ અસર કરી શક્તિ નથી. દરેક ચીજમાંથી ગરમી અને વિજળીનાં કિરણોનો પ્રવાહ નિકળે છે, તે ત્યાંની હાલતને અનુકુળ થઇ પડે છે. સુર્ય, ચંદ્ર અને સેતારાઓની રોશની હાલના આકારમાં માલમ પડતાં ન હશે. માત્ર તેઓનાં સૂક્ષ્મ કિરણો હાલના આકારમાં ત્યાં માલમ પડતી ન હશે. માત્ર તેઓનાં સૂક્ષ્મ કિરણો જોવાઇ શકાય અને તેની લાગણી થાય તેમ હશે. ત્યારે, આખરે, શું આપણને બેહેશ્તનો ખ્યાલ માલમ પડતો નથી? તે કેમ બન્યું છે, તે શું ચીજનું બન્યું છે, તેની કેવી ઉમદા હાલત છે અને તે કયાં આવ્યું છે, (તેનો ખ્યાલ આ રીતે મળે છે.) હું બેહેસ્તનાં ઠેકાણા માટે બોલું છું. માણસની જુદી સ્થિતીને અનુસરે તેમ આથી પણ ઉંચી જગામાં હોય, કારણ જેમ હંમેશગી આગળ વધે છે, તેમ માણસ અનહદ સંપૂર્ણતા તરફ હંમેશાં આગળ અને ઉંચે જાય છે. શું પતમોસના જોને તેની મિનોઇ આંખે જે સ્વપનું જોયું તે આજ ભુવનનું ન હતું? હું તેનો ભાગ ઇહાં તાકું છું "મેં એક નવુંજ બેહેસ્ત અને નવી દુન્યા જોઇ,

કારણ પહેલું બેહેસ્ત અને પહેલી દુન્યા પસાર થઇ ગઇ હતી. અને મેં જોને પવિત્ર શહેર જોયું, નવુંજ જેરૂસેલમ, જે ખુદા મારફતે બેહેસ્તમાંથી નીચે આવતું હતું. જે ખુદાના પ્રતાપવાળું અને તેની રોશની કિમતી હીરાના જેવી અને સ્વચ્છ અને નિર્મળ જેશપરના હીરા જેવી અને આખું શેહેર સાફ ગલાસ જેવું, સ્વચ્છ સોના જેવું હતું. શહેરની દેવાલનો પાયો કિમતી હીરાઓથી સજ કરવામાં આવ્યો હતો અને તેને મને જીંદગીની સ્વચ્છ પાણીની નદી જે નિર્મળ બીલોરના જેવી હતી. વળી ત્યાં રાત જેવું હતું નહીં, અને તેઓને બતીની જરૂર હતી નહીં, અને સૂર્યની રોશનીની પણ જરૂર હતી નહીં, કારણ ખુદાજ તેઓને રોશની પુરી પાડતો હતો અને તેઓ ત્યાં હંમેશને માટે રાજ કરતાં હતાં."

"આપણે જાણ્યું છે કે જેઓ મતલબી અને દુર્ગુણી જીંદગી ગુજારનારા છે તેઓની આસપાસથી કાળો અને ભારી પ્રવાહ નિકળે છે, અને જ્યાં સુધી તે પોતાને સ્વચ્છ બનાવે નહીં, ત્યાં સુધી તેનું રૂહ ઉંચ ભુવનમાં જઇ શકતું નથી. આ બેહેસ્તનું ભુવન કે જેને માટે કેટલાં માણસનાં હઇડાંઓ તલપી રહ્યાં હશે અને કેટલાં થોડાંને તેનો ખ્યાલ પણ હશે તે વિષે મેં કહેવાની કીંમત કીધી છે. અને શું એને તમે મારી મનની કલ્પના કહેશો? શું મેં સાચી હકીકત અને દરેક ચીજોના નિયમ ઉપર મારા ખ્યાલનું બંધારણ નથી કીધું? શું બ્રાહમણોના પવિત્ર લખનારા-ઓએ ઘણા અસલના વખતમાં આ સુંદર ભુમીને વિષે ઇસારાઓ નથી કીધા? તેઓ અનહદ આનંદથી લખે છે કે "તે દુન્યામાં હમેશની રોશની છે, જ્યાં પેલી હંમેશગીની અને અવિનાશીક દુન્યામાં સૂર્યને મુકેલો છે, ત્યાં ઓ સોમા! તું મને મુક. ત્રીજાં બેહેસ્તોના બેહેસ્તમાં જીંદગીની મુક્તિ છે, જ્યાં દુન્યાઓ રોશનીવાળી છે, ત્યાં તું મને અમર બનાવ!" ( રીગવેદાસ ૧૫૮૦ પુર્વ ક્રાઇસ્ટ ) આપણે હ્યાં થોડો વખત થોભ્યે અને તપાસ્યે કે દરેક જમાનામાં રોશનીને ખુદાના સ્વરૂપ તરીકે કેવી રીતે ગણવામાં આવી છે.

સર વીલીયમ જોન્સ પ્રમાણે ક્રાઇસ્ટની અગાઉ ૩૦૦૦) વર્ષ ઉપર ભગવદ ગીતામાં નીચલો ઘણો ઉત્તમ ફકરો મળે છે. "પરમાત્માનો છક કરી નાંખે એવો ઝળકાત જે સૂર્યથી હજાર ઘણા વધુ પ્રકાશથી ઝળકે છે તેની સાથે સરખાવી શકાય × × × × તું અપવિત્ર ન થાય તેવા અને જાણવા લાયક પરમાત્માં છે! આ સૃષ્ટિને પહેલો રક્ષણ કરનાર તું છે! × × × × હું તને શરૂઆત વગરનો, મધ્યમ વગરનો, છેડા વગરનો, અને અનહદ ચળકાતવાળો અને અસંખ્ય હાથોવાળો જોવું છું. સૂર્ય અને ચંદ્રમાં તારી આંખો છે અને તારૂં મોહ બળતો અંગાર છે, અને આખી દુન્યા તારા પ્રતાપથી પ્રકાશે છે."

"તે સર્વેવ્યાપક આત્મા કે જે આ દેખાતા સૂર્યને રોશની આપે છે તે મારી જાતનો છે, જો કે અત્યંત તફાવતમાં છે." (રીગવેડાસ)

"અશો જરથોશ્ત કે જેની જીંદગીની મુદત ક્રાઇસ્ટની અગાઉ ૫૬૦ થી ૧૩૦૦ વર્ષો ઉપર મુકરર કરવામાં આવી છે તે કહે છે કે "ખુદા (હોરમજદ) જે ખુદ રોશનીવાળો," "રોશનીનો રાજા," અને વધુ કહે છે કે "આત્મા એ ઝળકતો અંગાર છે અને તેના (ખુદા) ની શક્તિથી અમર રહેલો છે અને જીંદગીની શેઠાણી છે." "તે જીંદગી છે, સલ્લાહકાર અને રોશની છે." (Orpheus B. C. 1200).

"એકજ સર્વે વ્યાપક આત્મા છે, જે સર્વેમાં પંહરાયલો છે, અમર, અણુદીઠ, બદલાય નહીં તેવો, તત્વમાં સત્યતા જેવો, વસ્તુમાં રોશનીના જેવો છે." (Pythagoras B. C. 586).

"ખુદા તેના છાયામાં સત્યતા અને રોશની છે." (Plato 429 B.C.)

"જેઓ બુધ્ધિમાન છે, તેઓ આકાશની રોશની માફક ઝળકશે, અને જેઓ ઘણાને પવિત્ર રાહ ઉપર લઇ જશે, તેઓ હંમેશાં સેતારાની માફક ઝળકશે." (Daniel B. C. 534.)

"સૂર્ય તને વધુવાર તારી દીવસની રોશની થશે નહીં, ચંદ્રમાં પણ તને વધુવાર રોશની આપશે નહીં, પણ ખુદા તારી હંમેશની રોશની થશે અને તારો ઇશ્વર તારો પ્રકાશ થશે." (Isaiah 698 B. C.)

ફીલેડેલ્ફીયાની મીસ એલીઝાબેથ લોઇડે "Milton in his Blindness" નામની જાણીતી કવીતા લખી છે જે નીચે પ્રમાણે છે."

જે પ્રમાણે દરેક કવીઓ અંતર જીંદગીના મિનોઇ પ્રકાશમાં એકસાર થાય છે, તેમ તેણી થઇ હોય એમ લાગે છે:—

Oh: I seem to stand
Trembling where foot or mortal ne'er hath been,
Wrapped in the radiance from thy sinless land,
Which eye hath never seen.

Visions come and go:
Shapes of resplendent beauty round me throng;
From angle lips I seem to hear the flow,
Of soft & holy song.

It is nothing now
When heaven is opening on my sightless eyes,
When airs from Paradise refresh my brow,
The Earth in darkness lies.

In a purer clime,
My being fills with rapture-waves of thought
Roll in upon my spirit-strains sublime
Break over me unsought.

Give me now my lyre!
I feel the stirrings of a gift divine;
Within my bossom glows unearthly fire
Lit by no skill of mine."

આ કવીતાનો સાર નીચે પ્રમાણે છે:—જ્યાં માણુસના પગલાં કદી જણાર્યાં નથી, ત્યાં પાપ વગરની જગ્યા જેને આંખે કદી જોઇ નથી, તેની રોશનીમાં વીંતળાયલો, ઓ! મેં પોતાને ઉભેલો જોયો. દેખાવો આવતા અને જતા હતા; મારી આસપાસ ઘણા ચળકતા અને ખુબસુરત દેખાવો એકઠા થતા હતા, ફિરેસ્તાઓના હોથોમાંથી મધુર અને પવિત્ર ગાયનો નિકળતાં સાંભળતો હતો. જ્યારે બેહેસ્ત મારી આંધળી આંખો આગળ પ્રગટ થતું હતું. જ્યારે બેહેસ્તની હવા મારાં ભવાંને તાજગી આપતી હતી, ત્યારે પૃથ્વિ અંધકારમાં પડી છે.

"પવિત્ર ભુવનમાં મારા શરીરમાં આનંદ પ્રસરી રહે છે, મારા આત્મામાં વિચારના મોજા વહેતા હતા, મિનોઈ ગાયનો માંગ્યા વગર મને સંભળાતાં હતાં."

"હવે મને મારો તંબુરો આપો! મિનોઇ શકિત મારામાં ખિલેલી માલમ પડે છે, મારી કાંઇ પણ હુશીયારી વગર મારી છાતીમાં મિનોઈ અંગાર ઝળકે છે."



## પ્રકરણ ૩ જું.

# એક મોટા મહાન પારસી યોગી

## આઝરકયવાને જોયલા મિનોઇ દુન્યાના દેખાવ.

આબાદીયાન અથવા આઝર હોસંગીયાન પંથોના વડા દસ્તુર આઝર કયવાન ખુમ શહેરમાં ૨૮) વર્ષ રહયા હતા. પોતાની જીંદગીના પાછળા દિવસોમાં ઇરાન છોડી હીંદુસ્તાન આવી રહયા હતા અને ઇ૦ સ૦ ૧૬૧૬ માં પતના શહેરમાં ૮૫) વર્ષની ઉમરે ગુજર પામ્યા હતા. પોતાના વખતના "ઇસરાકીન" ફીલસુફોના વડા હતા. "મુસાહેદાત" ના ચાર તબકકા પસાર કીધેલા હોવાથી એવણને "ઝુલ ઉલુમ" અથવા વિદ્યાઓના ગુરૂ તરીકે સ્વિકારવામાં આવતા હતા. એઓ ઘણીજ અશો જીંદગી ગુજારતા હતા. જુવાનીમાંજ પરહેજગાર જીંદગી ગુજારતા હતા, તેથી એવણે રવાનની શકિત ખીલવી હતી. મિનોઇ જેહાનના જે દેખાવો એવણે જોયા હતા, તેને ફારસી કવીતામાં પોતે રજુ કીધા હતા જે "જામે કયખુશરો" નામની કેતાબમાં નીચે પ્રમાણે જણાવ્યા હતા:—

### આત્માની ખીલવણીના ચાર તબકકા.

૧. પહેલાં તબકકાને **ખાબ** કરી કહેવામાં આવે છે. જ્યારે એક માણસ અશો જીંદગી ગુજારે છે અને ઘણો વખત ભકિતમાં પસાર કરે છે ત્યારે તે **ખાબ** યાને ઉંઘમાં મિનોઇ દેખાવો જોય છે, અને તેને બસારતો થાય છે.

૨. બીજા તબકકાને **ગયબ** કરી જણાવવામાં આવે છે. આ તબકકામાં એક અશો માણસને અણદીઠ દુન્યાઓમાંથી મિનોઇ આશિષો મળે છે, જે તેની સર્વ ઇન્દ્રીઓને લીન કરી નાંખે છે.

૩. ત્રીજા તબકકાને **મસતી** કરી કહેવામાં આવે છે. આ તબકકામાં મિનોઇ આશિષો ઇન્દ્રીઓને ગાલેબ કરયા વગર મળે છે, અને તેની ખુશાલીમાં તે દુન્યાનું ભાન વિસરી જાય છે.

૪. ચોથા અને સર્વથી ઉંચ તબકકાને **"ખલે બદન"** કરી જણાવવામાં આવ્યો છે. એ તબક્કામાં એક અશો માણસ પોતાના આત્માને શરીરમાંથી જ્યારે જોઇયે ત્યારે છુટો કરે છે અને મિનોઇ દુન્યામાં ફરી આવે છે.

## પહેલા તબકકામાં આઝર કયવાને જોયલા મિનોઇ દેખાવ.

પહેલા તબકકામાં આઝર કયવાને શું શું મિનોઇ દેખાવો જોયા હતા, તે વિષે એવણ પોતે નીચે પ્રમાણે લખે છે:—"મેં મારાં શરીરને પવિત્ર બનાવ્યું, કોઇ પણ પંથ અથવા ધર્મની રાહરસમોને બાજુ રાખી અગાઉના યોગીઓએ જણાવેલા કાનુનો ઉપર અમલ કીધો. એકાંતવાસ, સ્થિર બેસવું, સાંકડા ગુફામાં બેસવું, ખોરાક અને ઉંઘનું કમતી કરવું અને ચાલુ ખુદાનું નામ ઝબાન ઉપર રાખવું, આવી તરબીયતથી વખત જતાં મિનોઇ આલમના દેખાવો આત્માની નજરથી મને દેખાતા હતા. **ખાબ** યાને ઉંઘમાં એક બીહામણો દેખાવ મારી નજર આગળ આવ્યો. હું ઘણો બીધો અને ખુદાનું નામ જપવા લાગ્યો, જેથી પેલો દેખાવ દુર થઇ ગયો અને એક ભભુકદાર આતશ બરપા થયો અને મને ગભરાતમાં નાખ્યો. રફતે રફતે તે ગુમ થઇ ગયો અને તેની જગા ઉપર એક ભયભીત આતશી દેખાવ કે જેનું માથું છાતી ઉપર અને પેટ ઉપર પડેલું હતું, તે નજર આગળ આવ્યો અને મને ધભરાતમાં નાંખ્યો. એ પછી જુદા જુદા રંગના આતશોએ દેખાવ દીધો અને મારા આત્માએ મહાસાગર ઉપર તરવાની શકિત મેળવી. મેં સ્વચ્છ બીલોર જેવું પાણી જોયું. સુંદર ઝાડની ઘટા, મોટા મેહેલો, જેમાં કિમતી ખોરાકથી લાધેલી ટેબલો, પક્ષીઓનું ગાવું, અને ખુબસુરત મરદ અને ઓરતોને ફરતાં હરતાં જોયાં. મારી છાતી આગળ ઘણાજ ઝળકાતવાળી રોશની જોઇ

અને બલુ રોશનીનો ચમકારો જોયો, જેમાંથી ઘણીજ પમરાતવાલી ખુશબો ચોતરફ ફેલાઇ. લાલ, બલુ અને પીળા રંગની રોશની મેં જોઇ, અને જાત જાતની રોશની આગળ જુદા જુદા આત્માઓને જોયા અને એક અવાજ સાંભળ્યો કે 'મારા જેવો અહીં વળી બીજો કોણ છે ?"

"એ પછી મેં ઝળકાતવાળી રોશની જોઇ, જેમાં તરેહવાર પરદા જોયા, સારા તેમજ માઠા અને એક બલુ રંગની રોશની મારી આસપાસ ફરી વળી અને જુદા જુદા સુંદર રંગોના દશ હજાર પરદા મારી નજરે પડયા. લાલ, સફેદ અને સોનેરી પીલા રંગોનો ઝળકાત મારી નજરે પડયો અને તેઓ દરેકમાં દશ હજાર પરદા મેં જોયા. ત્યાર પછી મારી નજરે કાળો અને ભયભીત દેખાવ પડયો, જે જોઇ હું સુદ્ધિ વગરનો થઇ ધ્રુજવા લાગ્યો. ધાસ્તી ઉપજાવનારા અવાજો સાંભળ્યા અને ભયભીત દેખાવો નજરે પડયા, પછી હું જરા પણ હઠિયો નહીં અને પેલા દશ હજાર પરદામાંથી પસાર થયો. મેં ઝળકતો લીલો રંગ જોયો, પણ મારૂં ભાન ન હતું અને ત્યાર પછી આકાર વગરનો અપાર ઝળકાત જોયો અને તે જોતાં મને એવું લાગ્યું કે મારી જીંદગી તેમાંજ વીંટળાઇ ગઇ છે અને હું અને તે એકજ છીયે."

## બીજા તબકકામાં જોયલા મિનોઇ દેખાવો.

બીજો તબકકો જેને ગયબ કરી કહેવામાં આવે છે તેમાં તેણે નીચલા દેખાવો જોયા હતા:—

"મેં પહેલાં લીલા રંગનો ઝળકાત જોયો, જે હદ વગરનો માલમ પડયો, અને ત્યાં ઉમદા દેખાવના એક પાદશાહને તખ્ત ઉપર બેઠેલો જોયો, જેની આસપાસ વિદ્વાન અને બહાદુર માણસો અને તેના ચોકીદારો સર્વે લીલા પોશાકમાં સજ થયલા હતા. મેં જ્યારે તે રાજાની વખાણુ કીધી ત્યારે તેણે પણ તેજ પ્રમાણે મારી કીધી અને મને તેને પોતાની પાસે બેસાડયો. તે એક યઝદ અથવા ફિરેસ્તો હતો. મેં તેને હજારો વખત બગલગીરી

કીધી અને હર વખતે તેમ કરતાં મને એમ લાગ્યું કે હું પણ એક યઝદ બન્યો છું અને જ્યારે હું છુટો પડયો ત્યારે પાછો હું જેવો ને તેવો થઇ ગયો. ત્યાર પછી હું બીજાં ભુવનો ઉપર આવી લાગ્યો જે જાંબુડાં, સફેદ, પીલા, રાતા, બલુ અને આસમાની રંગોના હતા આ દરેકમાં એકેક રાજાને જોયો, તેઓને બગલગીરી કીધી અને તેઓના જેવો યઝદ હું થયો. ત્યાર પછી હું એક ઘણીજ ખુશાલ જગા ઉપર આવી લાગ્યો કે જ્યાં હું ઘણા રાજાઓ અને અમીરોને ભેટયો, તેઓને બગલગીરી કીધી, અને તેઓ મને જોઇ ખુશી થયા. આગળ વધતાં, હું એક મોટાં અને વેરાન જંગળ આગળ આવી લાગ્યો, જ્યાં લાંબો વખત હું બીજું કાંઇ જોઇ શકયો નહીં. આખરે એક ખુશાલ અને માયાળુ દેખાવના માનવીને જોયું અને તેને બગલગીરી કરતાં હું એક યઝદ થયો. ત્યાર પછી હું એક કાળા દેખાવ આગળ આવ્યો અને આગળ વધતાં હું સર્વે શકિતવાન પરમાત્માની હાજરીમાં આવી લાગ્યો, જ્યાં હું મારૂં પોતાનું ભાન વિસરી ગયો અને જ્યાં પણ નજર ફેંકતો ત્યાં હું મને પોતાનેજ જોયા કરતો, આ રીતે હું પગથિયે, પગથિયે ઉપર ચહડયો ગયો, અને પાછો હળવે હળવે દુન્યાદારીના ભાનમાં આવી ગયો."

## ત્રીજા તબકકામાં જોયલા દેખાવો.

"ત્રીજો તબકકો જેને **મસતી** અથવા **હાલ** કરીને કહેવામાં આવે છે તેમાં મેં પહેલાં એક મોટું અને આબાદ શહેર જોયું જેમાં મને પોતાને મેં તખ્ત ઉપર બેઠેલો જોયો અને મારી આસપાસ ચાર પંડીતોને ઉભેલા જોયા. ત્યાં મેં ઘણા મધુર અવાજો સાંભળ્યા અને ઘણા ખુબસુરત જવાનો, ઘણાંજ સ્વાદીષ્ટ ભોજનો, અને સુંદર બીછાણાં જોયાં એ પછી એક માણસ મારી આગળ આવ્યો અને કહેવા લાગ્યો કે તમને બોલાવે છે, અને તેની પાછળ જતાં હું એક જગ્યા ઉપર આવી લાગ્યો, જ્યાં તેઓએ મને એક તખ્ત ઉપર બેસાડયો અને તે ઉડવા માંડયું અને તે મને એવી જગ્યા ઉપર લઇ ગયું કે

જ્યાં વિદ્વાન અને નામાંકિત પુરૂષો લીલા પોશાકમાં સજ થયા હતા, જેઓએ મને આવકાર દીધો અને એક મહેલમાં લઇ ગયાં, જ્યાં મેં રાજાને બગલગીરી કીધી, જેણે મને પોતાની પાસે બેસાડયો. તેણે મને કેટલાક સવાલો પુછ્યા, અને મને ઘણું જ્ઞાન સંપાદન થયું. ત્યાર પછી હું એક જગ્યા ઉપર ગયો જે સઘળી બલુ રંગની હતી, જ્યાં લેખકો, પંડિતો, ગણિત શાસ્ત્રીઓ, જાદુગરો, જ્યોતીષો, વેપારીઓ, તબીબો અને પેગમબરો હતા, જેઓ મારી આગળ આવ્યા અને આદરમાનથી મને રાજાની હજુરમાં લઇ ગયા, જેણે મને બગલગીરી કીધી અને પોતા આગળ બેસાડયો. તેનાથી મને ઘણું ગુપ્ત જ્ઞાન મળ્યું. ત્યાર પછી હું બીજી દુન્યાઓમાં ગયો, જેઓ સોનેરી, સફેદ, બલુ અને આસમાની રંગોની હતી. ત્યાં પણ મને એવીજ રીતનો આવકાર મળ્યો. એ પછી હું એક વિશાળ જગ્યા ઉપર ગયો, જ્યાં પણ મને ઘણો લાભ થયો, ત્યાર પછી હું એક અંધારી દુન્યામાં ગયો, જ્યાં ખુદાએ પોતાના ઝળકાતથી મને રાહ દેખાડયો, અને જ્યારે મેં તેને જોયો ત્યારે મને તેણે પોતામાં ખેંચી લીધો અને મારી હૈયાતી તેમાં ગુમ થઇ ગઇ. સર્વે ભવિષ્ય મારી આગળ ખુલ્લું થઇ ગયુ અને જે રસ્તે હું ગયો હતો, તેજ રસ્તે હું પાછો ફર્યો."

## ચોથા તબકકામાં જોયલા દેખાવો.

ચોથો તબકકો જેને "ખલેબદન" કરી કહે છે, તે વડે હું એવી દુન્યામાંથી પસાર થયો કે જ્યાં મેં બેશુમાર જુદી જુદી ચીજો અને દુન્યાનાં જુદાં જુદાં શહેરો જોયાં. ત્યાં ઘણાં સ્ત્રી અને પુરૂષો હતા, જેઓએ મને એક મહેલ બતાવ્યો, જ્યાં હું ગયો અને રાજા તરીકે બેઠો. સર્વે ભાષા શિખ્યો અને દરેક શહેરના પંડિતોએ જ્ઞાન આપ્યું, જેથી તેઓના જુદા જુદા પંથો, ભાષાઓ, રાહ રસમો, ધર્મક્રીયા વિષે દરેક ચીજો કહી શકું. આવી દુન્યામાં અહીં તહીં ફરતાં હું પાછો મારાં શરીરમાં દાખલ થયો અને પાછું તેને છોડી જઇ, હું સૃષ્ટિના તમામ ભેદો જેવા કે શરૂઆત, આખર અને નેમ શિખ્યો. એક પોષાકની માફક

શરીરને બાજુ રાખી એકી નજરે સર્વે દુન્યાને જોઇ શકું છું. પહેલાં બેહેસ્તમાં જઇ સઘળું મેં ત્યાં જોયું, તે પછી મંગળ બુધ, ભરેસ્પત, શુક્રર, શનીની દુન્યાઓમાં ગયો અને સેવટે સર્વથી મોટાં સ્વર્ગમાં ગયો. ચંદ્ર શીવાય સર્વે ગ્રહો અને સેતારાઓ પોતાની રોશનીથી પ્રકાશે છે અને તેઓની ગતીથીજ માણસો આ દુન્યામાં સુખ દુઃખ ભોગવી શકે છે. જ્યારે હું આગળ વધ્યો ત્યારે પવિત્ર આત્માઓના સંબંધમાં આવ્યો અને હું ઘણી શાંતી ભરેલી હાલતમાં આવી પડયો. જો એક માણસનાં શરીરમાં વસતો આત્મા ઇનસાફ અને સારી સમજને ચહાતો હોય, તો તે પોતાના નેક રાહથી બેહેસ્ત પામશે અને જ્યારે આ ખાકી શરીર છોડશે, ત્યારે પોતાની પવિત્રાઇનું ફળ ચાખશે અને પોતા કરતાં આગળ વધેલાં બુધ્ધિબળો સાથના સમાગમથી ફાયદો મેળવશે. પણ જો એક માણસ અપવિત્ર અને નાપાક હશે, તો તે આત્મા બેહેસ્તની નીચે મહા કષ્ટમાં ભટકશે, અને આ દુન્યામાં કીધેલાં બદ કાર્યોના ભયભીત દેખાવો તેની આસપાસ જોશે. કેટલીક વખતે આવા આત્માઓ આવી હાલતમાંથી મુકત થાય છે અને ભુત પીશાચો સાથે મળી જાય છે, અથવા જો માણસ ઘણોજ ખરાબ હોય છે, તો તેનો આત્મા જાનવરના શરીરમાં અથવા તો વનસ્પતીમાં ભરાય છે."

"આ સઘળું મેં જોયું છે, એ પછી ત્યાં જે આત્માઓને મેં ફરતા જોયાં, તેઓમાંના એકને મેં મારી તરફ ખેંચ્યો અને તેની સાથે હું જોડાઇ ગયો. ત્યાર પછી હું શરોસ (યજદ)ને પહોંચી ગયો અને ત્યાં પરમાત્માના ઝળકાતમાંથી એક કિરણ મારી ઉપર પડયું. જેમ જેમ ઝળકાત વધતો ગયો તેમ તેમ હું બેભાન થતો ગયો અને યઝદોમાંનો એક યઝદ થયલો મેં પોતાને જોયો. પરવરદેગારનેજ માત્રને હસ્તી ધરાવતો જોયો. આ મારૂં ભાન હું વિસરી ગયો, દરેક ચીજ મારા છાયા જેવી દેખાઇ, ફિરેસ્તાઇ બુદ્ધિબળથી તે આત્મા સુધી હું પહોંચ્યો અને ત્યાંથી પૃથ્વિ ઉપર, જેમાં પણ મારા શીવાય બીજું કાંઇ જોયું નહીં. પરવરદેગારના હજારો

ભેદોનું જ્ઞાન સંપાદન કીધું અને જે રસ્તે હું ઉપર ગયો તેજ રસ્તે હું પાછો ફર્યો. મારી મરજી પડે તે વખતે હું મારૂં શરીર છોડી શકું છું અને ઉપર જઇ પરવરદેગારની હાજરીમાં ઉભો રહી શકું છું. એક બેહેસ્તના પક્ષીની માફક આ દુન્યા જેમાં હું રહું છું, તેને છોડી દેવાને હું ખુશી છું. પોતાના બંદાના સમાગમમાં આવવા માટે પરમાત્માનો દરજ્જો ઘણોજ બુલંદ છે, તેનાજ ઝળકાતથી બુધ્ધિબળ રોશનીવાળું થાય છે. જે પ્રમાણે પૃથ્વિ સુરજથી રોશની મેળવે છે, તેમ પ્રેમથી પરમાત્મા પોતાના બંદાઓ ઉપર નવાજેશ કરે છે અને પડેલાંને ઉભાં કરે છે. પોતા શિવાય કોણ તેની વખાણ પુરતી કરી શકે? તે કાંઇ બોલવાની સાંભળવાની ચીજ હોઇ શકે નહીં."

જાણીતા વિદ્વાન એડવીંન બેબીટે રોશની અને રંગના નિયમો વડે મિનોઇ દુન્યાની સમજણ આપી છે જે આપણે ગયાં પ્રકરણમાં તપાસી ગયા છે, તે આ પારસી દસ્તુરે પોતાની મિનોઇ શકિતથી પેલી દુન્યા જોઇ, તેને ઘણે દરજ્જે મળતી આવે છે.

---

## પ્રકરણ ૪ થું.

---

## બેહેશ્ત અને દોજખ વિષે મનની વિદ્યાના પુરાવા.

**પહેલો સવાલ ઉત્પન્ન થાય છે તે એ કે બેહેશ્ત અને દોજખ કયાં આવેલાં હશે?** આ સવાલ હાલની વિદ્યાને આધારે તપાસીશું. આપણે જાણ્યું તેમ એક માણસ મરણ પામે છે ત્યારે તેનાં શરીરનો નાશ થાય છે, પણ મનનો નાશ થતો નથી.

સાધારણ રીતે આપણે સર્વે હાલમાં બે ભૂવન ઉપર કાર્ય કરયે છીયે, એક તો શારીરીક ભુવન (Physical Plane) અને બીજું

મનને લગતું ભુવન, એ ઉપરાંત બીજાં ભુવનો પણ છે. પણ હાલમાં આપણે આ બે ભુવનનીજ તપાસ કરીશું, કારણ હાલની વિદ્યાએ આ બે ભુવનનીજ શોધ ખોળ કીધી છે. આ શારીરીક ભુવન ઉપર આપણે હૈયાતી ભોગવ્યે છીયે અને શરીર અને પાંચ ઇન્દ્રીઓ વડે એ ભુવનનું ભાન આપણે ધરાવી શકયે છીયે, જ્યારે મનનાં ભુવન ઉપરનું ભાન ધરાવી શકતા નથી, તે છતાં આખો વખત આપણે મનનાં ભુવન ઉપર કામ કરયે છીયે. આપણે વિચાર કર્યે છીયે અને તરેહવાર રીતે મનનો ઉપયોગ કર્યે છીયે, પણ કેવી રીતે આપણાં મનનું કાર્ય થાય છે તે વીશેનું ભાન થતું નથી; પણ જ્યારે આપણે આ શરીર વડે અથવા મોંહ વડે જાહેર કર્યે છીયે, ત્યારે મનના ભુવનનું કાર્ય શારીરીક ભુવન ઉપર જાહેર કર્યે છીયે.

મરણ પામેલાં માણસનાં શરીરનો નાશ થયલો હોવાથી આ શારીરીક ભુવન ઉપર તે હસ્તી ધરાવી શકતું નથી, પણ આપણે હાલની વિદ્યાને આધારે જાણ્યું છે કે શરીરનો નાશ થવા છતાં મનનો નાશ થતો નથી, તેથી ગુજર પામેલું માણસ મનનાં ભુવન ઉપર હસ્તી ધરાવી શકે છે, અને શારીરીક ભુવન ઉપર હસ્તી ધરાવી શકાતું નથી. તે મનનાં ભુવન ઉપર જાગૃત થાય છે, તેથી મનનાં ભુવન ઉપર જેબી કાર્ય થાય છે તેનું ભાન તે ધરાવી શકે છે. માટે બેહેસ્ત અને દોજખ મનનાં ભુવન ઉપર આવેલાં હોવાં જોઇયે, અને જો આપણે મનનાં ભુવન વિશેની હાલની શોધ ખોળો જાણીશું તો બેહેસ્ત અને દોજખ વિશે આપણને બરાબર સમજ પડશે.

પહેલાં મનનું ભુવન કયાં આવેલું છે તે તપાસયે. મનનું ભુવન અને આપણું હાલનું શારીરીક ભુવન એકમેકમાં આમેજ થયલાં હોય છે. જે પ્રમાણે એક ખાંડના ઢગલામાં થોડાં પાણીનાં ટીપાં નાખવામાં આવે છે તો તે પાણી આખાં ખાંડના ઢગલામાં પ્રસરી રહે છે તેજ પ્રમાણે મનનું ભુવન શારીરીક ભુવન સાથે આમેજ થયલું રહે છે, કારણ મનનું ભુવન

હવાથી પણ સૂક્ષ્મ પદાથ જેને ઇથર ( ether ) કહે છે, તેનું બનેલું હોવાથી તે, નક્કરમાં નકકર પદાર્થમાં પણ આરપાર પસાર થઇ આમેજ થઇ રહે છે. આપણાં મનતું ભુવન જે ઉપર આપણે દર પળે કાર્ય કર્યે છીયે તે પણ આપણી સાથે છે. **માટે આપણાં ગુજરેલાં આપણાંથી દુર નથી પણ આપણી સાથેજ છે.** આપણી આસપાસ ક્રિયા કરે છે, પણ આપણને જણાતાં નથી, કારણ તેઓ હવાથી પણ સૂક્ષ્મ પદાર્થના સ્વરૂપમાં બદલાઇ ગયાં છે અને તે સૂક્ષ્મ પદાર્થમાં હૈયાતી ભોગવે છે.

હવે મનતું ભુવન કેવું હોય છે તે તપાસ્યે. હવાથી પણ સૂક્ષ્મ પદાર્થ, જેને ઇથર (ether) કહીયે છીયે તેમાં મન કાર્ય કરે છે. મન જ્યારે ઇથરમાં જુદી જુદી રીતની ધ્વની અથવા ધ્રુજરી (Vibrations) કરે છે, ત્યારે આપણાંમાં જુદી જુદી લાગણી અને વિચારો ઉત્પન્ન થાય છે. મનનાં ભુવન ઉપર મોટે ભાગે આપણા વિચારો કાર્ય કરે છે, માટે આપણે વિચારને લગતી કેટલીક હાલની શોધો ટુંકમાં તપાસ્યે.

હાલની માનસીક શાસ્ત્ર (Psychology) ની શોધો એવું દાખલા દલીલો અને પ્રયોગો સાથે પુરવાર કરે છે કે વિચાર શક્તિ વિજળી કરતાં વધારે ચપળ હોય છે અને એક પળના થોડા ભાગમાં દુન્યાની ચોતરફ ફેલાઇ જાય છે, કારણ વિચાર શકિત ઇથર નામના અતી સૂક્ષ્મ પદાર્થમાં કાર્ય કરે છે.

ફીલેડેલફીયાનો વિદ્વાન જે. ડબલ્યુ. કીલી જણાવે છે કે "મનશકિતનું બળ કાંઇ વિજળીક અથવા લોહચુંબક નથી, પણ પેલા સૂક્ષ્મ પદાર્થ ઇથરનું બનેલું છે, જે જ્ઞાનતંતુ મારફતે દોડે છે. વિજળીક અને લોહચુંબક ઝડપ, આ ઇથરના પ્રવાહ આગળ ચપળતામાં કંઇ બીસાદ વગરની છે. એ વિદ્વાનનું કહેવું, જ્યારે એક મન બીજાં મન પર દુરથી કેમ અસર કરે છે, તે તપાસ્યે છીયે, ત્યારે બરાબર લાગે છે. જો તાર વગરનો

વિજળીક સદેશો એક શેહેરથી બીજે શેહેર મોકલવો હોય તો મોટા સાંચાઓ, એનજીનો, બેટરીઓ બનાવવી પડે છે, કે જેથી વિજળીનો મોટો જથ્થો બની શકે છે, ત્યારે એક મિત્ર પોતાના દુરના મિત્રના મનપર ફકત પાંચ મીનીટ પોતાનું મન એકાગ્રહ કરી સંદેશો મોકલાવી શકે છે. મનથી મોકલાવેલા સંદેશાની ઝડપ અથવા વિચાર શક્તિની ઝડપ વિજળીથી વધારે શ્રેષ્ટ છે. જો આપણે વિજળીક ઝડપ સાથે વિચારની ઝડપ સરખાવ્યે, તો આપણી પૃથ્વીના એક નાકેથી બીજે નાકે એટલે ૧૨૦૦૦ માઇલના તફાવતે એક વિચાર એક પળના ૧/૧૬ ભાગમાં જઇ શકે છે. આવી મહાન વિચાર શક્તિ ફકત એક બિલ્લસ જેટલાં ભેજાંમાંથી ઉત્પન્ન થાય છે. એ ભેજાંના સાંચાને ચલાવવાને મોટા ચકકરો, એનજીનો અથવા સાંચા જોઇતા નથી, પણ ફકત એક બિલ્લસ જેટલી જગ્યા રોકે છે અને તેમાંથી જાતજાતની શક્તિ ઉત્પન્ન કરે છે. ભેજાંના અવયવમાંથી હિલચાલ, ગરમી, અવાજ, રોશની, રસાયનીક કાર્યો, લોહચુંબક શક્તિઓ બને છે, એટલુંજ નહીં પણ માનસીક શક્તિઓ (Psychic forces) જેવી કે, ઇચ્છા શક્તિ, વિચાર શક્તિ, અનુમાનો, ધિક્કાર, પ્યાર, ગુસ્સા અને બુદ્ધિબળને લગતી દરેક શક્તિઓ ઉત્પન્ન થાય છે. જ્યારે એક વિચાર ઇથર નામના સુક્ષ્મ પદાર્થને હજારો માઇલ સુધી હલાવી નાંખે છે અને તેમાં ધ્રુજરી અને મોજાઓ ઉત્પન્ન કરે છે, તો પછી તલેસમાતી વાર્તાઓ, અરેબ્યન નાઇટ્સ, તેમજ બીજી અચંબો પમાડે તેવા તલેસમાતો આપણે ખરેખર બનાવી શકયે, તેમાં શું શક છે?"

## વિચારના આકારોના ફોટોગ્રાફ.

પેરીસનો એક વિદ્વાન નામે ડૉ૦ બરેડક વિચારોના હવાઇ આકારોની તસવીર લેવાને શક્તિવાન થયો છે. એક છોકરી પોતાના પાળેલાં પક્ષીનાં મોતપર વિલાપ કરતી હતી. તેણીની તસવીર ઉતારી જેની ઉપર તે છોકરીની ગમગીન લાગણીને લીધે તે પક્ષી અને બચ્ચાંની આસપાસ એક અજબ જેવી ગુંદેલી જાળી જેવો આકાર માલમ પડયો.

બીજાં બે બચ્ચાંને એકદમ ગભરાવીને તુરત ફોટો લીધો, જેની ઉપર ધાબાં અને ઢીલચાલ કરતાં વાદળાં માલમ પડયાં. અપમાન કરવાથી જે ગુસ્સો ચઢે છે. તે ફોટોમાં નાની ભાંગીતુટી દડીના આકારમાં તે વિચારો જાહેર થયા.

એ ડાકટર આ તસવીર એક અંધારા ઓરડામાં "કેમેરા" અથવા તો કેમેરા વગર (dry-plate system)થી કાંઇ પણ શરીરના સંબંધ વગર લે છે. એ પ્લેટ જે માણસપર પ્રયોગ કરવામાં આવે છે તેનાં માંથા હૃદય અથવા હાથ આગળ ધરવામાં આવે છે. એ ડાકટર કહે છે કે, જીવન રક્ષક શકિત (Vital force) બહુજ નરમ અને માટી જેવો હોય છે, જેની ઉપર નહીં જણાય એવા હાથોથી આત્મીક ચિતારો (Spirit Sculptor) જે કાંઇ આકાર બનાવે છે, તે જીવતા હોય તેમ છાપ પડે છે. આવો "ફોટોગ્રાફ" આવા ન દેખાય તેવાં દુરથી અસર કરતી લાગણીનાં ચિત્ર, એકત્ર થયલા વિચારોથી બને છે. આવી રીતે એક લશ્કરી અમલદારે પોતાનાં મનમાં એક ગરૂડ પક્ષીનો વિચાર કીધો, જેથી પેલી પ્લેટપર તે પક્ષીનો સુંદર આકાર જાહેર થયો. એ ડાકટર વધુ જણાવે છે કે, એક માતા પોતાનાં મરણ પામેલાં બચ્ચાંનો વિચાર કરતી હતી, તે તસ્વીરમાં પડયું હતું. આપણે ફોટોગ્રાફીના આવા અખતરાથી સાબેત કીધું છે કે જ્યારે પણ આપણે વિચાર કર્યે છીયે ત્યારે હવામાં આકારો અથવા ચિત્રો ઉત્પન્ન કર્યે છીયે. જે જે વિચારો અને કાર્યો કર્યે છીયે, તેનાં ચિત્રો મનનાં ભુવન ઉપર હંમેશને માટે નોંધાયલાં રહે છે. તેથીજ આપણે અનેક વરસો અગાઉ જે કાર્ય કીધાં હોય તેની યાદ આપણુને આવે છે. ઘણાક વરસ અગાઉ જે જે કાર્યો અથવા વિચારો કીધા હોય તેનાં ચિત્રો મનના ભુવન ઉપર હંમેશને માટે નોંધાયલાં રહે છે. તેથીજ આપણે દશ વરસ ઉપર જે કાર્ય કીધું હોય તેની પણ યાદ આપણુને આવે છે. ઘણાંક વરસ અગાઉ જે જે કાર્યો અથવા વિચારો કીધા હોય, તેના

મનનાં ભુવન ઉપર કોતરાઇ રહેલાં ચિત્રો, જ્યારે આપણાં મનની નજર આગળ આવે છે, ત્યારે આપણુને કાર્યોની યાદ આવે છે. માટે પ્રિય વાંચક, આપણે જે કાર્યો કર્યે, તે સંભાળીને કરવાં જોઇયે. ગમે તેવી છુપી રીતે કોઇ જાણે નહીં તેમ કાર્યો કરશો, તે છતાં તે કાર્યો અને વિચારોના આકારો મનનાં ભુવનની ઉપર હંમેશ માટે કોતરાઇ રહેશે અને જ્યારે એક માણસ મરણ પછી મિનોઇ દુન્યામાં જાગૃત થાય ત્યારે પોતાનાં ખરાબ કાર્યોનાં ચિત્રો જોઇ તે કેવો દુખી થાય છે, તે કેવો કમકમે છે, તેનો ખ્યાલ કરવો જોઇયે.

વળી કેટલાક વિદ્વાન જેવો કે એબીટ અને બીજા ગુપ્ત જ્ઞાનીઓનું કહેવું એવું છે કે વિચારો મનનાં ભુવન ઉપર જુદા જુદા રંગે ઉત્પન્ન કરે છે. આપણા ધર્મમાં આવી રીતે વિચારો રંગ ઉત્પન્ન કરે છે તેને "રટોડ" કરીને કહે છે.

અશોઇના વિચારોનો રંગ મનનાં ભુવન ઉપર રોશનીનો રંગ ઉત્પન્ન કરે છે, બંદગી યાને ભકિતના વિચારોનો રંગ બલુ હોય છે, કિના કપટ અને હવસના વિચારોનો રંગ કાળો અંધકારવાળો હોય છે.

## જરથોસ્તી ધર્મમાં જણાવેલાં બેહેશ્ત અને દોજખનો હાલની વિદ્યાથી પુરાવો.

જરથોસ્તી ધર્મમાં બેહેસ્ત અને દોજખનો વિષે જે જે વિચારો જણાવ્યા છે, તે હાલની વિદ્યાને આધારે સારી રીતે સમજ પડશે.

આપણા ધર્મ પ્રમાણે એક અશો માણસનું બેહેસ્ત રોશનીવાળું અને સુંદર દેખાવોથી ભરપુર હોય છે. અને જેવો એક અશો માણસ મરણ પામે છે કે તુરત તેને એક ખુબસુરત દેખાવની અને સુંદર ખુશબો આપતી તેની કેરદાર તેને ભેટે છે, જ્યારે ખરાબ માણસની કેરદાર કદરૂપી હોય છે. એક ખરાબ માણસનું દોજખ અંધકારવાળું હોય છે, તે મરણ પામ્યા પછી એવં અંધકારમાં આવે છે કે તેને કાંઇ સુજ પડતું નથી.

અને તે આપણાં ધર્મમાં એમ બોલતું જણાવવામાં આવ્યું. છે કે "હું ક્યાં જાઉં? હું શું કરૂં? મને સુજ પડતું નથી?"

હવે પેલી ખુબસુરત કેરદારનો અર્થ શું? રોશનીવાળું બેહેસ્ત તે શું અને અંધકારવાળું દોજખ તે શું? એ સર્વેની સમજણ આપણને હાલની શોધખોળોને આધારે સહેલાઇથી મળી શકશે. એક માણસ મરણ પામે છે, એટલે તેનાં શરીરનો નાશ થાય છે. હવે આપણે જાણ્યું તેમ શરીર વડે આપણે આ શારીરીક ભુવન ઉપરનું ભાન ધરાવી શકયે અને સર્વે કાર્ય પણ કરી શકયે છીએ. પણ શરીરનો નાશ થવાથી પેલું ગુજર પામેલું માણસ આ શારીરીક ભુવન ઉપર હસ્તી ધરાવી શકતું નથી, પણ તેથી આપણે જાણ્યું છે તેમ આપણા આત્મા અને મનનો નાશ થતો નથી, તેથી તેનું મન, આત્મા વિગેરે આ શારીરીક દુન્યા છોડી મનનાં ભુવન ઉપર હંમેશાં કામ કરતાં હોવાથી, ગુજર પામેલું માણસ તુરત પોતાનાં માનસીક ભુવન ઉપર જાય છે અને પોતાની મનની દુન્યાનો અનુભવ મેળવે છે. એ ધર્મમાં જણાવામાં આવ્યું છે કે એક માણસ મરણ પામે છે, ત્યાર પછી તે પોતાની કેરદારને ભેટે છે; કેરદાર કોઇજ નહીં પણ તેની કરણી છે, યાને તેનું માનસીક ભુવન છે. એક અશો માણસની કેરદાર ઘણી ખુબસુરત હોય છે. અને તેનું બેહેસ્ત રોશનીવાળું હોય છે, એમ આપણાં ધર્મમાં અલંકારમાં જણાવ્યું છે, તેની સમજણ એ છે જે હાલની માનસીક શાસ્ત્રની શોધો આપણે તપાસી ગયા તે પ્રમાણે દરેક વિચારો આકારો ઉત્પન્ન કરે છે, ત્યારે એક અશો માણસ પોતાના ઉમદા વિચારોને લીધે પોતાનાં માનસીક ભુવન ઉપર ઘણાજ ખુબસુરત આકારો ઉત્પન્ન કરે છે, જેને આપણાં ધર્મમાં ખુબસુરત કેરદાર કરી જણાવવામાં આવી છે. વળી આપણે જાણ્યું તેમ આપણાં ધર્મમાં "સ્તોડનો કાયદો" જણાવવામાં આવ્યો છે. વિચારો રંગ ઉત્પન્ન કરે છે, અશો વિચારો રોશનીવાળો રંગ ઉત્પન્ન કરે છે, ભક્તિભાવ આસમાની રંગ ઉત્પન્ન કરે છે. તેથી તેનું માનસીક ભુવન રોશનીવાળું તેમજ ઘણાજ સુંદર રંગોથી ભરપુર હોય

છે, તેથીજ જરથોસ્તી ધર્મમાં જણાવ્યું છે તેમ તેનું બેહેસ્ત ખુબસુરત દેખાવનું અને રોશનીવાળું હોય છે. જ્યારે એક પાપી, હવસી, કપટી, ગમગીન માણસનું માનસીક ભુવન તેના ખરાબ વિચારોને લીધે કદરૂપા, બિહામણાં દેખાવોથી ભરેલું હોય છે, જેથી આપણાં ધર્મમાં અલંકારીક રીતે જણાવવામાં આવ્યું છે, જે પાપી માણસના વિચારોનો રંગ કાળો તેમજ નજરને ઠીક લાગે નહીં તેવા બીજા રંગોનો હોય છે, જેથી તેનાં માનસીક ભુવનમાં અંધકાર માલમ પડે છે, જેને માટે આપણા ધર્મમાં જણાવ્યું છે કે, તેના દોજખમાં અંધકાર માલમ પડે છે, અને એવા અંધકારમાં આવા માણસનાં રવાનને સુજ પડતું નથી, ત્યારે તે બોલે છે કે "હું શું કરૂં? કયાં જાઉં? કાંઇ સુઝ પડતું નથી."

---

## પ્રકરણ ૫ મું.

---

## મરણ પછી શરીર, ભેજું, આંખ, કાન, વગર ગુજરેલું માણસ જોઇ, સાંભળી કે વિચારી કેમ શકે?

### વિદ્વાનોનાં મતો.

હવે બીજો સવાલ એ ઉભો થાય છે કે મરણ પછી આંખ, કાન, શરીર વગર ગુજરેલું માણસ જોઇ, સાંભળી કે વીચારી કેમ શકે? એ બાબદની જો ટુંકમાંજ સમજણ લઇયે તો મનનાં ભુવન ઉપર ખાકી શરીરની, ખાકી આંખ, નાક, કાનની કાંઇ જરૂર નથી. ટુકમાં એક દાખલો આપવા સરખામણી કરીયે, તો આપણે સ્વપ્નામાં જોઇયે છીયે, વિચાર્યે છીયે, સાંભળ્યે છીયે અને શરીરનું દરેક કામ કર્યે છીયે તે છતાં શરીરનો, આંખનો કે કાનનો ઉપયોગ કરવાની કાંઇ જરૂર પડતી નથી, તેજ પ્રમાણે મનનાં ભુવન ઉપર મરણ પછી એ ચીજોની કાંઇ જરૂર પડતી નથી.

ડૉ૦ સેવેજ એ વિષે જણાવે છે કે "શરીરના કાંઇબી સંબંધ ગર ફકત બે માણસો દુરથી પોતાનાં મન વડે એકેકને સંદેશા મોકલી કે છે જેને Telepathy કહે છે. એ બાબદના પ્રયોગો કરી પુરવાર કીધું છે. વળી આંખ બંધ કરી કેટલાકો જોઈ શકે છે જેને Clairvoyance હે છે, આ પુરવાર થયું છે. એજ પ્રમાણે કાન કાર્ય કરતા ન હોય તે ખતે પણ સંભળાય છે. જેઓ એ બાબદનું જ્ઞાન ધરાવે છે, તેઓ જાણે કે એ બાબદ સાચ્ચી છે, જો કે તેની સમજણ કોઇબી રીતે આપી કાય. કેટલાક માણસો જેઓ આંખ વગર જોઇ શકે છે અને કાન ગર સાંભળી શકે છે, એટલે, જેઓ શરીરના અવયવ વાપરવા વગર જોઇ અને સાંભળી શકે છે, કે જે તેઓને વાપરવાને માટે જરૂરના છે. આ શું ખાડે છે? શું તે એમ નથી સૂચવતું કે આત્મા જો ચાહે તો સાધારણ દ્રી વગર પણ ઘણાં કામ કરી શકે અને એમ બનવાજોગ છે, કે તેઓ દ્દલ હોય નહીં, તો પણ તે કામ કરી શકે. એ ફકત સુચના કરે છે હું એમ નથી કહેતો કે એ પુરવાર કરે છે, એ બનવાજોગ છે, કે જો આપણે ચોકસ દરજ્જે ઇંદ્રીઓ વગર કામ કર્યે, તો આપણે આગળ ધીને કહી શકયે કે આ શરીર વગર પણ જીવી શકયે.

એક જરમન ફીલસુફ નામે Gustav Theodor Fechner ખે છે કે "After his death, however, when his bodily frame sinks into decay the spirit, fettered and encumbered no longer, will roam throughout nature in unbounded liberty. Then he will feel the waves of light and sound, not only as they strike his eyes and ears, but as they glide along in the ocean of air and of ether, he will feel not only the breathing of the wind and the heaving of the sea against his body; bathing in them, but float along through air and sea himself, he will no longer walk among verdant trees

and fragrant meadow, but consciously pervade the fields, and forests and men as they walk about them."

"આ રીતે તેને મરણ પછી ઉંચા ભુવન ઉપર જીંદગી ગુજારવાને માટે નીચલાં ભુવન ઉપરનાં ખાકી શરીરના અવયવ ખોઇ દે છે, જે ખાકી અવયવો, જેવાં કે આંખ, કાન, ભેજું વગેરેની મરણ પછી આપણને કાંઇ જરૂર નથી. આંખ, કાન, ભેજું આપણા કેટલા અપુર્ણ છે, તે આપણે જાણુયે છીયે, આપણે દુરનું જોઇ શકતા નથી, દુરનો અવાજ સાંભળી શકતા નથી, ત્યારે મરણ પછી આવા અપુર્ણ નજીવા અવયવને લઇ જવાથી શો ફાયદો? મરણ પછી તો આપણને રોશનીના અને અવાજના મોજાઓની અંદર આમેજ થઇ જઇ જીંદગી ગુજારવાની છે, એ કરતાં વધુ, આપણી હાલની આંખને જો સુર્ય સાથ સરખાવયે, તે છતાં તે કેટલી નાની છે. આપણે આ મોટા આકાશના તારા અને સેતારાઓને નાના ચળકતા મીંડા શિવાય વધુ શું જોઇ શકયે છીયે? આ જીંદગીમાં માણુસ કુદરતનો ભેદ જાણુવાની હોંશ ધરાવે છે, તે આપણી હાલની આંખો, કાનો અને ભેજાં વડે પુરી પડતી નથી. જો કે આપણે મોટાં મોટાં દુરબીનો બનાવ્યાં છે, કે જેથી આકાશનું જ્ઞાન બરાબર મેળવ્યે, પણ તે છતાં પણ બરાબર જોઇ શકતા નથી. મોટા મોટા તારાઓ નાના મીંડા જેવા જણાય છે, તેથી માણસ જાતને આ સઘળો કુદરતનો બોહોળો ભેદ જાણુવાને આ જીંદગી જોગવાઇ આપી શકતી નથી, તેથી મરણ પછીની જીંદગીમાં આ સઘળું જાણુવાને તે ઇંતેજારી દેખાડે છે. તે એવી આશા રાખે છે, કે ત્યાં જગતની જે જે ચીજો આ ખાકી આંખોથી જોઇ શકાતી નથી, તે તમામ ચીજો બેહેસ્તમાં આત્માની આંખોથી જોઇ શકાશે."

## બીજી દુન્યામાં માણસની જીંદગી.

"મરણ પછી પણ માણસને ઘણી બાબદો શિખવાની છે. પણ જેવું એક માણસ મરણ પામશે, કે તુરત બીજી દુન્યાનું જોઇ શકશે

નહીં. જે પ્રમાણે ત્યાં એક બચ્ચું જન્મે છે, તે જોવા અને સાંભળવા શિખે છે, ત્યારેજ આ દુન્યાની ચીજો વિષે સમજી શકે છે, તેજ પ્રમાણે તુરતનાં ગુજરેલાં માણસની હાલત હોય છે. જેવો એક માણસ ગુજર પામે છે, કે, પહેલાં તેણે પોતે જે કાર્યો કીધાં હોય, તેની યાદ તેને આવે છે, અને તે બનાવો ખુલ્લી રીતે જોઇ શકે છે અને તે માણસ ત્યાંના જેવીજ જીદગી ગુજારતો માલમ પડે છે. જેઓએ આળસુ અને પાપી જીંદગી ગુજારી હોય છે, તેઓ પોતાની જીંદગીના તેવાજ ખરાબ બનાવો જોયા કરશે, અને બેહેસ્તનું સુખ ભોગવી શકશે નહીં અને તે વખતે તેને ખ્યાલ આવશે, કે બેહેસ્તનાં આ સુખ આગળ અને આ તમામ જગતનો કુદરતનો ભેદ જાણવાની આગળ, બાકી દુન્યવી મોજ મજાહમાં જે જે પાપો કીધાં તે કેવાં ગંભીર પ્રકારના હતાં? જે પ્રમાણે આ દુન્યામાં માણસને ઇશ્વરે આંખ આપી છે કે જેથી તે તમામ જગતની ખુબસુરત રચના નિહાળી તેમાંથી મિનોઇ જ્ઞાન અને આનંદ મેળવે અને સર્વેમાં ખુદાને નીહાળે; કાન આપ્યા છે, કે જેથી દુન્યવી ઉત્તમ ગાયનો અને મનુષ્ય જાતનો અવાજ સાંભળે અને બુદ્ધિબળ આપ્યું છે કે જેથી સર્વે ચીજોનો ભેદ સમજી શકે! પણ આ ખુદાની ઉમદા બક્ષેશનો ઘણાકો સારો ઉપયોગ કરતા નથી, તેથી આંખ છતાં આંધળી જીંદગી ગુજારે છે, તે કુદરતની ખુબસુરતી નિહાળી શકતો નથી. કાન છતાં બેહેરો છે, કારણ મધુરમાં મધુર ગાયન તેમજ ઉમદામાં ઉમદા સખુનો તેનામાં ખુદાઇ ખ્યાલો ઉત્પન્ન કરી શકતા નથી, આવું ઉમદા બુદ્ધિબળ આપ્યું છે, છતાં તે બુબખ જાનવર જેવી જીંદગી ગુજારે છે, ને પોતાનાં બુદ્ધિબળથી પોતાની જીંદગી નેમ કે અહુરમજદ કે કુદરતને પિછાની શકતો નથી.

આવા માણસની જીંદગી આ દુન્યામાં નજીવી અને દોજખ જેવી છે, તો પેલી જહાનનો પહેલો તબકકો મનનાં તત્વનો બનેલો છે, તે મનનાં ભુવન ઉપર તેની હાલત કેવી હોય, તેનો ખ્યાલ કરવો જોઇયે. પણ જેઓ રાત દીવસ જુદી જુદી બાબદનો અભ્યાસ કરે છે, તેઓ

આ દુન્યાની ચીજોમાંથી કેટલો આનંદ મેળવી શકે છે, તેઓની આ ખાકી આંખોજ કેવી તેજી હોય છે, તેઓ દુન્યાની જે જે ચીજો જોય છે, તે ચીજો ઉપર પોતાની મન શકિત વાપરી કેવો આનંદ મેળવે છે? એક કવી તે કુદરતનો એક સુંદર દેખાવ જોય છે અને તેની ઉપર જ્યારે કવીતા જોડે છે, ત્યારે તેના મનની અને શરીરની હાલત કેવી આનંદી હોય? તેઓ એક સુંદર દેખાવમાં ઇશ્વરને ખુબસુરતીના સ્વરૂપ તરીકે જોય છે, અને અત્યંત આનંદ મેળવે છે, જે આનંદ આપણુને બેહેસ્તના આનંદનો કાંઇ ખ્યાલ આપે છે. જ્યારે એક કવી અથવા ચિતારો આ ખાકી આંખ વડે કુદરતના દેખાવની ખુબસુરતીનો ફકત એકજ કિરણની અંદરથી આટલો આનંદ મેળવે છે, ત્યારે તે મરણ પછી જ્યારે મિનોઇ આંખો વડે ખુદ કુદરતની ખુબસુતીનાં સ્વરૂપ આગળ પહોંચી વળે છે, ત્યારે તેના આનંદનો શું પાર હોય છે, તેનો ખ્યાલ આપણુને આવી શકે નહીં, કારણ આપણે હાલ શરીરનાં બંધારણમાં છીયે, તેજ પ્રમાણે જેઓએ ગાયનનું જ્ઞાન મેળવ્યું છે, તેઓ ખુદ આ ખાકી દુન્યાના મધુર ગાયનથી સુરમાં આવે છે, ત્યારે કેટલા આનંદમાં આવી જાય છે? તેઓ મરણ પછી જ્યારે મિનોઇ ઉમદા ગાયન પેલી સૂક્ષ્મ તત્વની દુન્યામાં સાંભળે છે, ત્યારે તેઓના આનંદનો શું પાર રહે છે, તેનો સહેજ ખ્યાલ જેઓએ ગાયનનું જ્ઞાન મેળવ્યું હશે તેઓનેજ ખબર પડશે.

**અભ્યાસીઓની જીંદગી:—**વળી જુદી જુદી બાબદના અભ્યાસીઓ, ફીલસુફો, આ દુન્યાની બીજી મોજ મજાહ છોડી દઇ જુદી જુદી બાબદનું જ્ઞાન મેળવવામાં જે મજાહ મેળવે છે, જેનો આળસુ અને અભણ જીંદગી ગુજારનાર માણસોને ખ્યાલ પણ આવતો નથી. તેઓ મરણ પછી જ્યારે ખુદ મનનાં ભૂવન ઉપર જાય છે, ત્યારે તેઓને જગતની તમામ ચીજોનું જ્ઞાન મેળવવા માટે સાધન મળે છે. તેઓને માટે અભ્યાસ કરવાની કુદરતની એટલી ચીજો નજરે આવે છે કે, તેઓ પોતાનો સઘળો વખત જુદી જુદી બાબતનું ઉંચા પ્રકારનું જ્ઞાન મેળવી આનંદમાં પસાર કરે છે.

**ધર્મી માણસની જીંદગી:**—જેઓ ધર્મનાં ફરમાનને માન આપી રાત દિવસ ભક્તિભાવમાં ગુજારે છે અને અહુરમજદની, અમશાસ્પંદોની, યઝદોની રાત દિવસ આરાધના કરે છે, તેઓ પેલી જેહાનમાં તેઓનાં દર્શણ પામે છે, તેઓના આશીશો ભોગવે છે, તેઓ સાથે પોતાનો વખત પસાર કરે છે, જેથી આવા અશો નરો પેલી જેહાનમાં જ્યારે ખુદ યઝદો, અમશાસ્પંદોના સમાગમમાં આવે છે, ત્યારે તેમને કેવો આનંદ ઉત્પન્ન થતો હશે? આપણાં ધર્મનાં ભણતર પ્રમાણે જેઓ રાત દિવસ અહુરમજદ, અમશાસ્પંદો અને યઝદોને આરાધે છે, તેઓ આ દુન્યામાં આ ખાકી આંખે તેઓનો જોઈ શકતા નથી, પણ મરણ પછી આત્માની આંખો વડે તેઓનાં દર્શણ થાય છે અને તેઓની સંગતમાં વખત ગુજારવાથી આવાં રવાનો ઘણાં ખુશનુદ થાય છે.

બેહેસ્ત, દોજખ અને મરણ પછીની જીંદગીનો હેવાલ હાલની વિદ્યા તેમજ ધર્મનાં સિદ્ધાંતો વડે તમારી સનમુખ ટુંકમાં રજુ કીધો છે. તે ઉપરથી જે ઉમદા ખ્યાલ આપણાં મનમાં ઉત્પન્ન થાય છે, તે એજ કે શરીરનો નાશ થવાથી આપણું મન, આત્મા, વગેરેનો, નાશ થતો નથી, પણ એ અવિનાશી તત્વો આપણાં મરણ પછી પણ પોતાનું કાર્ય કરે છે, અને ગુજર પામેલું માણસ મરણ પછી મનનાં ભૂવન ઉપર જાય છે, અને જે રીતે આ દુન્યામાં મનનો ઉપયોગ કીધો હોય છે, તે પ્રમાણેની હાલતમાં તે જેહાનમાં જીંદગી ગુજારી શકે છે. માટે આ જાણ્યા પછી આપણે કેવી રીતે આ દુન્યામાં જીંદગી ગુજારવી યાને જીંદગીની ખરી નેમ શું છે તેનો ખ્યાલ આવે છે.

---

ભાગ (૫) મો.



# ગુજરેલાં સાથના સંદેશા
વડે
# મરણ પછીની હાલત.

# પ્રકરણ ૧ લું.

## ગુજરેલાં રૂહના ફોટોગ્રાફો અને તેઓ સાથની વાતચીત.

### હાલની સદીની મહાન ફત્તેહ.

હજારો વર્ષો થયાં માણસ જાત પેલી જહાન, અને પોતાનાં પ્રિય ગુજર પામેલા કયાં હશે? તેઓની હાલત શું હશે? એ સર્વે સવાલોના જવાબ મેળવવા અને એ વિષે જાતી અનુભવ મેળવવા અત્યંત ઈંતેજારી દેખાડતાં રહયાં છે. ઘણાક ફિલસુફોએ પોતાની મનની કલ્પનાથી એ સવાલોના જવાબ આપ્યા છે, પણ માત્ર કલ્પના હોવાથી લોકોને તેઓના જવાબથી સંતોષ મળતો હતો.

પેગમબરોએ એ સવાલોના જવાબ આપ્યા હતા, પણ જે અનુભવ તેઓને થયો હતો તે બીજાઓને થતો ન હતો, તેથી અને હાલમાં જેમ જેમ માણસનું મન કેળવાતું જાય છે, તેમ તેમ તેઓ દરેક બાબદના ખાત્રીપુર્વક પુરાવા મળે નહીં ત્યાં સુધી તે ચીજો માનવી એ વહેમ સમજે છે. અગાઉના લોકો ફકત યકીનથી દરેક ચીજો માનતા હતા, પણ હાલના કેળવાયલા માણસો દરેક ચીજો ઉપર પોતાનું બુધ્ધિબળ વાપરે છે અને તરેહવાર સવાલો પુછી ખાત્રી કરવા માંગે છે અને જ્યારે તેઓના સવાલોના ખાત્રીપુર્વક જવાબો મળતા નથી, ત્યારે તેઓ ધર્મની કેટલીક બાબદો પણ માનવાને ના પાડે છે. આવા જમાનામાં જુવાન્યાઓનાં મન દામાદોળ થઇ જાય છે અને તેઓમાંથી નીતિ-ભકિતની જીંદગી જતી રહે છે. આવા વખતમાં કેટલાક વિદ્વાન શાસ્ત્રીઓએ ગુજર પામેલાં અને પેલી જહાન વિષેના સવાલો હાથ ધર્યા છે. તેઓ માટે મંડળો સ્થાપ્યાં છે, અને વર્ષો સુધી તપાસ કરી સેવટે શાસ્ત્ર વિદ્યાને આધારે પ્રયોગો કરી આ સવાલોના જવાબ પુરવાર કરી આપ્યા છે, તેથીજ આપણે

**આ સદીની મહાન ફતેહ ગણીશું.** જાણીતા વિદ્વાન વોલેસ, વીલયમ સ્ટેડ, માયર્સ, સર ઑલીવર લૉડજ, જૉન લોબ ગુજરેલાનાં ફોટોગ્રાફ પાડવાને અને તેઓ સાથે વાતચીત કરવાને ફત્તેહમંદ નિવડયા છે. જે ફોટોગ્રાફો અને વાતચીત જ્યાં આપણે રજુ કરીશું, જેથી સર્વેની ખાત્રી થશે અને એ વિષેના વધુ પુરાવાની જરૂર રહેશે નહીં.

## ગુજરેલાંના ફોટોગ્રાફો.

હાલની સદીનો જાણીતો શાસ્ત્રી ઑલફ્રેડ રસલ વોલેસ જણાવે છે કે "I got perfectly recognisable photograph of my own mother, which was utterly unlike any picture taken of her during her life."

"મારી માતાનો સંપુર્ણ રીતે ઓળખી શકાય તેવો ફોટોગ્રાફ મેં લીધો છે, જે મારી માતા જીવતી હતી તે વખતના ફોટોગ્રાફોથી તદન જુદોજ છે."

વિલ્યમ સ્ટેડ, સર ઑલીવર લૉડજ અને જોન લોબે પણ ઘણા ફોટોગ્રાફો લીધા છે અને જાહેરમાં તપાસને માટે મુકયા છે.

જોન લોબે લીધેલા ગુજરેલાંના કેટલાક ફોટોગ્રાફો જ્યાં રજુ કરવામાં આવે છે.

## ગુજરેલાંઓ પણ શરીર ધરાવે છે.

Dr. Savage says "So it is perfectly possible, I believe, that the inhabitants of the other world are embodied in some etherial way, we, perhaps, cannot understand to-day, and that they thrill and throb with life, in comparison to which this life of ours may seem to them almost a sleep."

ડૉ૦ સેવેજ ગુજરેલાંના ફોટોગ્રાફ વિષે લખતાં જણાવે છે કે "હું ધારૂં છું કે આ તદ્દન બનવા જોગ છે, કે પેલી જહાનના રહીશો કોઇ રીતના સૂક્ષ્મ પદાર્થ (ઇથર) નું શરીર ધરાવે છે, જે વિષે હાલ આપણને સમજ પડે તેમ નથી અને તેઓ એવી રીતની જીવતી જાગતી જીંદગી ગુજારે છે, કે આપણી જીંદગી તેઓને લગભગ સ્વપ્ના જેવી લાગે છે." હ્યાં રજુ કીધેલા પેલી જહાનમાં ગયલાં ગુજરેલાંના ફોટોગ્રાફો જે રજુ કરવામાં આવે છે, તે જોતાં માલમ પડશે કે મરણ પછી પણ માણસ શરીર ધરાવે છે. જેનો આકાર આપણાં જડ શરીરના જેવોજ હોય છે. પણ જડ પદાર્થનો નહીં પણ સૂક્ષ્મ તત્વોનો બનેલો હોય છે. તેઓને આપણા જેવાજ આકારની આંખ, નાક, કાન, મોંહ, હાથ, પગ વિગેરે હોય છે.

## ગુજરેલાં સાથની વાતચીત.

જાણીતા વિદ્વાન વિલયમ સ્ટેડે ઘણાંક ગુજરેલાં સાથે વાતચીત કીધી હતી. તેઓ સાથે સંદેશા ચલાવ્યા હતા. તેણે પોતાના ગુજર પામેલા દીકરા સાથે પણ વાતચીત કીધી હતી, જે સર્વે તેણે પોતાના જાહેર લખાણોમાં જણાવ્યું હતું.

સર ઑલીવર લૉડજ નામનો જાણીતો વિદ્વાન ઘણાક ગુજરેલાં સાથે સંદેશા ચલાવવાને ફત્તેહમંદ નિવડયો છે. હાલમાં તેણે પોતાના ગુજર પામેલા દીકરા સાથે સંદેશા ચલાવ્યા હતા, જેનો હેવાલ સેંકડો પાનાના એક પુસ્તકમાં પ્રગટ કીધો છે. જૉન લોબ નામના વિદ્વાને જાણીતા કવિઓ અને ફિલસુફોનાં રૂહ સાથે વાતચીત કીધી છે અને તેઓના ફોટોગ્રાફો લીધા છે, જે આપણે હયાં રજુ કરીશું.

---

## પ્રકરણ ૨ જું.

### ગુજરેલાં સાથે કેવી રીતે સંદેશા ચલાવવામાં આવે છે.

ગુજરેલાં સાથે બે રીતે સંદેશા ચલાવવામાં આવે છે. કેટલાંક માણસોનું શરીર ઘણું તિક્ષણ લાગણીનું હોય છે અને તેઓના જ્ઞાનતંતુઓ એવાં તો ચપળ અને બહારની અસરો લેનારાં હોય છે, કે તેઓના શરીરનો કબજો ગુજરેલાં લઇ શકે છે અને તેની જીભથી ગુજરેલું બોલે છે અથવા તેના હાથોથી ગુજરેલું કાગજ અને પેનસીલ વડે લખે છે.

વીલ્યમ સ્ટેડ અને સર ઑલીવર લૉડજે આ રીતે પોતાના દીકરાઓ સાથે સંદેશા ચલાવ્યા હતા.

જેઓ આ રીતે સંદેસા ચલાવે છે. તેઓ પોતાનાં મનને એકાંત જગામાં એકાગ્રહ કરી રોજ થોડો વખત ગુજરેલાં માટે બંદગી કરે છે અને તેઓ ઉપર પોતાનું મન એકાગ્રહ કરે છે. કેટલાકોને ઘણા દિવસો સુધી આવી કોશેશ કરવી પડે છે, કેટલાકોને તેઓના શરીરમાંથી ગુજરેલાં તરફથી સંદેસા મળે છે, કેટલાકો આવી કોશેશ રાતના કરી ઉંઘી જાય છે, ત્યારે તેઓને સ્વપના મારફતે ગુજરેલાં સાથે વાતચીત થાય છે, કેટલીક વખતે ગુજરેલાંનું રૂહ પોતાનો દેખાવ જાગૃત અવસ્થામાં તેઓને આપે છે.

બીજી રીતમાં આવાં માણસોનું મંડળ થાય છે અને આવી કોશેશ કરે છે. આ બાબદ માટે પાંચથી સાત યા વધુ માણસનું એક મંડળ બનાવવું પડે છે. આ મંડળમાં અરધાં મરદો અને અરધાં સ્ત્રીઓ હોવાં જોઇયે. તેઓની જીંદગી સ્વચ્છ અને નીતિમાન હોવી જોઇયે, અને સાદો ખોરાક ખાનારાં હોવાં જોઇયે અને તેઓ દરેક જણા એક વિચારનાં અને એકેક તરફ પ્રેમ ધરાવનારાં હોવાં જોઇયે, અને આવી મિનોઇ બાબદો

પુર યકીનથી માનનારાં હોવાં જોઇયે. આ મંડળનાં માણુસો એક એકાંત અને સ્વચ્છ ઓરડામાં નિયમીત વખતે ઠેરવેલા દિવસે ભેગાં મળે છે. તેઓ એક ગોળ ટેબલની આસપાસ એક મરદ અને એક સ્ત્રી, એ પ્રમાણે ગોઠવાઇને એક કુંદાળામાં બેસે છે અને એક ચીત્તથી જે ગુજરેલાં સાથે સંદેસા ચલાવા માગતાં હોય, તેની ઉપર પોતાનું મન એકાગ્રહ કરે છે, હર વખતે તેઓ એક કલાક બેસે છે. ગુજરેલાં તરફ સંદેસા કેટલીક વખતે ટેબલની હિલચાલ ઉપરથી મળે છે, કેટલીક વખતે તેઓમાંનો એક જે તિક્ષણ લાગણી વાળો હોય છે તે મારફતે મળે છે, અને કેટલીક વખતે ગુજરેલું પોતે દેખાવ દે છે અને તેઓ સાથે વાતચીત કરે છે.

**ચેતવણી:**—કેટલાક ધર્મોમાં ખાસ કરીને જરથોસ્તી ધર્મમાં ગુજરેલાં સાથે સંદેસા ચલાવા માટે સખત મનાઇ કીધી છે. ગુજરેલાં સાથે આ રીતની કોશેશ કરવાથી તેઓ આ દુન્યા તરફ આકર્ષી રહે છે, જેથી તેઓ મિનોઇ દુન્યામાં આગળ વધી શકતાં નથી અને ઘણાં બેચેન હાલતમાં રહે છે. જે પ્રમાણે એક માણુસ થાકી ગયો હોય અને રાતના આશાયશ માટે ઉંઘતો હોય, અને સુંદર સ્વપનું જોતો હોય તે વખતે જાગૃત કરવામાં આવે છે, તે વખતે તે કેટલો બેચેન બને છે અને ઉશકેરાય છે; કારણુ તેની મિઠી નિદ્રામાં ખલલ કરવા જેવું છે. તે મિનોઇ જહાનમાં આશાયશ લેતો હોય, તે વખતે આવી કોશેશથી તેને આ ખાકી દુન્યામાં જાગૃત કરવા જેવું થાય છે અને તે તરફ તેનાં મનને ખેંચવામાં આવે છે, જેથી તેને મિનોઇ જહાનનું સુખ ભોગવવાને હરકત થાથ છે. માટે ગુજરેલાંને આવી રીતની ખલલ કરવી ફાયદાકારક નથી.

પશ્ચિમ તરફના કેટલાક લોકો હાલની કેળવણીની માઠી અસરના પરિણામે જડવાડી વિચારના થયા છે, તેઓ પેલી જહાનમાં કે ગુજરેલાંના રૂહ વિષે માનતા નથી, તેથી તેઓની ખાત્રી કરી આપવા આવા પ્રયોગો ત્યાં થાય એ વાજબી છે, અને એ માટે થોડા ચોકસ જ્ઞાની માણુસનું મંડળ થવું જોઇયે. પણ સર્વે કોઇએ આવા પ્રયોગો કરવા ન જોઇયે, એ

માટે હું તેઓને સખત ચેતવણી આપું છું, કારણ ગુજરેલાંના રૂહને ગેરફાયદો થાય છે એટલુંજ નહીં પણ એવા પ્રયોગો કરતાં કેટલાક માણસોની મનની સ્થિતિ બગડી જાય છે અને દિવાના થઇ જાય છે, માટે એ પ્રયોગ સર્વે કોઇએ કરવો નહીં.

---

## પ્રકરણ ૩ જું.

---

## ગુજરેલાંનુ શરીર, પેલી જહાન, ત્યાંની હાલત વિગેરેનો જૉન લોબની રૂહ સાથની વાતચીત વડે મળતો ખુલાસો.

### ગુજરેલાંનું રૂહ શરીર અને કપડાં વડે કેમ દેખાવ દે છે.

ગુજરેલાંનું શરીર તો ત્યાં કફનમાં દતાયું હોય છે, તો તેઓ શરીર સાથે પાછાં કેવી રીતે આવી શકતાં હશે? તેઓ કેવાં શરીર વડે પાછાં આવતાં હશે? ગુજરેલાંનું રૂહ જ્યારે આપણી નજર આગળ આવે છે, ત્યારે તેઓ આ દુન્યામાં જેવું શરીર ધારણ કરતાં હતાં, તેવાજ આકારનું શરીર ધારણ કરે છે અને તેવાંજ કપડાં પણ પહેરેલાં હોય છે. આ કેવી રીતે થતું હશે, તેની તપાસ કરવાની જરૂર છે. એ વિષે જૉન લોબ એક ગુજરેલાંના રૂહને સવાલ પુછતાં તેને નીચે પ્રમાણેનો ખુલાસો આપ્યો હતો:—

"ખરી રીતે બોલતાં, આ મનની અસરથી થાય છે. દાખલા તરીકે, જ્યારે રૂહ પાછું આવતાં દુન્યવી પદાર્થના સંબંધમાં આવે છે અને તેઓનું મન જડ શરીરમાં કાર્ય કરે છે કે, તુરતજ દુન્યવી પદાર્થમાં

છેલ્લે જે હાલતમાં હતો, તેનો ખ્યાલ તેને આવે છે. તેની યાદદાસ્તમાં તે ખુલ્લાં રહેલાં હોય છે. તેનો પોશાક, તેના સાધારણ દેખાવ, તેને લગતા બનાવો, એ સર્વે ખુલ્લાં તેમાં હોય છે. કોઇબી ચીજની ઉપર મજબુત વિચાર કરવાથી જે આકાર તેઓ ચાહે તે આકારમાં કપડાંથી સજ થઇ શકે છે. તેઓ કેવો પોશાક પહેરતા હતા, કેવી રીતે વાળ ઓળતા હતા, વિગેરે, તેઓને યાદ હોય છે. હવામાંથી જે તત્વો પોતાની આસપાસથી મેળવવા માંગતાં હોય તેને પોતામાં ગુહવાની શક્તિ તેઓ ધરાવે છે. નાના બાળકોનાં રૂહને પણ તેમ કરતાં આવડે છે."

## ગુજરેલાંને પોશાક.

જૉન લોબ જણાવે છે કે ગુજરેલાંનું રૂહ પોશાક પેહેરીને આવે છે. પવિત્ર અને સુખી રૂહો, લાંબો ચળકતો જભ્ભો અને કમ્મરે પટા સાથે દેખાવ દે છે. રૂહો પેલી દુન્યામાં માણસનો આકાર ધરાવે છે, અને તેઓનો પોશાક તેઓની મિનોઇ હાલત ઉપર આધાર રાખે છે. તેઓ કેવાં છે, તે ત્યાં સર્વે કોઇ જોઇ શકે છે. સારાં રૂહો દાઘ વગરના સફેદ જભ્ભામાં સજ થઇ રહે છે.

**રૂહનો પોતાનો ખુલાસો:**—"મિનોઇ જહાનમાં જે પોશાક પેહેરવામાં આવે છે, તે જેઓએ માત્ર દુન્યવીજ જીંદગી ગુજારી હોય છે તેઓનો પોશાક કાળા રંગનો હોય છે, જ્યારે જેઓએ મિનોઇ જીંદગી ગુજારી હોય છે, તેઓનો પોશાક ઝળકાતવાળો હોય છે. અમોએ દુન્યાના જાહોઝલાલીવાળા માણસો જોયાં છે કે જેઓ મોટા મહેલોમાં રહે છે અને ગતો જભ્ભો પેહેરે છે, પણ અમોએ તેઓને મિનોઇ દુન્યામાં એકલાં દાખલ થતાં જોયાં છે. તેઓ સકલાતના ચીહરાં પહેરેલાં માલમ પડે છે અને ફોકટમાં પોતાની મિનોઇ એબ ઢાંકવાની કોશેશ કરે છે. જ્યારે સારી જીંદગી ગુજારનાર એક ભિખારી સફેદ જભ્ભો પેહેરી મિનોઇ દુન્યામાં દાખલ થાય છે. જેઓ નમનતાઇથી વર્તે છે, પોતાના

જાતભાઈ તરફની ફરજ બજાવે છે, માયાળુ કાર્ય કરે છે, રડતાંના આંસુ નુંછે છે, દુઃખીઓને રાહત આપે છે, તેઓનો પોશાક મિનોઇ જહાનમાં ઝળકાતવાળો સફેદ હોય છે."

## રૂહ પદાર્થ ઉપર કેટલું બળ ધરાવે છે?

રૂહ પદાર્થ ઉપર જે કાબુ ધરાવે છે, તેથી તેઓને નકકર પ્રવાહી અને હવાઇ રૂપી અણુઓ, જે શરીરના અવયવનું બંધારણ કરે છે, તેને જડ કરવાને શકિતવાન બનાવે છે. તેઓ મનાઇ નહીં શકાય એવી ઝડપથી એક ચીજને ઉત્પન્ન કરે છે અથવા ભાંગી નાંખે છે. એક નકકર શરીરને બીજામાંથી પસાર કરે છે, અથવા તો મરજી પ્રમાણે તેઓને જાહેર કરે છે અથવા અણદીઠ બનાવે છે. તેઓ પદાર્થને એવી રીતે ગુંઠે છે, કે આ પૃથ્વિ ઉપર તેઓએ જે પોશાક પહેરયો હોય તેવોજ પોશાક બનાવી શકે છે.

**રૂહના શરીરનું જડ થવું:**—જેઓ રૂહને આ દુન્યામાં તેડે છે, તેઓનાં શરીરમાંથી જે પ્રવાહ નિકળે છે, તેમાંથી રૂહ શકિત મેળવે છે અને પોતાના શરીરનું બંધારણ કરે છે. રૂહ પોતાની ઇચ્છાનાં બળથી જે તત્વોથી આકાર બન્યો હોય છે તેને પોષણ કરે છે. સાંધન કરનારાઓનાં દરેકનાં શરીરમાંથી ૬૦) થી વધુ રતલના તત્વો રૂહ ખેંચી લેય છે. આ રીતે રૂહ આપણાં હાથને લાગી શકે એવું જડ શરીર ધારણ કરી આપણને દેખાવ દે છે.

કેટલાંક રૂહો, મરણ પછી પણ માણુસ હૈયાતી ભોગવે છે, તે માણસોને જણાવવાને આતુર હોય છે અને તેઓ તે માટે રસાયણ શાસ્ત્રનું ગ્નાન ધરાવે છે અને પોતાનાં શરીરને જડ બનાવી આપણને દેખાવ દેવા માટે ઘણાક પ્રયોગો કરે છે.

**રૂહને સવાલ:**—જડ થયલાં શરીરવાળાં રૂહને કલેજું, ફેફસાં, હોજરી વિગેરે સર્વે અવયવો હોય છે કે?

**રૂહનો જવાબ:—**તેઓને હોય છે, પણ સર્વે અસંપુર્ણ હોય છે, કેટલાકોને ઉપલા અવયવોની ફકત કિનારીજ હોય છે. એ છતાં જડ થયલા રૂહના ફેફસાં સંપુર્ણ બનેલાં હોય છે, કારણ વાતચીત કરવાને માટે ફેફસાંની જરૂર પડે છે. આ રીતનું બંધારણ થયું હોય છે, તો તેઓ શ્વાસ લઇ શકે છે, નહીં તો કે નહીં. એથી વધુ જડ થયલાં રૂહનું શરીર લોહી અને માસનું બનેલું હોતું નથી. જે પ્રમાણે તીડો (Locusts) નાં શરીરનાં તત્વો હોય છે, તેવાં તત્વોનું હોય છે. રૂહના બહારના દેખાવ ઉપરથી તેમ માલમ પડતું નથી. રૂહને હૃદયનું બંધારણ કરવું મુશ્કેલ થઇ પડે છે, તેથી હૃદય માલમ પડતું નથી, આથી રૂહો ફીકકા ચહેરાનાં હોય છે. કલેજાંની પણ જરૂર માલમ પડતી નથી; સિવાય કે રૂહને પોતાની મરજીનું બળ દેખાડવા જોઇતું હોય. ફેફસાં સાથે હોજરીનું પણ બંધારણ થયલું હોય છે, કારણ તે અવાજ કહાડવાને મદદ કરે છે. ચાલુ કોશેશથી સંપુર્ણતાએ પુગાય છે. જો રૂહને નિયમીત સાધન કરનાર મળે છે, તો બરાબર આ બાકી શરીરની માફક પોતે જડ થઇ શકે છે.

## મોત પછી શું ફેરફાર થાય છે?

(એક રૂહે આપેલી સમજણ.)

"મોત કાંઇ આત્માની હૈયાતીનું નાશ થવું નથી, પણ મિનોઇ દુન્યામાં દાખલ થવાનો દરવાજો છે. મોત પછી મન વિચાર કરવાનું ચાલુ રાખે છે, તેજ સ્વભાન ધરાવે છે, આ દુન્યામાં તેને જે જે ગુણોથી બીજાથી ઓળખી શકાય છે, તે સર્વે ગુણો તે ધરાવે છે. મિનોઇ દુન્યા, એ જીંદગીની વ્યવસ્થાનું બીજું પગઠયું છે. જે ફુલોને પાનખર રૂતુમાં તમે મુવેલાં ધારો છો, તે વસંત રૂતુમાં પાછાં ખીલી નીકળે છે, તેજ પ્રમાણે મોત પછી આત્મા પાછી નવી જીંદગી શરૂ કરે છે અને હંમેશગીનો પોશાક પહેરે છે. મોત ખરેખર તો આત્માનો જન્મ છે, અને દુ:ખ, આફત અને મુસીબત જે તેની આસપાસ હોય છે તેમાંથી છુટકારે આપે છે. મિનોઇ દુન્યામાં દરેક આત્મા આગળ વધે છે. આત્મા પગઠિયે

પગથિયે જ્ઞાનમાં અને સદ્ગુણમાં આગળ વધે છે. આ દુન્યામાંથી જેઓ મિનોઇ દુન્યામાં જાય છે, ત્યાં દરેક આત્માને અનુસરે તેવાં મિનોઇ જીંદગી ગુજારવાનાં પગથિયાં છે. રાજા અથવા ફકીરની જગ્યા, તેઓની મિનોઇ દોલત અથવા આત્માની ગરીબાઇ ઉપર આધાર રાખે છે."

## મરણ પછીની હાલત.

(રૂહનો ખુલાસો.)

"મન જે અવિનાશી છે, તે જ્યારે માણસ આ દુન્યા છોડી જાય છે, તે વખતે જે હાલતમાં હોય છે, તેવીજ હાલતમાં ત્યાં હોય છે અને તેની નવી જીંદગીમાં તેની લાયકાત મુજબનાં મિનોઇ ભુવન ઉપર દાખલ થાય છે, દાખલા તરીકે, પૃથ્વિની સપાટી ઉપરથી તે ૬૦) થી ૧૦૦) માઇલ સુધી હવા હોય છે, તેની ઉપર હજારો માઇલ સુધી વિજળીનું વાતાવરણ હોય છે, જેનું પ્રમાણ અથવા શોધ હાલની વિદ્યાથી થઇ શકતું નથી. તે છતાં હૈયાતી ધરાવે છે, એ ખાત્રીપુર્વક છે.

મિનોઇ હૈયાતીનું પહેલું ભુવન પૃથ્વિની આસપાસ હોય છે અને તે હવામાં મિશ્રણ થયલું હોય છે, અને તેના સૂક્ષ્મ તત્વોનું બનેલું હોય છે અને પૃથ્વી ઉપરના માણસોની દિલસોજીથી પોતાનું બળ અને પોશણ મેળવે છે. આ પૃથ્વિની લગોલગનું ભુવન, જે રૂહો પોતાનું શરીર છોડી આવે તે અગાઉની તેઓની નીતિની હાલત જે પ્રમાણની હોય છે, તે પ્રમાણનું વધુ અથવા ઓછું અંધકારવાળું હોય છે, અને જ્યારે તમારો મિત્ર આ ખાકી દેહ છોડી જાય છે અને મિનોઇ શરીર અખત્યાર કરે છે, ત્યારે તેનું રૂહ આપણે નહીં વિચારી શકયે અને પુગી શકયે એવાં ઘણાજ દુરના ભુવનમાં જતું નથી, પણ તે મિત્રની ઉંચ અથવા નીચ ખાસ્યતના પ્રમાણમાં તે દુન્યાની નજદીક અથવા દુર રહે છે.

**દુન્યવી મોજમજાહ:**—"જો તે મિત્રમાં દુન્યવી મોજમજાહની ખાહેશ પ્રબળ હોય છે, તો, જ્યાં સુધી પોતામાં સુધારો કરે નહીં.

ત્યાં સુધી તે આ દુન્યાના પોતાનાં રહેઠાણ અથવા આસપાસનાઓ સાથેજ રહેશે અને પોતાની જડવાડી જીંદગી જે આ દુન્યામાં ગુજારી હોય છે, તેના વાદળાંમાં ઘેરાયલો રહે છે. અને આ હકીકત આપણે છુપાવી શકતા નથી કે જે પ્રમાણમાં તેના વિચારો સારા અથવા માથા હોય છે, જે પ્રમાણમાં તેની જીંદગી ઉંચ અથવા નીચ હોય છે, તે પ્રમાણમાં તે મિનોઇ જીંદગીમાં ઉંચ અથવા નીચ માલમ પડશે, અને તેનાં પ્રગટીકરણ અને આચારવિચારનાં જેવાંજ મિનોઇ મંડળમાં તેને આવકાર મળે છે."

## પવિત્ર માણસોનુ મિનોઇ દુન્યામાં રહેઠાણ કેવું હોય છે!

( રૂહનો ખુલાસો. )

પવિત્ર માણસનાં રૂહોનાં મિનોઇ દુન્યાના રહેઠાણની ઘણી સુંદરતા અને નહીં બોલી શકાય એવા મહિમાનું માણસજાતની ભાષામાં વર્ણન આપવું અશકય છે. ખાત્રી આપવા ફકત આટલું કહેવું બસ છે, કે સ્વપનામાં પણ ધારી શકો નહીં તેના કરતાં પણ દસ ઘણા વધુ આશીર્વાદ સમાન પેલી દુન્યાની જીંદગી છે. મિનોઇ વાતાવરણ પવિત્રાઇનું છે. પણ સંપુર્ણ પવિત્રાઇ નહીં. મિનોઇ દુન્યા જો કે આનંદ ઉપજાવનારી છે તોપણ ત્યાં સંપુર્ણતાની ટોંચે જવાતું નથી. માણસની ખાહેશની હદ ન હોવાથી, ત્યાં રૂહો સંપૂર્ણતાની ટોંચે ચહડી શકતાં નથી. ત્યાંના રહીશો એક મોટાં મંડળમાં એકઠાં થાય છે, જ્યાં આત્મા, મન, અને ઇશ્વરી અંશની ઐકયતા હોય છે. ત્યાં જાત ન્યાતનો તફાવત જડમુળમાંથી નિકળી જાય છે, ત્યાં મોટાં કે નાના હોતાં નથી, પણ સર્વે એકસરખા હોય છે, અને સર્વે સચ્ચાઇ અને પ્રેમથી એકેકને જીવન શકિત આપે છે. મિનોઇ ભુવનમાં દુન્યવી સ્વાર્થી પ્રેમ હોતો નથી, પણ તદન નિર્મળ ઉંચ પ્રકારનો પ્રેમ હોય છે. ત્યાંના રહીશોમાં મિનોઇ અસરો એવી તો પ્રસરી રહેલી હોય છે, કે તેઓની ચાલચલણમાં તમો જેઓને બદી કહો છો, તે મુદલ માલમ પડતી નથી. ત્યાંની સંસારી હવા એટલી તો મિનોઇ અને સૂક્ષ્મ હોય છે, કે જે આત્મામાં નિર્મળ પ્રેમ હોતો નથી, તેઓ એ હવા દમમાં

લઇ શકતા નથી. રૂહો મિનોઇ જહાનમાં ઉંચે ચહડે છે; કારણુ તેઓમાં સારી અને ભલી ખાસ્યતો એટલી સારી રીતે ખીલેલી હોય છે, અને એટલી તો સુંદર રીતે પંઠરાયલી હોય છે, કે તેઓને એકદીલી અને ઐક્યતાના પહેલાં ભુવનના રહીશોના સાથી થવાને લાયક બનાવે છે, કે જેનો પાયો મિનોઇ ખીળવણીની હકુમત ઉપર રચાયલો છે. ધણા ઉંચ ભુવનનાં રૂહો પોતાથી ઉતરતાં ભુવનના રૂહોની મુલાકાત લે છે.

## માણસનું મોત આવવાની મિનોઇ જહાનમાં ખબર પડે છે.

"દરદ, અકસમાત, કહોવાટ, ખુન, કે આપઘાતથી મરણુ થવાનું હોય છે, તેની એક મહિના અગાઉથી મિનોઇ જહાનમાં ખબર પડે છે. ચોકીબાન ફ્રેસ્તાઓને સંભાળ રાખવા, તપાસ રાખવા અને ખાકી શરીરમાંથી આત્માને લેવાનું કામ સોંપવામાં આવેલું હોય છે. આ અણુદીઠ મિત્ર–રૂહો સારા અથવા માથાં કહેવાતા ગુજરેલાં સાથે એક સરખી રીતે રહે છે. કેટલાક દાખલાઓમાં શરીરમાંથી છુટા થયલાં રૂહો જે સ્થળ આગળ મરણુ પામ્યાં હોય છે, ત્યાં પોતાનાં મિત્રો સાથે વાતચીત કરવાની કોશેશ કરવા ફોકટમાં ત્યાં ભમ્યા કરે છે. ગુજરેલાંના મુડદાં આગળ જેઓ રૂડન કરે છે, તે ગુજરેલાંને અજાયબ જેવું લાગે છે, કે તેઓ તે ખાલી ખોખાં-બહારના પેહરણુ આગળ શા માટે રૂદન કરતાં હશે. થોડોક વખત ગુજરેલાં પોતાનાં જુનાં સ્થળ આગળ ભમ્યા કરે છે, પણુ પાછળથી રખેવાળ ફ્રેસ્તાઓની મદદ વડે તેઓને ખુદાની મિનોઇ રોશની અને પ્રેમના સ્થળમાં લઇ જવામાં આવે છે.

## આપણા વહાલાં ગુજર પામેલાં આપણા ઘરમાંજ રહે છે.

( રૂહનો ખુલાસો. )

તમારૂં રક્ષણુ કરનારાં તમારાં વહાલાં ગુજર પામેલાંજ છે. તેઓ તમારાં ઘરમાંજ રહે છે. તેઓ તમારાં માબાપ, તમારાં બચ્ચાંઓ, તમારાં મિત્રો, જેઓ આ દુન્યા છોડી ગયા છે, તેઓજ છે. તેઓ કેમ જીંદગી

ગુજારે છે તે જાણવા તમે ઇંતેજાર છો. જો તમારો મિત્ર તમને છોડી દુર દેશમાં જાય છે, તો તે ત્યાં કેમ જીંદગી ગુજારતો હશે તે જાણવાને તમારૂં મન તત્પર રહે છે. તમને જણાવવામાં આવ્યું છે કે તમારૂં વહાલું ગુજર પામ્યું છે, અને તેનાં ભવિષ્યમાં જોવું ખોટું છે. પણ હવે તે પડદો ખુલી ગયો છે. તમે જેને મુવેલાં ધારો છો તેઓ તો પોતાની નવી જીંદગીની ખબરોને અને માયાળુ સંદેશા સાથે આ દુન્યામાં પાછાં ફરે છે. જે પ્રમાણે તમારી આ જીંદગી તમારી ઇંદ્રીઓને ખરી લાગે છે, તે પ્રમાણે તેઓ ખરેખરી દુન્યામાં જીવે છે અને તેઓની મિનોઇ ઇંદ્રીઓને તે સત્ય લાગે છે. પણ અમારે માટે ભુલ કરતા ના; યાદ રાખજો, તમે હંમેશાં મિનોઇ ઇંદ્રીઓને ખાકી ઇંદ્રીઓથી જુદી રાખજો. ગુજરેલાંઓનું ભુવન તેનાં તત્વો અને બંધારણમાં, ઇંદ્રીઓ વડે જોતાં તદ્દન ઉલટું લાગે છે. ખાકી દુન્યા પદાર્થની બનેલી છે અને તેની હૈયાતી શારીરીક ઇંદ્રીઓ વડે જાણી શકાય છે. બીજા હાથ ઉપર મિનોઇ દુન્યા માનસિક છે; પણ યાદ રાખજો, જે ઇંદ્રીઓને માનસિક લાગે છે, તે રૂહોને પદાર્થરૂપી લાગે છે, અને પદાર્થ માત્ર નાશવંત અને ફેરફાર થવાવાળો હોય છે, જ્યારે મન અમર છે અને તેનાં પરીણામે મિનોઇ ભુવનમાં પદાર્થરૂપી ચીજ હોતી નથી. અમો તમને કહી શકયે કે અમો જ્ઞાન મેળવ્યે છીયે, જીંદગીની ભુલ સુધાર્યે છીયે, બીન કેળવાયલાં રૂહોની રાહબરી કર્યે છીયે, બીમારો ઉપર નિઘાહ રાખ્યે છીયે, જે આત્માઓ શરીર છોડી જાય છે તેઓ માટે રાહ જોઇયે છીયે અને ઘણી રીતે તમારી કાળજી કર્યે છીયે."

## મિનોઇ દુન્યાની હૈયાતીની સાબેતી.

(રૂહનો ખુલાસો)

મિનોઇ દુન્યા હસ્તી ધરાવે છે, તે આ હકીકતથી પુરવાર થાય છે, કે તે દુન્યાના રહીશો જુદે જુદે વખતે આ પૃથ્વિની મુલાકાત લીધી હતી, માણસો સાથે વાતચીત કીધી હતી, રૂહો તરીકે જાહેર થયા હતા અને માણસોએ તેઓ સાથે વાતચીત કીધી હતી. હાલના વખતમાં એ

બાબદોને ફીલસુફી અને વિદ્યામાં રજુ કીધી છે કે જેથી આ દુન્યાના રહીશો પેલી દુન્યાના રહીશો સાથે વાતચીત કરી શકે. વળી એવું જાહેર થયું છે, કે, મિનોઇ દુન્યા સૂક્ષ્મ તત્વોની બની છે, અથવા આ દુન્યા આપણને જેવી નકકર લાગે છે તેવીજ મિનોઇ દુન્યા રૂહોના મિનોઇ જીંદગીમાં આગળ વધવાના પ્રમાણમાં તેઓને તેમ લાગે છે. મિનોઇ દુન્યા, તમો તેને પહોંચી શકો નહીં તેટલી દુર નથી. તે તમારી દુન્યાની આસપાસ છે, તે જગ્યા ધરાવે છે અને ગ્રહોના વચમાંના ભાગમાં રહે છે. પણ તમો કહો છો કે તમે મિનોઇ દુન્યા જોઇ શકતા નથી પણ તમે હમણાં દમમાં જે હવા લેવો છો, તે પણ જોઈ શકતા નથી, વળી વિજળીને પણ જોઇ શકતા નથી, શિવાય કે તે નકકર પદાર્થના સંબંધમાં આવે. વળી તમે હવાની અંદરનો જડ પદાર્થ પણ જોઈ શકતા નથી. આ ઓરડામાં અસંખ્ય ચીજો છે, જે તમે જોઇ શકતા નથી, અને તે છતાં જો તેઓને કહાડી નાખવામાં આવે તો, તમારૂં શારીરીક મોત ઉત્પન્ન થાય."

## મિનોઇ દુન્યામાં રૂહો શું કામકાજ કરે છે?

(રૂહનો ખુલાસો.)

"તમે એમ ધારતા હશો કે આ દુન્યાની જીંદગી અને મરણ પછીની જીંદગીમાં ઘણો તફાવત હોવો જોઇયે; કારણ આ જીંદગીમાં આપણ જીવતાંને માટે જરૂરીયાત કામકાજ કરવું પડે છે, જ્યારે મરણ પછી આવુ કામકાજ કરવાની જરૂર પડતી નથી, એમ ધારવું ભુલભરેલું છે. કેટલાકો ધારે છે કે ત્યાં કામકાજ કરવાની જરૂર ન હોવાથી, ત્યાં કાંઇ કરવાનું નથી. જ્યારે તેઓ મિનોઇ દુન્યામાં દાખલ થાય છે, ત્યારે તેઓ તુરતજ પોતાની ભુલ જુવે છે; કારણ તેઓ ત્યાં શિખે છે કે કામકાજ વગર સુખ મેળવી શકાતું નથી. તમારી આ જીંદગીમાં કામકાજ વગર તમે ઘણા દુઃખના ભોગ થઇ પડો છો. જ્યારે બન્ને દુન્યામાં કાંઇ પણ કાર્ય કરવાની જરૂર હોય છે. તો પછી સવાલ એ ઉત્પન્ન થાય છે કે મિનોઇ

દુન્યામાં કયું કાર્ય માણસને વધારે ફાયદાકારક થઇ પડે? અમો જવાબ આપ્યે છીયે, કે જે કાર્ય તે હયાં આવી ચાલુ રાખી શકે તે કાર્ય. કોઇપણ રીતે ભલું કરો. વિચાર કરો કે લ્યાં અસંખ્ય બાળકો આવે છે તેને ઉછેરવાની, સંભાળવાની, કેળવણી આપવાની જરૂર પડે છે, દુન્યા તરફ ખેંચાઇ રહેલા અસંખ્ય રૂહોને મદદ કરવાની, દુઃખી રૂહોની રાહબરી અને જ્ઞાન આપવાની જરૂર પડે છે. મિનોઇ જીંદગીમાં પણ ઘણી રોકાણ હોય છે."

## મિનોઇ દુન્યામાં શાસ્ત્ર વિદ્યાનો અભ્યાસ અને શોધખોળો.

(રૂહનો ખુલાસો.)

"તમારે મળતી શાસ્ત્ર વિદ્યાની પ્રયોગશાળા અમો તરફ પણ છે, જ્યાં જેઓ એવી રીતની મનની વળણ ધરાવે છે, તેઓ ત્યાં પ્રયોગો કરે છે અને અમને તેનાં પરીણામનો લાભ આપે છે."

શાસ્ત્ર વિદ્યાનો સઘળો અભ્યાસ, શોધખોળ અને તેની અમલ્યાત તમારાં ભુવનના માણસ જાતની બેહેતરી માટે કરવામાં આવે છે. જે જીવતી ચીજો હાલમાં હૈયાતી ભોગવતી નથી અને તે ઘણાજ અસલના વખતમાં હૈયાતી ભોગવતી હતી, તેનો અભ્યાસ, અમો તમારી માફક ભુસ્તર વિદ્યા પ્રમાણે તેઓના આકારો અને ચીજો ઉપર તેઓના છાપ પડેલા હોય છે, તેઓ ઉપરથી નથી કરતાં પણ તમારા અને અમારા નમુનાઓમાં ઘણો તફાવત હોય છે. તમારા નિર્જીવ અને જડ હોય છે અને એક વખતની જીવતી ચીજના ખોખાં અને કોટલાંના હોય છે; પણ અમારા તો તેઓ રૂહની જીંદગીથી જીવતા જાગતા હોય છે, અને તેથી તેઓ જીંદગીમાં જે અસલ આકાર ધરાવતા હતા, તેના બરાબર નમુના અમો સનમુખ રજુ કરવામાં આવે છે. અમો તરફની જીંદગીમાં આવાં કેટલાં કાર્યો તરફ અમારૂં આકર્ષણ થાય છે."

## લગન આ દુન્યાનાં અને બેહેશ્તનાં.

(રૂહનો ખુલાસો.)

"ઘણીક વખતે લગન થોડા વખતની અને જાતી સગવડને ખાતર કરવામાં આવે છે, જો કે થોડાક દાખલામાં એકેકના હૈડાંનાં જોડાણથી થાય છે. કેટલાક દાખલાઓમાં એક સારંગી જે પોતાનું મધુર ગાયન રજુ કરતું નથી, તે જ્યારે બીજા સાથે જોડાય છે, ત્યારે તે સાથે સુર મેળવી શકે છે. પણ કેટલી વખતે તમે જોયું હશે કે જેઓને દરેક રીતની શારીરીક સગવડ હોય છે, કોઇબી રીતની જીંદગીમાં તકલીફ હોતી નથી, તેઓ અભાવ ઉત્પન્ન કરનારા સાથી સાથે જોડાઇ કેવાં મુન્જાય છે, કેવાં મનનું દુઃખ ભોગવે છે! માણસ મરી જાય અને સુંદર મિનોઇ જહાનમાં જાય, તે માટે વિલાપ કરવાને બદલે, આવાં લગન માટે આપણે અત્યંત ખેદ બતલાવવો જોઇયે, કારણ કે જ્યારે હૈડાંઓ આવી જીવતી ઘોરને શરણ થાય છે, ત્યારે આત્મા જે વાતાવરણમાં બંધાઇ જાય છે તે તેને માટે નાશકારક હોય છે. તે વખતે એક જંગલી રોપો એક સુંદર ફુલની આસપાસ વીંટલાય છે અને જ્યાં સુધી તે કરમાઇ જાય છે અને ખાકી આંખોથી ગુમ થઇ જાય છે, ત્યાં સુધી તેને કચડીને તેનો નાશ કરે છે."

## મિનોઇ દુન્યામાં લગન થાય છે કે?

"પેલી જહાનમાં લગન થાય છે, પણ આ દુન્યાની માફકના નહીં. મોતના ફેરફારથી આ ખાકી ભુવન ઉપરનું શરીરી જોડાણની નેમોનો અંત આવે છે, પણ જે પ્રમાણે તમારી દુન્યામાં પરણનાર સ્ત્રીને ભોગને માટે સુંદર પોશાક અને ઘરેણાંથી સજ કરવામાં આવે છે વિગેરે તેમ નહીં.

"સુંદર સફેદ પોશાકમાં ખુશાલ સવારને આવકાર દે છે."
"માત્ર તે મોતદાયક દિવસને માટે વિલાપ કરવાને માટે."

"આ રીતના તકલીદી મુદતનાં લગન પેલી જહાનમાં થતાં નથી, પણ ત્યાં તો જેવી હાલતમાં માણસ હોય, તેવી હાલતમાં તેનાં મન, જીગર

અને આત્માનાં હંમેશગીનાં જોડાણુથી થાય છે. તમારી દુન્યામાં તેણીનો દેખાવ અને દરજ્જો રાણી જેવો હોય છે, તેણીને કુમારીકાના બુરખામાં પરણવાને માટે દેવળમાં લઇ જવામાં આવે છે. અફસોસ! તેમજ હોવું જોઇયે, પરણેલી જીંદગીનો તે વખત અને તે પછીનો થોડો વખત સર્વેથી સુખી વખત હોય છે. અરે! તે શણગારેલું ચિત્ર, ઘોળ ચહડાવેલું પુતળું, તે કમનસીબ વખતે તેને ફુલોથી શણગારવામાં આવશે નહીં. ઓ! તમે બીન શકમંદ જીવડા, તમે જેને પ્રેમ અને વફાદારીથી તમારો વચન આપો છો તેને જ્યારે તમે ખરી હાલતમાં આત્મા વડે જોશો, ત્યારે તે વચનમાંથી મુક્ત થવાને તમારો જીવ તલપી રહેશે. આ ખોટા દેખાવો, દુર થાવો! હું તમને કાળામાં કાળો ચીતારીશ. આ દુન્યાદારીના રીવાજોને રાજી ખુશીથી ભોગ થઇ પડો, તે અગાઉ વિચાર કરજો, આખી જીંદગી સુધી વચનથી બંધાવો તે અગાઉ ખુબ વિચાર કરજો, તમારા પ્રેમના અને આત્માના ગુણોની ખુબ સંભાળ રાખજો, કારણ તેઓ હંમેશગીની ભેટ છે. મિનોઇ દુન્યાનાં જોડાણને પ્રેમ અને આત્મીક આકર્ષણના અમર તાળાં શિવાય બીજી કોઇ પણ રીતનું બંધન હોતું નથી, જેની ચાવીપર કદી પણ કાટ ચહડતો નથી અને તે ઉપર જરા પણ ખામી આવતી નથી.”

## બીજીવારનાં લગનમાં મિનોઇ દુન્યામાં પહેલાંનો કે બીજાંનો હક રહેશે.

જૉન લોબ લખે છે કે “થોડાક વખતની વાત ઉપર એક ભાષણ મેં આપ્યું, તે પુરૂં થયું કે એક સ્ત્રી જે બીજીવાર પરણી હતી તે મને પુછવા લાગી કે મિનોઇ દુન્યામાં પહેલો ભરથાર કે બીજો ભરથાર મારી ઉપર હક ધરાવશે. આ બાબદમાં ક્રાઇસ્ટને સેડયુસીસોએ જે સવાલ પુછયો હતો તે જાણવાને કહ્યું. તેઓએ ક્રાઇસ્ટ આગળ એક સ્ત્રીએ સાત ભરથાર કીધા હતા તેનો દાખલો રજુ કરી તેને પુછયું કે મિનોઇ જહાનમાં કયો ભરથાર તેણીની ઉપર હક ધરાવશે. પેગમબરે જણાવ્યું કે આ દુન્યાની જીંદગી ખતમ થવા પછી લગણની મતલબોને પણ અંત આવે છે.

અને વધુ બોલ્યા "they which shall be accounted worthy to obtain that world neither marry nor are given in marriage. Neither can they die any more, for they are equal unto the angels."

"જેઓ પેલી દુન્યા મેલવવાને લાયકના હોય છે, તેઓ પરણતા નથી અને પરણાવવામાં પણ આવતા નથી. તેઓ વધુવાર મરણ પામતાં પણ નથી, કારણ તેઓ ફરેસ્તાની બરાબરના હોય છે." મેં ઘણી વખત જોયું છે કે પેહલી બાયડી બીજી બાયડીને આશીશ દે છે અને પહેલો ભરથાર બીજાને દે છે. મિનોઈ આકર્ષણ એકેકને હંમેશાં જોડી રાખે છે.

---

## પ્રકરણ ૪ થું.

---

## જાણીતા મરહુમ કવીઓ અને ફિલસુફોનાં રૂહ સાથે મી૦ જૉન લોબની વાતચીત.

### કવી લૉંગફેલોનાં રૂહે પોતાની હાલતનો આપેલો હેવાલ.

કવી લૉંગફેલોનું રૂહ જણાવે છે કે "મારાં મોતનું તેડું આવ્યું અને હું તે તરફ નિકળ્યો. એકાએક મેં આ દુન્યા અને તેની આસપાસની ચીજો વિશેનું ભાન ખોહી દીધું. મોત, જે આ દુન્યાથી બીજી દુન્યામાં જવાનો રસ્તો છે, તે વડે હું એક અંધારા બરફ જેવાં ઠંડાં ભોયરાં (Tunnel) માં દાખલ થયો. જે પ્રમાણે સ્વીટઝરલેંડના બરફથી ભરપુર પહાડો ઉપર પડેલો મુસાફર એકદમ સૂર્યથી પ્રકાશતા ઇટલીનાં ખેતરમાં આવી લાગે છે, તેમ મારી આજુબાજુ ફરી વળેલા અંધકારમાંથી વિજળીની રોશનીના એક ઝરામાં હું ધસ્યો કે જેમાં કાંઇ નહીં સમજ પડે એવી રીતે હું તરવા લાગ્યો; જે પ્રમાણે આપણે રાતના સ્વપનામાં હવામાં





(Reproduced from "Talks with the Dead" by John Lobb. F. R. G. S. F. R. Hist. S.)

**THE SPIRIT FORM OF CHARLES DICKENS.**

**મરહુમ લેખક ચારલ્સ ડીકન્સના રૂહનો ફોટોગ્રાફ.**

(જન્મ ૧૮૧૨, મરણ ૧૮૭૦.) જુવો પાનુ ૧૭૫

**THE SPIRIT FORM OF THOMAS CARLYLE.**

**મરહુમ લેખક ટોમસ કારલાઇલના રૂહનો ફોટોગ્રાફ.**

(જન્મ ૧૭૭૫, મરણ ૧૮૮૧.) જુવો પાનુ ૧૬૫





(Reproduced from "Talks with the Dead" by John Lobb, F. R. G. S. F. R. Hist. S)

THE SPIRIT FORM CF MRS. H. B. STOWE.

મીસીસ એચ. બી. સ્ટોવના રૂહનો ફોટોગ્રાફ.

(જન્મ ૧૮૧૨, મરણ ૧૮૯૬.)

THE SPIRIT FORM OF HENRY WADSWORTH LONGFELLOW.

મરહુમ કવી લૉંગફેલોના રૂહનો ફોટોગ્રાફ.

(જન્મ ૧૮૦૭, મરણ ૧૮૮૨.) જુવો પાનુ ૧૬૨

ઉડયે છીયે તે પ્રમાણે ઉડયો. થોડી પળ મારી જ્ઞાન ઇંદ્રીઓ ઉપર જે સુસ્તી આવી પડી હતી, તે જતી રહી અને એક સુંદર દેખાવ નિહાલતો મેં પોતાને જોયો. મારી આગળ એક સુંદર બગીચો જોયો, જે લીલના જેવો લીલોતરીવાળો હતો અને સૂક્ષ્મ પદાર્થના ઝાડોથી શણગારેલો હતો, જેનાં સંખ્યાબંધ નાનાં પાદડાં વિજળીક હવાથી હિલચાલ કરતા હતાં અને ફુવારામાંથી જે પ્રમાણે પાણીની સેહેરો ફુટે છે તેમ ફુટતાં હતાં.

ત્યાર પછી જે પ્રમાણે દરિયાના મોજા ઉપર સફેદ ફિણ આવે છે, તે પ્રમાણે મારી પૃથ્વિપરની હૈયાતીમાં મારા સર્વે મિત્રો ગુજર પામ્યા હતા, તેઓની યાદ મારાં મન ઉપર એકઠી થવા માંડી. આ પછી મારી જુવાનીના વખતના મિત્રો અને મારી વ્હાલી બાયડીને જોવાની અત્યંત ઇચ્છા થવા લાગી; જ્યારે હું આવાં ધ્યાનમાં પડયો, તે વખતે પાણીના ધસી આવવા જેવો, અથવા બાળકોના ખુશાલ હસવા જેવો અવાજ સંભળાયો. નજદીક અને નજદીક તે આવવા લાગ્યો અને એક સુંદર ગાયણમાં તે અવાજ ફેરવાઇ ગયો, તેમાં રોઝીની અને બેલીના જેવી મધુરતા અને ફ્રેનડેલ અને મોઝાર્ટના ઉત્તમ ગાયનોના સુંદર સરોદો આમેજ થયલા માલમ પડતા હતા.

જેવો આ સરોદ નરમ પડયો કે એક ગાયણ કે જેના શબ્દો મને જાણીતા હતા, તે ગાયનનો મોટો કોરસ ઘણાજ જીવડાઓ ગાતા હતા તે સંભળાયો. આ શબ્દોએ લોકોનાં હૈયાંમાં લાગણી ઉત્પન્ન કરી હતી, અને માણસના હૈયાં સાથે ખુદાઇ શકિતનાં જોડાંણનો પુરાવો આપતા હતા અને એક સાંકળ માફક માણસને અમર્ગા સાથે જોડી નાખતા હતા, કારણ જે શબ્દો તેઓ ગાતા હતા તે આ પ્રમાણે હતા:—

"Life is real, life is earnest,
And the grave is not its goal;
Dust thou art, to dust returned;
Was not spoken of the Soul."

"જીંદગી સત્ય છે, જીંદગી ખરી છે, અને કબર કાંઇ તેની સેવટની નેમ નથી, તું ખાકનો બનેલો છે અને ખાકમાંજ પાછો જશે."

એમ આત્મા વિશે બોલવામાં આવ્યું નથી."

"આ મારી કવિતાના અગમચેતી આપનારા શબ્દો, મિનોઇ દુન્યાનાં ગાયન સાથે ગવાતાં અને મિનોઇ હવામાં સ્પષ્ટ રીતે સાંભળવાથી નહીં વર્ણવી શકાય એવી ખુશાલીથી મારો આત્મા પ્રફુલીત થઇ ગયો. ત્યાર પછી મારા મિત્રો મારી આસપાસ એકઠા થયા, આગળાં વરસોમાં જે મારા મિત્રોને હું કબરે પહોંચાડી આવ્યો હતો, તે સર્વે મિત્રો ત્યાં હતા, મારી જુવાની અને મોટપણના મિત્રો મારી આસપાસ એકઠા થયા, અમો એક બીજા સાથ વાતચીત કરવા લાગ્યા. આ વધુ સુંદર દુન્યામાં આવવા માટે તેઓ મુબારકબાદી આપવા લાગ્યા. સુંદર વાતચીતમાં તેઓ મને "સોનેરી શેહેર" તરફ લઇ ગયા, કે જે શેહેર સુર્ય અને ચંદ્રમાની દુન્યવી રોશનીથી પ્રકાશતું ન હતું, પણ પરમાત્માના પ્રેમની રોશનીથી પ્રકાશતું હતું."

"બીજી વખતે જ્યારે એક માણસ 'ફ્રેરેસ્તાઓનાં પગથિયાં' (Footsteps of Angels) નામની લૉંગફેલોની કવીતા ગાતો હતો, તે વખતે આ ગુજર પામેલો કવી આવી તેને કહેવા લાગ્યો કે "સાહેબ, મારી કવીતા આવી સુંદર રીતે તમો રજુ કરો છો, તે માટે હું તમને મુબારકબાદી આપું છું. આ કવીતા વિશેના ખ્યાલો મને ફીરેસ્તાઇ દુન્યામાંથી મલ્યા હતા. મોટે ભાગે કવીઓને આ મિનોઇ દુન્યામાંથી બસારત (inspiration) મળે છે, જ્યારે આ ખાકી આત્મા મિનોઇ આત્મા સાથે એક–સુર થાય છે, ત્યારેજ ગાનારો ઘણી મધુરતાથી ગાઇ શકે છે. હાલમાં મારું કાર્ય તમારી તરફના કવિઓને ઉત્તેજન આપવાનું નથી, પણ મુખ્ય કરી જેઓ લોકોને શિક્ષણ આપે છે, તેઓને ઉત્સાહ આપવાનું છે."

## ટોમસ કારલાઇલના (Thomas Carlyle) રૂહે આપેલો હેવાલ.

"સાહીત્યના માણસો સારો દેખાવ કરે એવું દુન્યા માને છે. લોકો તેને કોઈક રીતે પોતાના મનમાં ચીતારે છે અને જ્યારે તેઓ તેને સાધારણ મનની સ્થિતિ અથવા ઘરના પોશાકમાં જુવે છે, ત્યારે તેઓ તેને અભાવથી જુવે છે અને તેઓનાં મનમાં તેને માટે હલકો વિચાર આવે છે."

જ્યારથી મારી જીંદગીનો હેવાલ જે મેં લખ્યો છે, તેમાં મેં પોતાને સાધારણ સ્કૅાચમેનના ગુણો દેખાડતો જણાવ્યો છે, ત્યારથી તેઓએ મને ઓગણીસમી સદીની અજાયબી તરીકે સ્વિકારવાનું બંધ કીધું છે, અને જો હું એક ભુત તરીકે ઘોરમાંથા બહાર આવું તો મારૂં પત રહે નહીં, અને મારૂં કારલાઇલનું નામ ભવિષ્યની ઓલાદમાંથી નિકળી જાય.

અફસોસ! લોકો સત્ય કરતાં અસત્યને વધારે પસંદ કરે છે, અને તેના ખરાં સ્વરૂપમાં જોઇ જોવા કરતાં તેને નાટકી દેખાવમાં જોવાને આગ્રહ કરે છે."

**મીનોઇ જહાંનના તેના મીત્રો:**—"મેં ફ્રેડરીક ધી ગ્રેટ, વોલતેર, રૂસો, નેપોલીયન પહેલો, ખુની રોબેસપીયર, મરત અને ફ્રેંચના રાજ્યની ઉથલપાથલ કરનારા મુખી, રીચટર, ગેઠે, સીલર, બાઇરન, કોલરીડજ અને શૅલી સાથે વાતચીત કીધી છે."

"જે જમાનામાં હું જીવતો હતો તેને મળતો ન હતો. હું આગળા જમાને લાયકનો હતો. સીલર અને ગેથે મારા જાની મિત્રો હતા હું એક ખરતા તારા માફક આ દુન્યામાં ફેંકાયો હતો, વખતને યોગ્ય નહીં. જ્યાં હતો, ત્યાંના પાયા વગરનો. લોકો મારી તરફ અજાયબીથી જોતા, અને મને સમજી શકતા ન હતા."

**તે એક એક સાંધન (Medium) તરીકે હતો:**—"આ દુન્યામાં જે એકદીલી માંગતો હતો તે મને મિનોઇ દુન્યામાં મળી છે. મિનોઇ દુન્યાના આત્મા આપણને સાંધણ બનાવી કેવી રીતે કામ કરે છે, (Mediumship) તે હું જો સમજ્યો હતે, તો મારી બેચેનીનું કારણ મને સમજ પડતે. હું એક આવું સાંધણ (Medium) હતું, જેની મને ખબર હતી નહીં. મારૂં પહેલું પુસ્તક "The History of French Revolution" જેની ઉપર મેં ઘણી મહેનત લીધી હતી અને જેનો આગથી નાશ થયો હતો, જેને તે વખતે હું કમનસીબ બનાવ ધારતો હતો. રૂહો (ગુજરેલાં) ની મદદથી મેં તે ચોપડી પાછી લખી હતી, અને એ સાંધણથી હું અણદીઠ અસરોના સંબંધમાં આવ્યો હતો, અને મારાં પહેલાં પુસ્તક માટે વિલાપ કરતો હતો, તેના કરતાં આ પુસ્તક તેઓની મદદથી લોકો માટે વધુ બળવાન પુરવાર થયું હતું."

"ઓ, ખડબચડું સ્કૉટલેંડ! મારાં બાળપણનું ઘર; તારાં હાઇલેનડર અને લોલેનડરનું બળ; તારાં છુટાપણાનો પ્રેમ; તારી જમીનની કંગાળ્યત; તારાં ઝાડપાણ વગરના પહાડોએ તને તવંગર અને ઉમરાવોની લુટોમાંથી બચાવ્યું છે. તારાં લોકોમાં જે મોટી આશાનો ઉત્સાહ હતો, તેં ધર્મની સખતાઇ ભરેલો કરકના ઘંટ વજાડવાથી તે તોડી શકાયો ન હતો."

## ટોમસ કારલાઇલની પીછાણ.

(મિનોઇ દુન્યામાંથી.)

ટોમસ કારલાઇલની બાયડીનું રૂહ મિનોઇ દુન્યામાંથી તેને વિષે નીચલો હેવાલ રજુ કરે છે. "આ દુન્યાની નજીવી ખટપટ ફિરેસ્તાની પાંખોને હીલાવી નાંખતી નથી, અને મરણ પછી જે ઉંચ હાલતમાં હું આવી છું, ત્યાંથી નીચે ઉતરી મારા ભરથાર કારલાઇલની ખાસીયતો અને તેની બાયડી (મારી) સાથની ગેરવરતણુંક માટે હાલમાં જે વાદવીવાદ ચાલે છે, તેમાં જો હું ભાગ લઉં તો લોકોના મનમાં હું નીચી ગણાઇશ

એમ હું જાણું છું. પણ આ મહા રાક્ષસના ભલા ગુણોની નોંધ લેવાઇ નથી. તેથી મારાં મરણ પછીની મારી ગવાહીથી હું ખરી હકીકત રજુ કરવાની કોશેશ કરીશ."

"લોકો જેઓને મુરતી માફક પુંજે છે, તેને ફેંકી દેવાને તેઓ ખુશી દેખાડે છે, અને જે અવાજે તેને એક દેવતા તરીકે વધાવી લે છે, તેને બીજી પળે ઘાસનાં તણખાં જેવી નિર્જીવ ચીજ માફક તેને હલકો પાડે છે. તેઓ પોતે છેતરાય નહીં એવા છે, એવું પુરવાર કરવાની ઉત્સાહમાં, અને ઇનસાફના ત્રાજવાંનાં પલ્લાં સરખા કરવાની કોશેશમાં, તેઓ સામી બાજુએ ઘણા ઢળી જાય છે, અને જોઇયે તે કરતાં વધુ માટી અને કાદવ પલ્લાંમાં નાખે છે."

**તેણીની સગવડ માટે તે હંમેશાં વિચારવંત હતો:**—તેની બાયડીનું રૂહ વધુ ખુલાસો કરે છે કે "જે પ્રમાણે મારી જાતી ખાત્રીપુર્વક બોલે છે, તેમ હું બોલવું શરૂ કરૂં છું. તેથી હું ખાત્રીથી કહું છું કે ટોમસ કારલાઇલ મારી સગવડ અને સુખ માટે કાળજી ધરાવતો હતો. બહારથી તે કોઇ કોઇ વખત મંદ અને થંડો લાગતો પણ તેનો આત્મા નમ્ર અને દયાળુ હતો. તેનું મોટું શરીર તેના આત્માનાં કાર્યો સાથે યકસાંન નહીં હતું. જે પ્રમાણે એક મોટાં કદનાં વહાણને તેના હલેસાંની અસર થતી નથી, પણ જ્યારે તે ચાલે છે ત્યારે રાક્ષસ માફક હિલચાલ કરે છે, તેજ પ્રમાણે કારલાઇલ હતો. તેની મારી તરફની મિત્રાચારી વરસોથી વધતી જતી હતી; અને મોતથી તે ઓછી થઇ હતી નહીં."

**તે ધોંગસોંગની સામો થતો હતો:**—રૂહોએ તેને આ દુન્યાનું એક સાંધણુ બનાવ્યું હતું. તેની મારફતે તેઓ પૃથ્વિ ઉપર સત્યનાં શિક્ષણો મોકલતા હતા. તે દુન્યાના ધોંગસોંગ અને પોતાને ઠગવા માટે વિરૂદ્ધ હતો, અને આ દુર્ગુણો તજવા માટે તે એવી રીતે વરતતો હતો, કે લોકો તેને ઠંડો અને મતલબી ધારતા હતા. તે પોતાના ગુણો

અને ખામીઓની એવી તો તપાસ કરતો હતો, કે તેને ઢાંકવાની કોશેશ કરતો ન હતો.

**મિનોઇ દુન્યામાં તેનું કામકાજ:—**"તેનું શ્રેષ્ટ શોધક બુદ્ધિબળ. લાગણીવાળું હૈયું અને સત્યને ચાહનાર આત્મા વડે તે મિનોઇ જહાનમાં પોતાના નીંદાખોરો કરતાં વધુ આગળ વધ્યો હતો. હું (તેની બાયડી) જણાવાને ખુશી છું, કે તે ડાહપણવાળા, ભલા અને ઉંચ રૂહો સાથે વસે છે, કારણ બેહેસ્તનો ઇનસાફ અને આ દુન્યાનો ઇનસાફ સરખો હોતો નથી. દુન્યા બહારના દેખાવોથી ઠગાય છે. ખોટાં હૈયાંવાલો માણસ બહારની ધારણ કીધેલી સારી રીતભાતથી કચરા સમાન હોવા છતાં ખરાં સોંનામાં ખપે છે, જ્યારે જે બહારથી કરડા અને સખત દેખાવનો જણાય છે, પણ અંદરથી માયાળુ હૈયાંનો હોય છે, તેને કચરો સમજી નાખી દેવામાં આવે છે. કારલાઇલ પોતાના વગોવવાવાળા કરતાં વધારે ઉંચ હતો."

**તેને કોઇ સમજી શકતું ન હતું:—**"તેને વિષે વાત કરવાની મને ટક મળી છે તે માટે હું (તેની બાયડી) ખુશી છું. જેઓ તેનાં કાર્યને ચાહે છે અને માણસની ચાલચલણની પીછાણ કરવાની કોશેશ કરે છે, તેઓ આગળ તેની વખાણ કરૂં છું. તે માણસજાતની ખાસિયત માટે અધીરો હતો, કારણ જે માણસો ખરેખરા દેવતા જેવા હોય છે, તેઓ નાના વેહેંટીયાં પણ થાય છે."

ઓલીમપસના જેવ સાથે વાતચીત કરવાની ઇંતેજારી અને ઉંમગ ધરાવતા બેચેન આત્મા તરફ કોણ દિલસોજી ધરાવી શકે. તેના જેવા મિનોઇ રૂહના સાંધણ તરીકે કામ કરનારને આ દુન્યાના માણસો કેમ પીછાણી શકે? જે મોટી બાબતો માણસ જાત ઉપર અસર કરે છે, તે તેઓ હસી કહાડે છે. મિનોઇ રૂહોની અસર તેઓ ઉપર હોય છે, પણ તેઓ તે જાણતા નથી. તેઓનાં હમેશગીના મુકામ માટે તેઓને અગમચેતી મળે છે, તે છતાં બુરા વખતની અસર હેઠળ તેઓ તેને હસી કહાડે છે;

જે પ્રમાણે એક પીંજરાંમાં સપડાયલું પક્ષી પોતાના ગુમ થયલાં મુકામે પાછું પહોંચવા પીજરાંના સળ્યા તરફ અટકી અટકી ફોકટના ફાંફાં મારે છે તે પ્રમાણે તેઓ કરે છે."

## વીલ્યમ શેકસપીયરનાં રૂહનો ખુલાસો.

દુન્યામાં પ્રખ્યાત થયલો જાણીતા લખનાર શેકશપીયરનું રૂહ નીચે પ્રમાણેનો ખુલાસો કરે છે:—

"મારી દુન્યાની જીંદગીમાં, ધંધામાં ગુંટાયલાઓ, અજાયબીમાં નાખનારાઓ, જીંદગીના હેવાલો લખનારાઓ, જેઓ ગપાસપા લઇ તેને હકીકતોમાં ફેરવી નાખવાની કોશેષ કરનારાઓ વિષે, હું ઠીક જાણતો હતો. દુન્યાની જીંદગીમાં મેં મારૂં નામ કહાડયું હતું, મારી પાછળ મારૂં નામ મુકી ગયો છું અને દુન્યામાં જનમવાને ત્રણ સદી થઇ ગઇ છે, પણ હું દુન્યા છોડી ગયો ત્યાર પછી આજ સુધીમાં હું વધારે જાણીતો થયો છું. નામે હું સ્ટ્રટફર્ડ ઓન. એવનનો વિલ્યમ શેકસપીયર, ખેડુત ગ્રહસ્થ જૉન શેકસપીયરનો અને આરડનના અસલી કુટુંબ એની આરડનનો છોકરો છું, જેની વંશાવલી નોરમન કોનકરરથી ઉતરી આવી છે. હું દસમાંનો વડો છોકરો હતો. મારી જીંદગીનો હેવાલ લખનાર સાત છોકરાં જણાવે છે, પણ મારા બાપ જૉન શેકસપીયરને દસ છોકરાં થયાં હતાં."

**લોકોને શીક્ષણ આપવા ખુદાએ નેમ્યો હતો:**—"મનનું બળ, એ ખુદા તરફની અજાયબ બક્ષેશ છે. સર્વ શકિતવાન પરમાત્મા પોતાના ડહાપણથી ચાહે તેઃ કોઇપણ હાલતમાં જન્મેલાં માણસને મનુષ્ય જાતનો શિક્ષક બનાવી શકે, અથવા તો એવો આત્મા બનાવે કે જે લોકોને માણસ જાતના ખરા જુસ્સાનું બ્યાન આપી, અને રમુજી તાહુકાથી માનવીનાં મનને ખુશાલ કરે અને તેઓને જંજાળના બોજામાંથી રાહત આપે. જે આત્મા આવું કાર્ય કરે છે તે એક શિક્ષક છે, એટલુંજ

નહીં પણ જેઓ માણસ જાતનું ભલું કરે છે, તેઓજ પોતાના ભાઇબંધ માનવીનું ભલું કરનાર છે."

"તેથી જો "ખુદાએ એક માણસને લોકોને આગળ વધારવાને નેમ્યો હોય, તો પછી તે ગમે તેવાં નાના કુડાળાંમાં હોય, તે છતાં પોતાની આસપાસના માણસોથી આગળ વધી શકશે. જીંદગીની શરૂઆતથી તે એટલો તો આગળ વધતો જશે, અને એવી તો મગરૂરી ભરેલી હાલતમાં આવશે કે સર્વે કોઇ તેની તરફ ટીકશે. તેઓ તે આત્માના આગળ વધવા માટે વિચાર કરશે અને અજાયબ થશે કે તે આટલી કીર્તીએ કેમ આગલ વધ્યો હશે? અને પુછડિયો તારો પોતાનો રસ્તો કેમ લે છે અને કોણ તેને ઉશ્કેરે છે, તેવી રીતની તેને માટે પુછપરછ કરશે.

**પોતાની કીર્તીથી અજાયબ થયો:**—"જે પ્રમાણે બીજાએ અજાયબ થાય છે તેજ પ્રમાણે હું પણ અજાયબ થાવું છું કે મારૂં નામ શા માટે અમર થવું જોઇયે? જો અસાધારણ કેળવણીથી મને ખાસ ફાયદો થયો હોય, તો હું તેમ વિચારૂં કે મારી અમર કીર્તીનું આ કારણ છે; પણ જીંદગીની શરૂઆત કરતાં મને ઉંચી કેળવણીના ફાયદા મળ્યા ન હતા; અસલના લોકો વિષેનું જ્ઞાન મને મુદલ હતું નહીં, સ્ટ્રેટફર્ડ ઑાન એવનની મુફ્ત સ્કુલમાં હું કેળવણી માટે ગયો હતો, પણ ત્યાં કેળવાયો ન હતો, અને લેતીન ભાષાનું જ્ઞાન તે નિશાળ છોડી તે વખતે હતું, તેટલુંજ હમણાં પણ છે હું લેતીનના થોડા બોલો, સર્વ નામો, ક્રિયાપદો એટલુંજ જાણુતો હતો. અસલના લોકો વિષે શરૂઆતનું અને સેવટનું આટલુંજ જ્ઞાન ધરાવતો હતો. તે વગર હું ચલાવતો હતો.

**તે રૂહોના સાંધણ તરીકે કાર્ય કરતો હતો:**—"હું રૂહો (Spirit)ના તાબામાં હતો; લખવામાં અથવા કાર્ય કરવામાં હું પોતે કાર્ય કરતો ન હતો. "King Lear" કીંગ લીયર નામના નાટકના દરેકે દરેક બોલો રૂહોએ બોલીને મને લખાવ્યા હતા. વેલાતમાંથી ફારેગ

થયો, ત્યારે "કોરીયોલેનસ" નામનો નાટક મેં લખ્યો હતો. "The Merry Wives of Windsor" નામનું લખાણ ઉકળાય નહીં તેવા અક્ષરોએ મારા હાથે લખ્યું હતું. હું ડ્રેટન અને બેન જોનસન સાથે ખાનીપીની કરવા ગયો હતો અને જ્યારે એ મોજમજાહ ખલાસ થઈ કે હું તે વિશીમાં ઠોબયો અને બપોરે ૨ થી ૪–૩૫ વાગા સુધીમાં "The Merry Wives of Windsor" ના લખાણનાં ૭૪) પાના લખી નાખ્યાં હતાં. શરૂઆતનું મારૂં લખાણ "Venus and Adonis" નામનું હતું, જે મારી પોતાની કલ્પનાનું હતું. જે મેં સાઉથૅમતનના ઉમરાવને મારી સાથે અર્પણ કીધું હતું."

**શેક્ષપીયરની વેલાતની મુલાકાત:**—"મારી બાઇડી છોકરાંને સ્ટ્રેટફર્ડમાં રહેવા દઇ હું વેલાતના મોટાં શેહેરમાં આવ્યો હતો.

"પેલી દુન્યાના રૂહોએ મને સાંધણુ બનાવી મારી પાસે પાંચ નાટકો લખાવ્યા હતા, જ્યારે હું લખતો હતો ત્યારે રૂહો મને સાંધણુ બનાવી લખાવતા હતા. આ નાટકો લખતી વેળા મારૂં ભાન ખોહી દેતો હતો અને એ વખતે કોઇ આવી લાગતું તો તેઓની હાજરી મને માલુમ પડતી ન હતી, અને તેઓ તરફ ધ્યાન નહીં આપવા માટે મને ઠપકો આપતા હતા. હું તેઓને કહેતો હતો કે હું મારા ધ્યાનમાં મશગુલ હતો, જો કે ખરી રીતે તો મારાં શરીરનો કબજો રૂહો લેતાં હતાં, પણ તે વિષે હું કોઇને જણાવતો ન હતો. મને હંમેશાં ચકાસેલો ધારતા હતા. હું મારા મિત્રને વફાદાર રહેતો હતો, પણ જેઓ તરફ મારી લાગણી ન હોતી તેઓ તરફ બેદરકાર રહેતો. હું હદ બહાર જતો અને તિક્ષણ લાગણીવાળો માણસ હતો, જેથી મને ચકાસેલા માણસના ગુણો ધરાવતો ધારવામાં આવતો હતો."

**તેના ભુવનમાં રૂહો:**— તેને પુછવામાં આવ્યું કે તેનાં ભુવનમાં કોણ કોણ રૂહો છે તેનાં નામ દેવાં? તેણે જવાબ આપ્યો "મેં સ્પેનસરનાં

રહને જોયું છે; હું બેન જોનસન, ડ્રેટન અને પેલા ચકાસેલા પોપના ભુવન ઉપર છું. અમારા ભુવનમાં કારડીનલ વુલસી પણ છે."

તેને પુછવામાં આવ્યું કે બાઇરન, કોલડરીજ અથવા શૅલી પણ તેના ભુવનમાં છે કે? તેણે જવાબ આપ્યો "બાઇરન અમારી સાથે નથી અને શૅલી, કોલદ્રીજ પણ નથી; પણ તેઓ વિષે સાંભળ્યું છે. એક જણ છે જેને વિષે તમે સાંભળ્યું નથી. તે રોબર્ટ સાઉધી છે જેને હું ચાહું છુ"

સર આઇઝૅક ન્યુતન વિષે પુછવામાં આવતાં તેણે જવાબ આપ્યો "આઇઝૅક ન્યુતન અમારેથી એક ભુવન ઉપર છે. આ પૃથ્વિ ઉપર જેઓને માટે સહેજ પણ ધ્યાન અપાતું નથી તેઓ ખુદાના રાજ્યમાં સર્વેથી ઉંચો દરજ્જો ભોગવે છે. માણસ ધારે તેના કરતાં જુદીજ બાબદમાં તેઓને ઉંચા ગણવામાં આવે છે. માત્ર મિનોઇ માણસનેજ મિનોઇ સ્વિકારવામાં આવે છે. અમારાં ભુવનમાં મહાન ગાયણકારનાં ગાયણ સાંભળ્યાં છે. અમો આગળ આરટીસ્ટ, કોતરકામ કરનારા, અને સર ક્રીસટોફર રેન જેવા શિલ્પશાસ્ત્રીઓ છે, જોન રે જેવા કુદરતના અભ્યાસી જેણે ઝાડ પાનોની જુદી જુદી જાતોને ગોઠવી હતી, તે પણ અમારાં ભુવનમાં છે. સર વોલટર રેલે પણ અમારી આગળ છે. રાણી એલીઝાબેઠ જે ઉમરાવ લીસટરને મળવા જતી હતી, તે વખતે મેં તેણીને જોઇ હતી. લોર્ડ બેકન, એડમ પીનેકર, બેન વેનુતો સીલી પણ અમારાં ભુવનમાં છે. માત્ર અમારાં ભુવનમાં રહોજ તમારી તરફ આવે છે. તેમાંનો પહેલો કારડીનલ વુલસી હતો. જે ભુવનમાં સર આઇઝૅક ન્યુતન રહે છે, તે અમારી ઉપર છે, અને તે ભુવન મિનોઇ શોધખોળનું છે."

બીજી વખતે તા૰ ૨૩ મી નવેમ્બર ૧૯૦૬ માં તેના ખાસ મિત્રોનાં નામ પુછવામાં આવ્યાં, જેના જવાબમાં તે બોલ્યો. "ચાર્લસ ડીકન્સ મારો જાની મિત્ર છે, તે સાથે સર ટોમસ મુર અને પેલો મોટો માણસ જેને તમો ઇનજરસોલ કહો છો અને જેને તમો ધીકકારો છો, તેઓ છે."

તેને બીજા મોટા માણસો વિષે પુછવામાં આવ્યું, અને તે બોલ્યો:—

"**મોટાં માણસ?** તમે જેને **મોટાઇ** કહો છો તે, તો આ દુન્યાનીજ છે. જેને દુન્યા મોટાઇ કહે છે, તે તો મુડદાં વગરની ધાર, માવા વગરનાં સુકાઇ કરમાઇ ગયલાં કોટલાં જેવું છે. જેઓ બાતેનમાં મોટા છે, તેજ ખરા મોટા છે એમ અમો માન્યે છીયે.

ઘણીક વખતે નામ તો માત્ર ગરદનમાં ઘંટીનું પઇડું ભેરવવા જેવું છે. આહ! દુન્યા કેવી ઘોંગી છે?"

તેને પુછવામાં આવ્યું કે તેને પૃથ્વિ ઉપર ઘણા માણસોને સાંધણ (Medium) બનાવ્યાં છે કે? તેને જવાબ આપ્યો. "શું કામ હું તેમ કરૂં? ઘણા કહે છે કે હું તેઓ મારફતે બોલું છું; પણ હું ખાત્રીથી કહું છું, કે માત્ર આંગળી ઉપર ગણાય તેટલાંજ છે."

તેને પુછવામાં આવ્યું કે તેણે જે નાટકો લખ્યા છે તેને માટે તું રૂહોની દુન્યાને આભારી છે એમ જાહેર કાં નહીં કીધું? તેણે જવાબ આપ્યો:—"જો મેં તેમ કીધું હતે, તો મારૂં ધડ ઉડારી મુકવામાં આવતે."

"મને વધુ કહેવું છે તે એ કે મેં જણાવ્યું છે તે પ્રમાણે મારી પૃથ્વિની ફત્તેહમંદ જીંદગી પછી, સુખી અને આનંદી ફેરફારમાં આવ્યો છું, અને રૂહોનાં ભુવનમાં મને સારો આવકાર મળ્યો છે."

## એબરાહમ લીનકન.

(તેની મિનોઇ દુન્યાની મુસાફરી.)

"એબરાહમ લીનકન ૧૮૦૯ માં જન્મયો હતો અને ૧૮૬૫ માં મરણ પામ્યો હતો. ૧૮૪૬ માં કોનગ્રેસમાં ચુંટાયો હતો, ૧૮૬૦ માં પ્રમુખ તરીકે, ગુલામોના છુટકારાનો ઢંઢેરો ૧૮૬૩ ના જાનેવારીમાં તેણે જાહેર કીધો હતો, તેની આ કોશેશથી ૪૦,૦૦,૦૦૦ ગુલામોને છોડી દેવામાં આવ્યા હતા."

તેનું રૂહ જણાવે છે કે "મારૂં મોત કેવી રીતે આવ્યું હતું, તે જણાવવાની કાંઇ જરૂર નથી, કારણ લોકો તે વિષે પુરતું જાણે છે. મને મારી નાખવામાં આવ્યો તે વખતની મારી લાગણી હજુ મને અસર કરે છે. જ્યારે એક માણસને એક મીનીટની પણ ચેતવણી આપ્યા વગર, તેના મિત્રોને છેલ્લી સલામ કર્યા વગર, પોતાના વરસોના જાણી મિત્રોને મળ્યા વગર, અને તેના જીંદગીના કામકાજ અને ધંધાના જરૂર જોગાં સાંટાંઓનો નિવેડો લાવવાને એક મીનીટ પણ આપ્યા વગર, તેને તેઓની અંદરથી ખુંચી લેવામાં આવે, એ તે રૂહને માટે ખરેખર ભયાનક છે. આ દુન્યામાંથી મારૂં જવું એ ઉંચું અને ભયાનક હતું. હું મુદલ તૈયાર ન હતો, તેથી નહીં; મારા આકાશમાં એક કાળું વાદળું ટીંગાયલું હતું, એમ મને લાંબો વખત થયો લાગતું હતું, અને ન જણાયલી આફત મારી સામે તૈયાર હતી, એવી મને ઘણી અગમચેતી થતી હતી. જ્યારે હું વોશીંગટનની નાટકશાળામાં દાખલ થયો, ત્યારે મને તે પ્રમાણેનું લાગ્યું હતું. પવિત્રાઇથી ઘેલા બનેલા કેટલાક માણસો જેઓ ભલા ખુદાનો ખ્યાલ કરવાનું કામ માથે લીધું હતું, તેઓ એમ ધારતા હતા, કે મેં નાટકશાળાની મુલાકાત લીધી, તેથી ખુદાના ઇનસાફથી મારૂં ખુન કરવામાં આવ્યું હતું. તેઓ જ્યારે મિનોઇ દુન્યાના બંદરમાં આવી લાગશે ત્યારે તેઓને પેલા ભલા પાદરીએ બ્રુકલેન નાટકશાળામાં ભયાનક બનાવ બન્યો હતો તે વિષે વિચાર જણાવ્યા હતા, તે પ્રમાણે તેઓને માલમ પડશે, કે જો એક માણસ પોતાની મુસાફરી માટે તૈયાર હોય તો પછી તે હંમેશનાં ઘર માટે આ દુન્યા છોડે તે વખતે તે દેવળમાં હોય અથવા નાટકશાળામાં હોય તેની કાંઇ પરવાહ નથી."

**તે મોતને માટે તૈયાર હતો:**—"જે પ્રમાણે દરેક જાહેર અમલદાર પોતાની જીંદગી પોતાના હાથમાં પકડી રાખે છે, તે પ્રમાણે હું તૈયાર હતો. દેશનાં ભલાને માટે તે આપવા તૈયાર હતો. જે પળે મને ખબર પડી કે ગુલામોને છુટકારો આપવા મને ચુંટી કહાડવામાં આવ્યો

છે, તે પળે મને એમ લાગ્યું કે મારૂં મોત અગાઉથી નક્કી કરવામાં આવ્યું છે અને તે જરૂરિયાત કામ માટે મારી જીંદગીનો ખુશીથી ભોગ આપવા તૈયાર હતો."

"જે ભયાનક રાતે મારી જીંદગીના દુ:ખદાયક નાટકનો અંત આવ્યો હતો, તે રાતે જ્યારે હું તે નાટકશાળામાં જીવલેણ જખમથી પડયો હતો, અને થોડી પળનાં દુ:ખથી, અને થોડા વખતની નિરાશી પછી હું બેભાન થઇ ગયો હતો, અને જ્યારે હું જાગૃત થયો, ત્યારે રૂહોમાં હું એક રૂહ માલમ પડયો અને તેનો અનુભવ આપવા વોશીંગટનના હાથો વડે ફત્તેહનો ગજરો મને પેહરાવામાં આવ્યો અને મારી આસપાસ અસંખ્ય રૂહો એકઠાં થયાં, જેની કોઇ માણસ ગણત્રી કરી શકે નહીં. બેહેસ્તના ગાયણના શરોદો મારા કાને પડયા, જેને મારા આત્માને એવો તો આનંદથી પુર કરી નાખ્યો કે જે ખાકી માણસની સમજ શકિતમાં પણ ઉતરી શકે નહીં."

## ચાર્લ્સ ડીકન્સ.

જૉન લોબ જણાવે છે કે "મારી આત્મીક તપાસની વખતે ચાર્લ્સ ડીકન્સ ઘણીક વખતે જડ શરીરમાં હાજર થતો હતો, અને હાલમાં વારંવાર મારા મિનોઇ મીત્ર તરીકે હાજર રહે છે."

મારી જાહેર જીંદગી વિષે પુછતાં તેણે ( ડીકન્સે ) જવાબ આપ્યો "મારા વખતમાં જે જે સુધારાની જરૂર હતી, તેના કરતાં હાલમાં તમારી પૃથ્વિ ઉપર વધુ સુધારાની જરૂર છે."

"અમો જડ શરીરમાં જાહેર થઇ અથવા છબી પડાવી જે થોડું ભલું કામ કર્યે છીયે, તે માટે તમો એમ ધારશો નહીં કે તમને અમે આભારી કર્યે છીયે, આવાં કાર્યથી અમો આગળ વધીયે છીયે. હું મિનોઇ શકિતમાં આગળ વધેલો ન હોવાથી ત્યાં બેસવાને શકિત ધરાવતો નથી. જો કે મારાં કાર્ય વડે હું ભલું કરવાને ફતેહમંદ નિવડયો છું છતાં

કેટલેક દરજ્જે મારી મિનોઇ ખિળવણી કરવાને નિષ્ફળ નિવડયો છું, એમ જાણી મને નીચું લાગે છે. ભલું કરવાની નિષ્ટા કરતાં વધુ લખવાનો ધખારો મને હતો. આમાંજ લોકો અમારે વિષે શું ધારે છે અને અમારૂં અંતકરણ શું કહે છે તેનો તફાવત માલમ પડે છે."

**ચાર્લ્સ ડીકન્સ હજુ ચપળ જીંદગી ગુજારે છે:**—"મેં લાંબો વખત થયો આશા રાખી હતી કે દુન્યાને એવી ચીજ આપું કે જેથી લોકોને ફાયદો થાય અને તેથી મને પણ સખ્યારો મળે કે હું પણ આગળ વધ્યો છું. જે પ્રમાણે સર્વેએ કરવું જોઇયે, તેમ કેટલાકો માટે આ કામ બીજા કરતાં વધુ મુશ્કેલ માલમ પડે છે, મને તો ઘણું ખુશાલ લાગે છે. હ્યાં આવ્યા પછી મેં જે જ્ઞાન મેળવ્યું છે તે જ્ઞાનથી છોકરાંઓને કેળવવાની ખાહેશ ધરાવું છું. એ બાબદની ઘણી જરૂર છે અને તેજ ધોરણ ઉપર હું કાર્ય કરૂં છું."

ચાર્લ્સ ડીકન્સ પોતાનાં નવાં ભુવનમાં હજુ ચપળતાથી કાર્ય કરે છે. જેઓએ આ દુન્યામાં માણસજાતના ભલાં માટે રાત દિવસ કામ કીધું હતું, તેઓ પોતાનું તેવુંજ કાર્ય મિનોઇ જીંદગીમાં પણ ચાલુ રાખે છે, તેજ પ્રમાણે ચાર્લ્સ ડીકન્સ પણ મિનોઇ જીંદગી ગુજારે છે.

## ચાલર્સ ડીકન્સ મિનોઇ દુન્યાના સાંધણ તરીકે કામ કરતો હતો.

જૉન લોબ જણાવે છે કે "ચાર્લ્સ ડીકન્સ એક સાંધણ હતો. જી. એચ. લુઇસે "ફોર્ટ નાઇટલી રીવ્યુ" માં એક લખાણ કરી જણાવ્યું હતું કે "ડીકન્સે મને કહયું હતું કે જે જે તેણે લખ્યું હતું તે મિનોઇ અવાજ સાંભળી લખ્યું હતું." તે ઘણે દરજ્જે મિનોઇ દુન્યાના અવાજો સાંભળવાની શક્તિ ધરાવતો હતો. કેટલાકો ખાત્રી આપે છે કે ડીકન્સ એક સાંધણ ( Medium ) તરીકે કામ કરતો હતો. મી૦ જેમ્મ ફીલ્ડસ "Fiction and its eminent authors" "વાર્તા અને તેના જાણીતા વાર્તાનવેશો" નામના લખાણમાં જણાવે છે કે "એક વખતે

ડીકન્સ પોતાની વાર્તામાં જે જે માણસો વિષે લખતો હતો, તેઓના કબજામાં એવો તો સપડાયો હતો, કે તેઓ તેને એક ઘડીભર પણ વ્હીલો મુકતા ન હતા. તે કહેતો હતો કે જ્યારે તે "Old Curiosity Shop" નામનું નૉવેલ લખતો હતો, તે વખતે લખાણમાં જે જે માણસો વિષે કલ્પના કરી લખતો હતો, તેઓ તેની આસપાસ હંમેશાં ભમ્યાં કરતાં હતા. તેને શાંતીથી ખાવા, પીવા, સુવા દેતા ન હતા. તે નાનો નેલ જ્યાં પણ જતો ત્યાં હંમેશાં તેની આગળ રહેતો અને દિલસોજી માંગતો હતો અને કોઇ બીજા સાથે વાત કરતો તો અદેખો પડતો હતો. જ્યારે "Martin Chuzzlewit" નામનું નૉવેલ લખતો હતો, ત્યારે તે વાર્તા માંહેલી કલ્પનારૂપી મીસીસ ગેમ્પ તેના કાન આગળ આવી જુદી જુદી જગ્યાઓ ઉપર સંજોગ અને જગ્યા તપાસ્યા વગર દેવલમાં પણ એવા એવા તો હસવાના તાહુકા બોલતી કે તે (ડીકન્સ) ને કલેજાં ઉઠલાઇ જાય તેમ હસવું આવતું, તેથી તે વારંવાર તેણીને હાંકી કહાડતો અને તેને કહેતો કે "જ્યારે બોલાવું ત્યારે આવજે." જેઓ સાંધણ તરીકે કામ કરે છે, અથવા જેઓમાં આત્મીક શકિત ખીલેલી હોય છે, તેઓ પુરાવા આપશે કે તેઓને કેટલીક જગ્યાએ અને વખતે રૂહો તેઓને કબજામાં રાખવા આતુર રહે છે, અને તેઓને મુસીબતમાં મુકે છે.

**ડબલ્યુ. ઇ. ગ્લૅડસ્ટન:**—આપણા જાણીતા પ્રધાનનાં રૂહને બોલાવવામાં આવતાં તે બોલ્યો "મેં મારા ખુદાની અને લોકોની સેવા કરવાની કોશેશ કીધી હતી. પ્રજાઓને લડાઇમાં ઉતરતી અટકાવાને માટે મારી સર્વ શક્તિ વાપરવા, એક વર્ષ પાછો આવવા હું દુન્યાઓ આપી દેવું."

## જૉન સ્ટુઅર્ટ મીલ અને અમર્ગી.

જૉન સ્ટુઅર્ટ મીલનું રૂહ જણાવે છે કે "પૃથ્વિ ઉપરની મારી જીંદગી શંકાથી વાદળાંમાં ધંકાયલી હતી. શાસ્ત્ર વિદ્યા અને કુદરતની શકિતઓના મારા અભ્યાસ ઉપરથી એવાં અનુમાન ઉપર આવ્યો હતો

કે માણુસનો આત્મા અમર નથી. માણુસ જાતની જીંદગીમાં મિનોઇ શકિતની રાહબરી શોધવાની હું કોશેષ કરતો હતો પણ તેની જગાએ તો જડ પદાર્થની શકિત નબળાંઓને કચડી નાખતી મને માલમ પડી, જોરવાળા માણુસ નબળાંને કચડી નાખતા અને આવી બદીને કોઇ મિનોઇ શકિત પાછી સરખી કરી શકિત ન હતી. હું કહું છું કે પૃથ્વિ ઉપર અમર્ગીનો પુરાવો મેળવવા હું નિષ્ફળ નિવડયો હતો. પણ જ્યારે મેં આ દુન્યાની નિરાશી, ખીજવાત, અને શંકાઓ ઉપર મારી આંખ વીંચી અને રૂહોની દુન્યામાં તેઓને ઉઘાડી કે મારા ઉપરનો તે બોજો જતો રહયો. મારા હૈયાં ઉપરનો વજન ઉચકી લેવામાં આવ્યો. શંકાઓ અને ગમગીની ગુમ થઇ ગઇ. પાછું સજીવન થવું, પાછી જીંદગી ગુજારવી, એ એટલું તો કુદરતી લાગ્યું કે મને અજાયબી લાગે છે કે માણુસની અમર્ગી માટે મેં કેવી રીતે શંકા બતાવી! હું રૂહોની દુન્યાનું બ્યાન આપવા ઇચ્છતો નથી, કારણ બીજાઓ મારા કરતાં વધુ સારી રીતે આપી શકશે; પણ હું એટલું કહીશ કે માણુસના આત્માની દરેક નાનામાં નાની ઉમેદને ત્યાં ખીળવવાને અને બહોળી થવાને ટક મળે છે. જેઓ શરીરનાં બળથી અને માત્ર જાનવરી શકિતથી પૃથ્વિ ઉપર બીજાઓ ઉપર ફત્તેહ મેળવતા, તેઓ ત્યાં નબળા અને શકિત વગરના છે અને ત્યાં માણુસની મનની અને મિનોઇ શકિત પ્રબળ છે."

## મેરી કવીન ઑફ સ્કૉટ.

મેરી કવીન ઑફ સ્કૉટનું રૂહ જણાવે છે કે "૩૦૦ વર્ષ અગાઉ હું પૃથ્વિ ઉપર જીવતી હતી. ત્રણુસો અને ચારસો વર્ષો રૂહને મનથી એક વાર્તા કહીયે તેટલો હોય છે. ત્યાં સદીઓનો વખત, આજ કાલ અને આવતી કાલમાં સમાઇ જાય છે. ત્યાં માણુસનો આત્મા ઘણો અનુભવ મેળવે છે. ૮૦ વર્ષનો માણુસ પોતાનાં બાળપણુના દીવસો ઉપર જોય છે તો જાણે આજે બનતા હોય તેમ લાગે છે."



"(Reproduced from "Talks with the Dead" by John Lobb, F. R. G. S)

**THE SPIRIT FORM OF MARY QUEEN OF SCOTTS.**

**મેરી કવીન ઑફ સ્કૉટસના રૂહનો ફોટોગ્રાફ.**

"મારા લાંબા વખતનું કેદખાનું અને મને મારી નાખવાની સજાની તૈયારીઓએ મને રૂહની દુન્યાના દુઃખમાંથી છુટકારો આપ્યો છે."

જુવો પાનું ૧૭૮.



(Reproduced from "Talks with the Dead" by John Lobb, F. R. G. S F. R. Hist. S.)

**THE SPIRIT FORM OF CHARLES HADDON SPURGEON.**

**મરહુમ ચારલ્સ હૅડન સ્પરજનના રૂહનો ફોટોગ્રાફ.**

(ચઉદ વરસ અને પાંચ મહિના મીનોઇ જહાનમાં રહયા
પછી જડ શરીરમાં છબી પડાવવા આવ્યા.)

**ભલા વિચારોની શકિત:**—"ભલા વિચારોની કીંમત તમે કેટલી થોડી કરો છો? ભલા વિચારો અટકતા નથી. તેઓ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ બહોળા પ્રકારના થાય છે અને તેઓ ઘણાં બળમાં જાહેર થાય છે. ભલા વિચારોની કીંમત તમારે જાણવી છે? તો, જાણો કે તે ખુદાનો એક શ્વાસ છે અને તે આગળ ને આગળ વધે છે અને પોતાના માર્ગમાં દરેક આત્મા આવે છે તેને આશીશ આપે છે. તમે હ્યાં આવશો ત્યારે હયાં તમને ભેટશે અને તેઓ (વિચારો) હંમેશાં જીવતા અને હૈયાતી ભોગવતા માલમ પડશે. તેથી તમો ફકત ભલાજ વિચારો કરજો."

મેરી કવીન ઑફ સ્કૉટને લાંબો વખત બંદીખાનામાં રાખવામાં આવી હતી અને તે પછી મારી નાખવામાં આવેલી હોવાથી તેણીને પોતાના કાર્ય ઉપર વિચાર કરવાને અને બંદગી કરવાને પુરતો વખત મળેલો હોવાથી તેણીને મિનોઇ દુન્યામાં વધુ દુ:ખ ખમવામાંથી મુકિત મળી હતી, એમ તેણીનું રૂહ જણાવે છે.

---

## પ્રકરણ ૫ મું.

---

## ગુજરેલાં માટે બંદગી કરવાથી તેઓનાં રૂહને મળતી રાહત.

આપણા સંસારની ઘણીક ફરજોમાં એક અગત્યની ધાર્મીક ફરજ આપણા ગુજરેલાંઓને યાદ કરવાની અને તેઓનાં રૂહને શાંતી આપવા બંદગી કરવાની છે. એક પણ માણસ એવું ન હશે કે જેણે પોતાનાં વ્હાલાં ખેશીને અથવા મિત્રોને ખોયું નહીં હોય માટે પ્રથમમાં આપણે આપણા ગુજર પામેલાં વ્હાલાં ખેશીઓ અને મિત્રોને યાદ કરીશું, તેની

સાથે જેઓ કોમની, ધર્મની અને લાચાર બેચારની સેવા બજાવતાં ગુજર પામ્યાં છે, તેઓનાં રૂહને યાદ કરીશું, વળી હાલની કાતીલ લડાઇમાં લાખો માણસોએ પોતાના દેશની સેવા બજાવતાં પોતાના પ્યારા જાનનો ભોગ આપ્યો છે, તેઓનાં રૂહને યાદ કરીશું અને દુવા ગુજારીશું કે એ સર્વેને પેલી જહાનમાં પરવરદેગાર શાંતી અને સુખ બક્ષે!

## ગુજરેલાંને આપણી યાદ અને બંદગીનું ભાન થાય છે કે?

ગુજરેલાંને યાદ કરતી વખતે પહેલો વિચાર આપણાં મનમાં આવે છે તે એજ કે જ્યારે આપણે ગુજરેલાંઓને યાદ કર્યે છીયે, ત્યારે આપણી યાદનું તેઓને ભાન થાય છે કે? આપણે ગયાં પ્રકરણમાં કેટલાંક ગુજરેલાંના દાખલા આપી ગયા છે, તે ઉપરથી માલમ પડે છે, કે તેઓને ભાન થાય છે ખરૂં, પણ જો કેટલાકો આવા દાખલા માનના ન હોય તો તેઓને આપણે હાલની વિદ્યાની શોધોને આધારે સમજણ આપી શકીશું. સાધારણ રીતે આપણે સર્વે આ વખતે બે ભુવન ઉપર કાર્ય કર્યે છીયે, એક તો શારીરીક (Physical Plane) અને બીજું મનને લગતું ભુવન. એ ઉપરાંત બીજાં પણ ભુવનો છે, પણ હાલમાં આપણે આ બે ભુવનનીજ તપાસ કરીશું, કારણ હાલની વિદ્યાએ આ બે ભુવનની ઠીક શોધ કરી છે. આ શારીરીક ભુવન ઉપર આપણે હૈયાતી ભોગવ્યે છીયે, અને શરીર અને પાંચ ઇંદ્રીઓ મારફતે એ ભુવનનું ભાન આપણે ધરાવી શકયે છીયે. જ્યારે મનનાં ભુવન ઉપરનું ભાન ધરાવી શકતા નથી, તે છતાં આખો વખત આપણે મનનાં ભુવન ઉપર કાર્ય કર્યે છીયે. આપણે વિચાર કર્યે છીયે અને તરેહવાર રીતે મનનો ઉપયોગ કર્યે છીયે, પણ કેવી રીતે આપણા મનનું કાર્ય થાય છે, તે વિષેનું ભાન થતું નથી; પણ જ્યારે આપણા મનનું કાર્ય આપણા શરીર વડે અથવા મ્હોડાં વડે જાહેર કર્યે છીયે, ત્યારે મનના ભુવનનું કાર્ય શારીરીક ભુવન ઉપર જાહેર કર્યે છીયે.

મરણ પામેલાં માણસનાં શરીરનો નાશ થયલો હોવાથી આ શારીરીક ભુવન ઉપર તે હસ્તી ધરાવી શકતું નથી, પણ આપણે આગળ ચાલતાં હાલની વિદ્યાને આધારે જાણીશું કે શરીરનો નાશ થવા છતાં મનનો નાશ થતો નથી, તેથી ગુજર પામેલું માણસ મનનાં ભુવન ઉપર હસ્તી ધરાવી શકે છે, અને શારીરીક ભુવન ઉપર હસ્તી ધરાવી શકતું નથી. તે મનનાં ભુવન ઉપર જાગૃત થાય છે, તેથી મનનાં ભુવન ઉપર જે પણ કાર્ય થાય છે, તેનું ભાન ધરાવી શકે છે. હવે જ્યારે આપણે ગુજરેલાં માણસને યાદ કર્યે છીયે, અથવા તો તેને માટે ક્રિયા કામ કર્યે છીયે, ત્યારે આ સર્વે કાર્ય આપણાં મનનાં ભુવન ઉપર કરતાં હોવાથી અને ગુજરેલું માણસ પણ મનનાં ભુવન ઉપર હસ્તી ધરાવતું હોવાથી આપણે જે જે ક્રિયા કામ તેઓ માટે કર્યે અથવા તેને યાદ કર્યે, તેનું ભાન ગુજરેલું માણસ ધરાવી શકે છે.

## ગુજરેલાં માણસને માટેની યાદથી તેઓને કેવી રીતનો ફાયદો થાય છે.

હાલની મનની વિદ્યાના શાસ્ત્રીઓએ (Psychologist) પ્રયોગ કરી પુરવાર કીધું છે કે શરીરના કાંઇ પણ સંબંધ વગર એક માણસ મુંબઇમાંથી બીજા દુર ગામમાં રહેનારાં પોતાનાં વ્હાલાં મિત્રો ઉપર ફકત મન વડે સંદેશા મોકલી શકે છે, યાને એક મન બીજાંના મન ઉપર દુરથી અસર કરી શકે છે, એમ સત્તાવાર પ્રયોગોથી પુરવાર થઇ ચુકયું છે.

એ ઉપરાંત મનની વિદ્યાની શોધોથી બીજું એ પણ પુરવાર થયું છે કે, એક માણસ પોતાનાં મન વડે બીજા દેશમાં રહેનારાં માણસ ઉપર જેવી રીતની મનની શકિત ફેંકે છે, તેવીજ સામાં માણસ ઉપર અસર થાય છે. જેવી કે મનથી દરદો સાજાં કરવાની વિદ્યા (Mental Healing) પ્રમાણે એક દેશમાં રહેનાર માણસ બીજા દેશમાં રહેનાર માણસ ઉપર

જો તનદરોસ્તીના વિચારનું બળ એ વિદ્યાની શોધોને આધારે મોકલાવે છે, તો બીજાં માણુસને તંદરોસ્તી મળે છે. એજ પ્રમાણે જેવી લાગણીથી એક માણુસ બીજો માણુસ વિષે વિચાર કરે છે, તેવી લાગણી સામા માણુસમાં ઉત્પન્ન થાય છે. જો કોઇ માણુસને વિષે બુરો વિચાર કર્યે છીયે અથવા ધિક્કાર્યે, તો સામા માણુસમાં પણ ધિક્કારની લાગણી ઉત્પન્ન થાય છે, જેથી સામા માણુસમાં બેચેની પેદા થાય છે. જો કોઇ માણુસને વિષે બુરો વિચાર ન કરતાં અશોઇ અને પ્રેમના વિચારો કર્યે તો બીજા માણુસમાં અશોઇ અને પ્રેમની લાગણી ઉત્પન્ન થાય છે.

જ્યારે બે માણુસો શરીરના બંધારણમાં રહીને તેઓનાં મન વડે એકેક ઉપર દુરથી આવી અસર કરી શકે છે, તો પ્રિય વાંચનાર બે ઘડી ખ્યાલ કરો કે આપણાં વ્હાલાંને જેવી લાગણીથી યાદ કર્યે, તેવી લાગણી તેઓમાં કેવી જલદીથી ઉત્પન્ન થતી હશે? બે માણુસો શરીરના બંધારણમાં રહી એક એકનાં મન યાને લાગણીઓ ઉપર અસર કરે છે જે કાર્ય બંનેના શરીરના બંધારણને લીધે જો કે જરા મુશ્કેલ છે, પણ એક માણુસ શરીર ધરાવતું હોય અને બીજું શરીર ધરાવતું ન હોય, પણ ફક્ત મનજ ધરાવતું હોય (આપણા ગુજરેલાં માફક) તો જેવું પેલું શરીર ધરાવનાર માણુસ, મનનાં ભુવન ઉપર હસ્તી ધરાવનાર બીજાં માણુસ ઉપર વિચાર ફેંકે છે, તેવો તે વિચાર તુરત પેલાં ગુજરેલાંને પુગી શકે છે, કારણુ મનને લગતી હાલની શોધોને આધારે પુરવાર થયું છે, કે, વિચાર શકિત વિજળી કરતાં વધુ બળવાન અને ઝડપી છે અને મનને લગતાં ભુવનના સૂક્ષ્મ તત્વોની બનેલી છે, માટે આપણે ગુજરેલાંને જેવી રીતે યાદ કરીશું તેવી લાગણી આપણે ગુજરેલામાં ઉત્પન્ન કરી શકીશું.

## ગુજરેલાં માટે રડારડ કરવાથી તેઓને થતું દુઃખ.

જો આપણે ગુજરેલાંની યાદ દિલગીરી સાથે ગમગીન થઇને કરીશું. અથવા તેઓ વિષે બુરા વિચાર કરીશું તો તેઓમાં ખરાબ શકિત ઉત્પન્ન

કરીશું. જેઓ પોતાનાં ગુજરેલાં માટે રડારડ કરે છે, તેઓ પોતાનાં ગુજરેલાંને કેવાં દુ:ખ દે છે, તે લોકોને કેવાં ગમગીન બનાવે છે, તેનો ખ્યાલ તેઓ થોડોજ કરે છે.

આપણે આપણાં વહાલાંને ખોઈ દઈએ છીયે, તેથી આપણી લાગણીને ખાતર ગુજરેલાંને આપણી રડારડથી અને ગમગીનીથી તેઓને દુ:ખી બનાવ્યે છીયે. જો ખરેખરો બિનસવાર્થી પ્યાર આપણા ગુજરેલાં માટે ધરાવા માંગતાં હોઈયે, તો તેઓને આપણી રડારડથી દુ:ખી કરવાને બદલે તેઓનાં રૂહને શાંતી અને અશોઇ મળે તે માટે બંદગી કરવી વધારે ફાયદાકારક થઇ પડશે.

## ગુજરેલાંનાં રૂહે રડારડ નહીં કરવા વિષે આપેલી સમજણ.

જૉન લોબને એ બાબે એક રૂહ સાથે વાતચીત થઇ હતી. જે નીચે પ્રમાણે છે. "જો મીત્રો જાણે કે તેઓની ગમગીની ગુજરેલાંઓ ઉપર કેવી અસર કરે છે, તો તેઓ પોતાનાં આંસુઓ ઉપર અટકાવ નાખી શકે. ગુજર પામેલું પોતાનું શબ જે કોફીનમાં ઢંકુ પડયું છે, તેને અને પોતાના મીત્રો જેઓ રડે છે, અને માહેતમ કરે છે તેને જોય છે. તે ગુજર પામેલાંનું રૂહ તેના મિત્રોને કહે છે કે રડવું નહીં. પણ તેઓ સાંભળી શકતા નથી અને માહેતમ કરે છે. જો તે રવાનને બોલતું સાંભળે તો તે પોતે કહે છે કે તે મરણ પામ્યો નથી, તે જીવતો છે, તેને માટે ગમગીન થવું નહીં. જે પ્રમાણે તેઓ ગમગીન થાય છે, તેવીજ ગમગીન લાગણી તેનામાં પણ ઉત્પન્ન થાય છે. આવી રીતની એકેકની ગમગીની એકેક ઉપર અસર કરે છે અને પરીણામમાં ગમગીનીનો વધારો થાય છે."

એક જુવાન મિત્ર પોતાની જુવાન વિધવા અને વહાલી માતાને તેના અચાનક મોત વિષે વિલાપ કરતાં મુકી ગયો. તેનું રવાન જૉન લોબ આગળ આવ્યું અને તેને કાકલુદીથી અરજ કરી કે "તું મારી માતા અને વિધવાને જઇને સમજાવ કે તેઓએ રડવું નહીં, કારણ તેથી મને

આ દુન્યા તરફ ખેંચાઇ રહેવું પડે છે અને મિનોઇ દુન્યામાં આગળ વધી શકાતું નથી."

## ધર્મ ક્રિયાથી ગુજરેલાંને શું ફાયદો થાય છે?

હવે આપણી ધર્મ ક્રિયાથી ગુજરેલાંને શું ફાયદો થાય છે તે ટુંકમાં તપાસ્યે. સાધારણ રીતે એક માણસ જ્યારે દુન્યામાં ઘણાં વરસ જીવે છે, ત્યારે કુદરતી રીતે આ દુન્યામાં માણસો અને ચીજો ઉપર તેની પ્રીતિ બાઝે છે, યાને આકર્ષણ થાય છે અને જ્યારે તે મરણ પામે છે અને મનનાં ભુવન ઉપર હૈયાતી ભોગવવા જાય છે, ત્યારે તે ભુવન ઉપર પણ તેનું આ દુન્યા તરફનું આકર્ષણ ચાલુ રહે છે, અને આ દુન્યા તરફજ ખેંચાયલો રહે છે, અને પેલી જહાનનું સુખ ભોગવી શકતો નથી. માટે આપણા પેગમબરોએ ગુપ્ત વિદ્યાને આધારે તપાસ કરી આપણાં ગુજરેલાં માટેની ધર્મની ક્રિયા અને બંદગી એવી રીતે અવાજ વિદ્યા અને વિચાર શકિતઓ વડે રચી છે કે જેથી પેલાં ગુજરેલાં માણસનું આ દુન્યા તરફનું આકર્પણ તુટી તેના મનને શાંતી થાય છે અને પેલી જહાનનું સુખ ભોગવવાને તે શકિતવાન થાય છે.

બંદગીમાં મુખ્ય કરી આપણી બે શકિતઓ કામ કરે છે. એક તો અવાજની શકિત છે, જેને આપણા ધર્મમાં "માથ્રવાણી" કરી કહીએ છીયે, જ્યારે બીજી શક્તિ છે, જેને "મીથ્ર" યાને વિચારની શકિત કરી કહીયે છીયે.

**માથ્રવાણી અથવા મંત્ર વિદ્યા:**—પહેલાં આપણે માથ્રવાણીને હાલની અવાજની શોધખોળોથી તપાસ્યે.

કેટલાક વિદ્વાન શાસ્ત્રીઓનું કહેવું એવું છે, કે:—"Every sound has its own form, every sound generates and builds form and again changes (or breaks up) that form into a different form. Thus every sound has

his triple character that it builds or upholds form and that it destroys form." અવાજ ત્રણ રીતની શકિત ધરાવે છે. અવાજ અણદીઠ રીતે આકારો ઉત્પન્‍ન કરે છે, આકારોની જાળવણી કરે છે અને આકારોનો નાશ પણ કરે છે.

મીસીસ વોટસ હયુજીસ નામની વિદ્વાન બાનુ કેટલાક પ્રયોગથી સાબેત કરે છે કે ચોકસ ગાયણ અથવા અવાજ ફર્ન નામના ઝાડો અને ફુલોના આકારો ઉત્પન્‍ન કરે છે.

વળી પ્રૉફેસર ટીનડલે કેટલાક પ્રયોગો કરી પુરવાર કીધું છે, કે અવાજમાં નાશ કરવાની શકિત પણ છે. એ વિદ્વાન ચોકક્સ અવાજો ઉત્પન્‍ન કરી તેથી કાચ અથવા ગલાસના ટુકડે ટુકડા કરી નાખ્યા હતા.

આપણા ધર્મમાં જણાવવામાં આવ્યું છે કે અવસ્તાના આપણા ચોકક્સ કલામો જેને માથ્રવાણી કહીયે છીયે તે ભણવાથી ચોક્કસ સારી શકિતઓ કેમ ઉત્પન્‍ન થાય છે અને ખરાબ શકિતનો નાશ કેમ થાય છે, તે આ અવાજ વિદ્યાની શોધખોળોને આધારે આપણને સારી રીતે સમજ પડે છે.

આપણા જરથોસ્ત સાહેબે "**અહુનવર**" અથવા "**યથા અહુવઇરયો**" ના કલામથી દેવ દરૂજની શકિતનો કેમ નાશ કીધો તે આપણને અવાજ વિદ્યાની શોધખોળોથી સારી રીતે સમજ પડશે. જે પ્રમાણે અવાજ ચોકક્સ અણદીઠ આકારો ઉત્પન્‍ન કરે છે, જાળવણી કરે છે અને નાશ કરે છે, તેજ પ્રમાણે આપણાં ભણતરમાં સમાયલા વિચારો યાને "મીશ્ર" મનનાં ભુવનની ઉપર ચોકક્સ આકારો ઉત્પન્‍ન કરે છે, તેની જાળવણી કરે છે અને નાશ કરે છે.

હવે આપણાં ગુજરેલાં માટેનાં ભણતરો તેઓને કેવી રીતે રાહત આપે છે, કેવી રીતે તેઓનું આકર્ષણ આ દુન્યા તરફથી તોડી નાંખે છે અને મિનોઇ દુન્યાનું સુખ ભોગવતાં કરે છે, તે સારી રીતે સમજ પડશે.

આપણે જાણ્યું છે તેમ ગુજરેલાંઓ જો મોટો ભાગ મોહમાયાથી, ખેશીઓના પ્રેમથી અને પૈસાટકાથી આ દુન્યા તરફજ ખેંચાયલા રહે છે, અને ગુજર પામ્યા પછી જ્યારે મનનાં ભુવન ઉપર જાગૃત થાય છે ત્યારે આ દુન્યાનાજ વિચારોથી તેઓ હયાંજ ખેંચાયલાં રહે છે અને કેટલીક વખતે તો તેઓનું આ દુન્યા તરફનું ભાન એટલું તો રહે છે, કે તેઓ પોતે જાણી શકતા પણ નથી કે તેઓ ગુજર પામ્યા છે કે નહીં. આવાં રૂહો પેલી દુન્યાનું મિનોઇ સુખ ભોગવી શકતાં નથી અને રખડયા કરે છે. માટે આપણા પેગમ્બર સાહેબે રવાનોનાં ભણતરના માથ્ર અને મીથ્ર અથવા તો અવાજ અને વિચારોની નાશ કરવાની અને આકારો ઉત્પન્ન કરવાની એવી તો રચના કીધી, કે જેથી ગુજરેલાંનાં ભુવન ઉપર ચોકકસ આકારો ઉત્પન્ન કરી, તેઓને રાહત અને આનંદ આપે છે. યજશનીની ક્રિયાથી તેઓ આગળ તમામ યઝદો અને અમશાસપંદોની મિનોઇ શક્તિઓ ઉત્પન્ન કરે છે. અને મિનોઇ દુન્યાનાં સુખનો તેઓને ભાસ થાય છે, જેથી તેઓનું આ દુન્યા તરફનું આકર્ષણ તુટી જાય છે અને મિનોઇ દુન્યામાં આગળ વધે છે.

### આ દુન્યા તરફ ખેંચાઇ રહેલાં રૂહની હાલત.

જે રવાનો આ દુન્યા તરફ આકર્ષાઇ રહેલાં હોય છે, તેઓની હાલત પેલી દુન્યામાં ઘણી દયા ઉપજાવનારી હોય છે. તેઓ પોતાના છુટકારા માટે આપણી બંદગીની રાહ જુવે છે. તેઓને આપણા ધર્મમાં એમ બોલતાં જણાવવામાં આવ્યાં છે કે "કોણ અમને આરાધશે? કોણ અમારે માટે બંદગી કરશે?"

આવાં રવાનની હાલત જે આપણા ધર્મમાં જણાવી છે તે હાલની વિદ્યાની શોધખોળોથી કેવી રીતે પુરવાર થાય છે તે તપાસીશું.

જૉન લોએ ઘણા ગુજરેલાં સાથે એ વિષે વાતચીત કરી છે અને તેઓ તરફથી ખુલાસા મેળવ્યા છે. એ વિદ્વાન જણાવે છે કે "આ દુન્યા

સાથે ખેંચાઇ રહેલાં ઘણાંક રવાનો છે, જેઓ આપણી આસપાસ ફરયા કરે છે, તેઓ છુટકારા માટે રાહ જુવે છે. તેઓ એકલા, અટુલા કંગાળ હાલતમાં જે જગા ઉપર તેઓએ જીંદગી ગુજારી હોય તે જગા તરફ ભમ્યા કરે છે. જો તેઓ કોઇ મારફતે જાહેર થાય છે, તો તેઓને માટે આપણને બંદગી કરવાને માટે આજીજી કરે છે. આવા નાચાર રવાનોની કાકલુદી અને રૂદન આપણાંમાં દુઃખ ઉત્પન્ન કરે છે. બંદગી, ખુદાના પ્રેમના થોડા સખુનો, અને તેઓની આગળની મિનોઇ શકિતઓ વિષેનું આપણું ભણતર, તેઓની અંધકારની હાલતમાં ખોદાઇ રોશની પેદા કરે છે અને ઉંચ હાલતમાં લાવે છે અને મિનોઈ શકિતના સમાગમમાં લાવે છે."

## અંધકારમાં સપડાયલાં રૂહનો હેવાલ.

### પોતાનાં છુટકારા માટે બંદગી કરવા કહે છે.

"જે રૂહ તમારી સનમુખ આવી ઉભું છે તે એક માઠી ચાલ-ચલણનું હતું. અંધકારનાં ભુવન ઉપરથી હું રફ્તે રફ્તે રોશનીવાળા ભુવન ઉપર ચહડયો છું. અંધકારવાળાં ભુવનના આફતકારક કંગાળ દેખાવો જે મારી યાદદાસ્ત શકિતએ મારાં મનમાં કોતરી રાખ્યા છે, તેનો હેવાલ રજુ કરી તમારા મિનોઇ આત્માને દુઃખી કરવા માંગતો નથી. ઓ! મારાં બેહનો અને ભાઇઓ! તમો સાથે મળી જે રવાનો આવા અંધકારમાં પડયાં છે, તેઓની મુકિત માટે **બંદગી કરો.** આવી પ્રેમાળ સેવાથી તમે પોતે પણ તમારી મુકિત મેળવશો, અંધકારવાળા નીચલાં ભુવનનાં રવાન માટેની તમારી **બંદગી** અને પ્રેમના વિચારો, તેઓને રોશનીવાળા અને સુખી ભુવનનો ઉપર લઇ જવાને મદદ કરશે. ગમે તેવા ખરાબમાં ખરાબ માણસને માટે પણ ત્યાં મુકિતનો માર્ગ ખુલ્લો છે, ત્યાં તેઓ માટે જુદા જુદા તબકકાનાં ભુવનો અને મંડળો છે."

**બીજો દાખલો:**—અંધકારમાં સપડાયલાં એક બીજાં રવાને જૉન લોબને આ પ્રમાણે કાકલુદી કરી કહ્યું "જૉન લોબ! ખુદા ખાતર મારે

માટે બંદગી કરો!" તુરતજ જૉન લોબ અને તેના મિત્રો સાથે મળી આ રવાનની મુકિત માટે બંદગી કીધી, જેથી તે રવાનને આનંદ થયો, માટે પ્રિય વાંચનાર ગુજરેલાં માટે ભણતર કરવાની કેટલી જરૂર છે અને તેથી તેઓને કેટલો ફાયદો થાય છે, તે આપણને હવે સારી રીતે સમજ પડે છે.

---

## પ્રકરણ ૬ ઠું.

---

## સેવટના બોલો.

---

### રૂહોના ફોટોગ્રાફ અને સંદેશાની સત્યતાના પુરાવા.

આ પુસ્તકનો વાંચનાર કુદરતી રીતે સવાલો કરશે કે "ત્યાં રજુ કીધેલા ફોટોગ્રાફો ખરા છે, તેના પુરાવા શું? ત્યાં રજુ કીધેલી રૂહો સાથની વાતચીત ખરી છે, તેના પુરાવા શું? પેલા વિદ્વાને એમ કહ્યું અને પેલા વિદ્વાને એમ અખતરા કીધા તે શું આપણે તપાસ કર્યા વગર ખરા માન્યે?" આ સવાલો વાજબી છે અને તેનો જવાબ નીચે પ્રમાણે આપવાની કોશેષ કરવામાં આવે છે. આ પુસ્તકમાં રૂહોના જે ફોટોગ્રાફો અને વાતચીત રજુ કીધી છે, તે મોટે ભાગે જાણીતો વિદ્વાન જૉન લોબ, એફ. આર. જી. એસ. એફ. આર. હીસ્ટ. એસ. ના પુસ્તક ઉપરથી લીધા છે, માટે પહેલાં એ વિદ્વાનની થોડીક ઓળખ આપવાની જરૂર છે.

જૉન લોબ ૧૮૪૦ માં જનમ્યો હતો. ૧૮૫૮ થી ૧૯૦૪ એટલે ૪૬ વર્ષો સુધી લંડનના અને આજુબાજુના શેહેરોનાં દેવલોમાં ભાષણો આપતો હતો. ૧૯૦૦ ના સાલની થોડોક અગાઉ આત્મીક બાબદોનો

અભ્યાસી અને શોધખોળ કરનારો થયો હતો, અને એ અરસાના છેલ્લાં પાંચ વરશમાં જગેજગ ભાષણો આપવા પચાસ હજાર માઇલોની મુસાફરી કીધી હતી, અને તેનાં ભાષણોમાં હજારો માણસોની ઠઠ મળતી હતી. અમેરીકા અને જોડયા દેશોમાં ભાષણ કરવા સાત હજાર માઇલોની મુસાફરી કીધી હતી. કેટલાંક પત્રોનો અધિપતિ થયો હતો. વેલાતની કેટલીક વેપાર, કેળવણીને લગતી અને બીજી બોર્ડોમાં મોટા ઓધાઓ ભોગવ્યા હતા. વેલાતની મ્યુનીસીપાલીટીમાં પણ અગત્યના ઓધા ભોગવ્યા હતા. વેલાતમાં જૉન લોબની સેવા માટે લૉર્ડ મેયરને હાથે કેટલાક માનપત્ર આપવામાં આવ્યાં હતાં. એવાં બીજા ઘણાંક માનપત્રો વેલાતના ચીફ જડજોને હાથે આપવામાં આવ્યાં હતાં.

જૉન લોબે એક પુસ્તક પ્રગટ કીધું હતું. તે માટે માહારાણી વીકટોરીયાએ ૧૮૭૭ માં વીંડસર કેસલમાં તેને બોલાવ્યો હતો અને મહારાણીએ પોતાની ખાનગી આલબમમાં તેના હાથની સહી લઇ તેને માન આપ્યું હતું.

રૂહની અને આત્મીક બાબદના ખોટા પ્રયોગો કરી જેઓ લોકને ઠગતા હતા, તેઓને જૉન લોબે જાહેરમાં ઉઘાડા પાડયા હતા. જાહેરમાં માન પામેલા આવા એક વિદ્વાન નર તરફના રૂહના ફોટોગ્રાફ અને વાતચીત આ પુસ્તકમાં રજુ કીધાં છે. આ નર (જૉન લોબ) જણાવે છે કે "Upwards of one thousand of the so-called dead have materialised and appeared at circles where I have sat during the past five years."

"I have looked into their faces, received messages from their spirit voice, been amazed at their intimate knowledge of my early life, have felt the touch of their celestial hands."

"હું જે મંડળોમાં છેલ્લા પાંચ વરસ બેસતો હતો, ત્યાં હજાર ઉપર કહેવાતાં મરણ પામેલાંઓએ જડ શરીર ધારણ કરી દેખાવ દીધો હતો."

"મેં તેઓના ચહેરા નેહાળ્યા હતા, તેઓનાં રૂહના અવાજ વડે સંદેશા મેળવ્યા હતા, મારી આગળી જીંદગી વિષેના તેઓનાં જ્ઞાન માટે મને અજાયબી લાગતી હતી, અને તેઓના મિનોઇ હાથો મારા શરીરને લાગતાં મને લાગણી થતી હતી."

રૂહના ફોટોગ્રાફ (Spirit photographs) વિષે જૉન લોબ જણાવે છે "The Spirit-portraits used in this book were nearly all taken, with many others in my possession, by Mr. R. Boursnell, the well-known medium, of 15 Richmond Road, Shepherd's Bush, W., and in broad daylight. I ought to say that they have since been 'made ready' for the printing machine, but the originals can be seen at any time; this will dispose of the allegation of "faked."

"આ પુસ્તકમાં રૂહોનાં જે ચિત્રો રજુ કરવામાં આવ્યાં છે, અને એથી વધુ બીજાં મારી પાસે છે, તે સર્વેના ૧૫ રીચમંડ રોડ, સેફર્ડશના, દબલ્યુ, માં રહેતા જાણીતા રૂહના સાધણ તરીકે કામ કરનાર મી૰ આર. બોર્સનેલે દીવસની રોશનીમાં ફોટોગ્રાફ લીધા હતા. મારે કહેવું જોઇયે કે ત્યાર પછી છાપવાના યંત્ર માટે તેઓને તૈયાર કરવામાં આવ્યા હતા, પણ કોઇ પણ વખતે તેઓની અસલી નકલો દેખાડી શકાશે; આ (ખુલાસા) થી 'ઠગવા' નું તોહમત દુર થઇ શકે છે."

હવે આપણે આવા માન પામેલા જાણીતા વિદ્વાનનું ઉપલું ખરૂં માન્યે કે સર્વે ખોટું માન્યે? અને તેને એક ઠગારા તરીકે કહીયે? એમ ધારો કે તપાસને ખાતર આપણે એવા માન પામેલાં વિદ્વાનનું કહેવું

પણ માન્યે નહીં, તો એમ નથી ઠરતું કે રૂહનો ફોટોગ્રાફ લેવાના અથવા વાતચીત કરવાના પ્રયોગો ખોટા છે, કારણ એ પ્રયોગો એ વિદ્વાન એકલાએ કીધા નથી, પણ એવાજ પ્રયોગો એ વિદ્વાનથી પણ વધુ માન પામેલા વિદ્વાનો જેવા કે સર ઑલીવર લૉડજ, મી૦ વીલ્યમ સ્ટેડ, ઑલફ્રેડ રસલ વોલેસે પણ કીધા છે, તો તેઓને પણ ખોટા માન્યે કે? હવે આ વિદ્વાનોની પણ ટુંકમાં તપાસ કર્યે કે આવા માન પામેલા વિદ્વાનો પણ ખોટું બોલી શકે કે?

વાંચનાર હ્યાં સર ઑલીવર લૉડજની ટુંકમાં ઓળખ આપવામાં આવે છે. હાલની સદીના દુન્યાના જાણીતા શાસ્ત્ર વિદ્યાના પ્રવિણમાંના એક પ્રવિણ સર ઓલીવર લૉડજને સર્વે મંડળોમાં સ્વિકારવામાં આવ્યા છે. એઓની શાસ્ત્ર વિદ્યાની પ્રવિણતાને ખાતરજ "સર" નો એલકાબ આપવામાં આવ્યો છે. એઓ ઉત્તમ સદગુણ ધરાવતા ગ્રહસ્થ છે. એઓની ગ્રહસ્થાઇ ઉપર કોઇ જરા પણ શંકા દેખાડી શકે નહીં. એઓએ પણ રૂહના ફોટોગ્રાફ અને વાતચીતના પ્રયોગો કીધા છે અને તેનાં પરીણામો જાહેર કીધાં છે. હાલમાં સર ઑલીવર લૉડજનો દીકરો ગુજર પામ્યો છે અને તેની સાથે ઘણાંક સંદેશાઓ ચલાવ્યા છે. જે એક મોટા સેંકડો પાણાંના પુસ્તક "રેમોન" માં જાહેર કીધું છે. તો શું આવા માન પામેલા વિદ્વાનના પ્રયોગો પણ ખોટા માનવા અને તે જે કહે છે તે સર્વે ખોટું છે એમ કહેવું વાજબી છે કે? થોડાક વધુ વિદ્વાનોની તપાસ કરીશું. મી૦ વીલ્યમ સ્ટેડ "રીવ્યુ ઓફ રીવ્યુઝ" નામના ચોપાન્યાંના અધિપતી તરીકે અને લોકોની સેવા કરનારા સાચા જાહેર પુરૂશ તરીકે જાણીતા હતા. એઓએ પણ રૂહના ફોટોગ્રાફ અને વાતચીતના પ્રયોગોનાં પરીણામો જાહેરમાં મુકયા છે. આ વિદ્વાનને પણ ખોટો માન્યે કે?

ઑલફ્રેડ રસલ વોલેસ જે પણ એક માન પામેલો મોટો શાસ્ત્ર વિદ્યાનો પ્રવિણ ગણાય છે, તે જણાવે છે કે તેણે પણ તેની ગુજરેલી માતાના રૂહનો ફોટોગ્રાફ લીધો છે.

મરહુમ મી૦ જે. ટ્રેલ. ટેલર "British Journal of Photography" ફોટોગ્રાફીના ચોપાન્યાનો અધિપતી થતો હતો, જેને માર્ચ ૧૮૯૩ માં વેલાતની ફોટોગ્રાફને લગતી મંડળી (London and Provincial Photographic Association) માં "રૂહોના ફોટોગ્રાફો (Spirit Photography) વિષે એક નિબંધ વાંચ્યો હતો જે મી૦ ટેલરનાં મરણ પછી થોડા વખતમાં તા૦ ૨૬ મી માર્ચ ૧૯૦૪ ન British Journal of Photography" નામનાં ચોપાન્યામાં પ્રગ થયો હતો. આ નિબંધમાં મી૦ ટેલરે જે જે રૂહોના ફોટોગ્રાફ લેવાન અખતરા કીધા હતા તે દર્શાવ્યા છે, જે સર્વે હ્યાં દર્શાવવાને પુરતી જગ્ય ન હોવાથી હ્યાં રજુ કરવામાં આવ્યા નથી. રૂહોના ફોટોગ્રાફ પાડી શકાય છે, એમ આ જાણીતા ફોટોગ્રાફરે પણ અખતરા કરી પુરવાર કરી આપ્યુ છે, માટે હવે એ વિષે અમારા વાંચનારની વધુ ખાતરી કરવાની કાંઇ જરૂર રહી નથી.

## રૂહ સાથની વાતચીતની સત્યતાના પુરાવા-વિદ્યાને આધારે.

રૂહ સાથે કેવી રીતે વાતચીત થઇ શકે છે, તે બાબદની તપાસ હવે હાથ ધર્યે. હાલ એમ પણ સાબેત થઇ શકે છે કે આપણા ચોક્કસ વિચારો તથા લાગણી આપણા મિત્ર અથવા ખેશીપર સેંકડો માઇલન તફાવત છતાં, તેવાજ વિચાર તથા લાગણી અણદીઠ રીતે ઉત્પન્ન કરે છે જેને Telepathy નો પ્રયોગ કહે છે. એટલે એક મન બીજાંના મનપ દુરથી પોતાની અસર કરે છે, કે જેમ તાર વગરના હાલના વિજળી સંદેશા એક દેશમાંથી બીજા દેશમાં મોકલવામાં આવે છે.

આવા અખતરાના સત્તાવાર પુરાવા "Reviews of Reviews" નામનાં ચોપાન્યામાં અને બીજે ઠેકાણે આવી ગયા છે. એ પ્રયોગો નીચે પ્રમાણે કરવામાં આવે છે. ધારો કે એક માણસ મુંબઇમાં રહે છે, અને તેનો મિત્ર વેલાતમાં રહે છે. હવે મુંબઇના મિત્રને વેલાતના મિત્રપ

વિચાર શક્તિથી સંદેશો મોકલવો હોય તો, તેને અગાઉથી કાગળ લખી ચોક્કસ દહાડો અને કલાક નક્કી કરવામાં આવે છે, અને તે વખતે પેલો તેનો મિત્ર શાંત પડી રહે છે, જ્યારે મુંબઇમાંથી જેને સંદેશો મોકલવો પડે છે, તે પેલા મિત્રનો ચહેરો મનમાં કલ્પે છે, અને પછી એકાગ્રહ ચિત્તથી પોતાના વિચારો તેની ઉપર ફેંકે છે, જે પેલા મિત્રપર જઈ ચોક્કસ લાગણી અથવા વિચાર ઉત્પન્ન કરે છે. પણ એટલું જાણવું અવશ્યનું છે કે જેમ એ બે મિત્રોની લાગણી એકમેક પર વધુ હોય છે, તોજ આ વિચારોના સંદેશા જલદી સ્વીકારી શકે છે.

**માનસિક સંદેશાના ખરા પ્રયોગો:**—મી૰ સ્ટેડ તે "Review of Reviews" ના અધિપતીએ પોતાની લંડનની ઓફીસમાં માનસિક સંદેશાનો જે અખતરો કીધો હતો, તે વિષે નીચે પ્રમાણે જણાવે છે. કેટલાક જાણીતા માણસોની કમીટી નેમી, જેમાં જાણીતા શાસ્ત્રી ડૉ૰ વૉલેસ પણ હતા. માનસિક સંદેશો નૉટીંગહેમથી લંડન જે ૧૨૫ માઇલનો તફાવત છે, ત્યાં કરવામાં આવ્યો હતો. લંડનમાં એટલે મી૰ સ્ટેડની ઓફીસમાં ડૉ૰ રીચર્ડસન રહયા હતા, જ્યારે નોટીંગહેમમાં મી૰ ફ્રૅન્ક રહયા હતા. મી૰ ફ્રૅન્કે સંદેશા મોકલ્યા હતા, જે ડૉ૰ રીચર્ડસને મનમાં લીધા હતા. સાંજે પાંચ કલાકે બ્રેસ્પતવારે ડૉ૰ રીચર્ડસનપર બારીક તપાસ રાખવામાં આવી હતી. કમીટીને કહેવામાં આવ્યું હતું કે, મનને લગતા ત્રણ સંદેશા પસંદ કરવા. એ ત્રણ સંદેશા "સ્કૉટલંડ" બીજો "૫૬૯" અને ત્રીજો "7-20 P. M." કરી ચુંટી કહાડયા અને ડૉ૰ રીચર્ડસનની જાણ વગર તાર મારફતે મી૰ ફ્રૅન્કપર મોકલી આપ્યા. મી૰ ફ્રૅન્કે પોતાનું ચિત્ત એકાગ્રહ કરી ઉપલા સંદેશા વિચાર શકિતનાં બળથી નૉટીંગહેમથી પોતાના મિત્ર ડૉ૰ રીચર્ડસનપર લંડનમાં મોકલ્યા. ડૉ૰ રીચર્ડસને ૭ ને ૮ કલાકની વચમાં બહુજ શાંત મન રાખ્યું, જેથી તુરત કાંઇ પણ ફરક વગર પેલા ત્રણે સંદેશા પોતાના મનમાં લીધા હતા. આ અખતરો જાણીતા ગૃહસ્થોની દેખરેખ હેઠળ કરવામાં આવ્યો હતો,

અને તેમાં ભાગ લેનાર પણ જાણીતા ગૃહસ્થો હોવાથી, એમાં કાંઇ પણ રીતની ઠગાઈ માલમ પડી હતી નહીં.

આ પુસ્તક લખનારે એક કુટુંબની હાજરીમાં આવા પ્રયોગો કીધા હતા. આવી રીતે એકજ ઘરમાં થોડે તફાવતે એક બાઇ ઉપર તેના સગાએ જણાવેલા ચાર સંદેશા મનથી મોકલ્યા હતા, જેમાં ત્રણ સંદેશા તે ચંચળ અને ઉમંગી બાઇએ લીધા હતા અને એકમાં તેણી નિષ્ફળ નિવડી હતી.

મનના એવા ચમત્કારપરથી આપણે એવાં અનુમાનપર આવ્યે છીયે કે આપણે જ્યારે વિચાર કર્યે છીયે, ત્યારે તે વિચાર એક શકિત અથવા બળ (Force) ના જોરથી બહાર પડે છે, જે હવામાંથી યાને ઇથર નામના અતી સુક્ષ્મ પદાર્થમાંથી પસાર થઇ બીજાંનાં મનપર અસર કરે છે, જે પ્રમાણે "Wireless Telgraphy" તાર વગરના વિજળીક સંદેસા એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય છે તેમ આ પ્રયોગો ઉપરથી પુરવાર થાય છે, કે એક માણસ દુરથી પોતાના મનવડે કાંઇ સંદેસો મોકલવા માંગે છે, અને તેનો મિત્ર પ્રેમથી પોતાનાં મનને શાંત રાખે છે, તો ઝટ તે સદેસો લઇ શકે છે. એજ પ્રમાણે આપણે જાણ્યું તેમ આપણા ગુજર પામેલાં વ્હાલાંઓ આપણી આજુબાજુ રહી આપણી ઉપર સંદેસા મોકલવાની કોશેશ કરે છે પણ આપણે મનને શાંત રાખતા નથી, તેથી તે સંદેસા લઇ શકતા નથી, પણ ઘણી વખતે ઉંઘમાં જ્યારે આપણું મન શાંત રહે છે, ત્યારે આપણા ગુજરેલાં સાથે સમાગમમાં આવ્યે છીયે, અને વાતચીત પણ કરી શકયે છીયે. આ પુસ્તકના લખનારે પણ ઉંઘમાં તેનાં સગાં અને મિત્રોને ભેટી તેઓ સાથે વાતચીત કીધી હતી.

આપણે જાણ્યું તેમ એક મન બીજાંનાં મન ઉપર દુરથી સંદેશા મોકલી શકે છે. જ્યારે બે માણસો શરીરના સંબંધમાં હોવા છતાં શરીરનો ઉપયોગ કર્યા વગર મનથી સંદેશા મોકલાવી શકે, તો પછી એક માણસ

શરીરનાં સંબંધમાં હોય અને બીજું માણસ શરીરનાં સંબંધમાં ન હોય પણ મનનાં ભુવન ઉપર હોય (ગુજરેલાં માફક) તો, તેઓ એકેકનાં મન વડે સંદેશા શું મોકલાવી ન શકે?

આપણે જાણ્યું તેમ મરણ પછી માણસ મનનાં ભુવન ઉપર જાય છે, કારણ શરીરનો નાશ થાય છે પણ મનનો નાશ થતો નથી. આપણે પણ જ્યારે મનનો ઉપયોગ કર્યે છીયે ત્યારે મનનાં ભુવન ઉપર જઇયે છીયે અને ગુજરેલાં પણ મનનાં ભુવન ઉપર હોય છે, તેથી ગુજરેલાંને આપણા મનનાં દરેક સંદેસા પુગે છે પણ આપણામાંના કેટલાકો તેઓના સંદેસા લઇ શકતા નથી કારણ આપણે આપણું મન તે સંદેશા લેવા લાયક રીતે શાંત અને એકાગ્રહ કરી શકતા નથી તેથી તેઓના સંદેસા લઇ શકતા નથી. પણ સર ઑલીવર લૉડજ, જૉન લોબ, વીલયમ સ્ટેટ વિગેરે વિદ્વાનો દિવસો સુધી ચાલુ ગુજરેલાં તરફ મનને શાંત અને એકાગ્રહ કરી તેઓ તરફના સદેશા મેળવવા ફત્તેહમંદ નિવડયા હતા.

જાણીતા વિદ્વાનોએ રૂહ સાથે વાતચીત કરવાનાં મંડળો ઉઘાડયાં છે તેમાં સાતથી નવ અથવા વધુ મરદો અને સ્ત્રીઓનું મંડળ સાથે મળે છે. એક મરદ અને એક સ્ત્રી એકેકનો હાથ પકડી એક કુંદાળાંમાં એક ગોળ ટેબલ આગળ ગોઠવાય છે અને જે ગુજરેલાં સાથે વાત કરવી હોય તેની ઉપર સર્વે એકદીલ અને એક ચિત્તથી મન એકાગ્રહ કરે છે અને તે ગુજરેલાંના રૂહને તેડે છે. આ રીતની કોશેષથી કેટલાંક રૂહો પેલા લોકોના વિચારનાં બળથી તેઓ તરફ ખેંચાઇ આવે છે અને તેઓ સાથે વાતચીત કરે છે. કેટલીક વખતે કેટલાંક રૂહો શરીર ધારણ કરી પોતાને દેખાવ દે છે અને વાતચીત કરે છે. કેટલાંક રૂહો આ મંડળમાં થોડાક વખતમાં આપણા જેવુંજ નકકર શરીર ધારણ કરે છે. આ રીતનું શરીર બનાવવા માટે ત્યાં કુદાળાંમાં બેઠેલાં માણસોના શરીરમાંથી નિકળતાં તત્વો પેલાં રૂહો ચુસી લે છે અને પોતાનું શરીર બનાવે છે, અને પેલાં કુદાળામાં બેઠેલા માણસોનાં શરીરમાંથી તેટલું વજન કમી થયલું માલમ પડે છે.

આ રીતે રૂહો શરીર ધારણ કર્યા પછી પેલાં કુંડાળામાં બેઠેલાં માણસો સાથે આપણે જે પ્રમાણે વાતચીત કરીએ છીએ તે પ્રમાણે વાતચીત કરી શકે છે.

કેટલીક વખતે રૂહો પોતાનો દેખાવ જાહેર કરતા નથી, પણ જીવતા માણસના શરીરમાં દાખલ થઈ તેઓના મન વડે સંદેશા મોકલે છે. જીવતા માણસના હાથોનો ઉપયોગ કરી તેઓ પાસે તરેહવાર લખાણ કરાવે છે.

અમો આશા રાખ્યે છીએ કે રૂહોના ફોટોગ્રાફ અને વાતચીત વિષે ત્યાં વિદ્યાને આધારે જે ખુલાસો આપ્યો છે તે અમારા વાંચનારને ખાત્રીપુર્વક થઈ પડશે અને તેઓની શંકા દુર કરી શકશે.



મી૦ બેહમન સો. જાં. બનાજીનાં લોકોઉપયોગી પુસ્તકો.

# સ્ત્રીનો મદદગાર ફરેસ્તો.

**દરેક કોમની બાનુઓ માટે સંસાર ભોગવવાને તેમજ બચ્ચાં-બાળા ઉછેરવા માટે તેમજ જીંદગી દરમ્યાન દરેક બાબદો માટે ઘણી ઉપયોગી તેમજ કિમતી સલ્લાહ સુચનાથી ભરપુર પુસ્તક, જે દરેક નાની કે મોટી-સંસારમાં પડેલી કે કુમારી-દરેક બાનુએ વાંચવાથી ઘણો ફાયદો હાંસેલ થશે.**

ચિત્રો સાથની સુધારા સાથની આ નવી આવૃતીમાં અનેક બાબદોના ઉમેરા સાથે દરેક ઘરમાં રાખવા લાયક પુસ્તક થયું છે.

કીંમત રૂપ્યા ત્રણ.

"જામે જમશેદ" લખે છે કે; "મી૦ બેહમન સો. જાં. બનાજીએ ગુજરાતી ભાષામાં જે કેટલાંક ઉપયોગી પુસ્તકો રચયાં છે તેમાં આ પુસ્તક-સ્ત્રીને મદદગાર ફીરેસ્તો-આગેવાન જગા લે છે. તેની એકેક પછીની બે આવૃતીઓ તાવળી ખપી જવાથી કોટ પારસી બજારના જાણીતા બુકસેલર મેસર્સ જેહાંગીર બી. કરાણીના છોકરાઓએ હાલમાં તેની ત્રીજી આવૃતી બાહેર પાડી છે. કપડાંનાં સુંદર પાકાં પુઠાંમાં બાંધેલું લગભગ પાંચસો સફાનું એક હેંડસમ વોલ્યુમ છે. દરેક કુટુંબમાં રાખવા લાયકનું આ પુસ્તક એક નાની ઉછરતી છોકરીથી તે ઉમરે પુગેલી પાકટ વયની સ્ત્રીઓ સુધાં સઘળી બાનુઓને એકસરખું ઉપયોગી થઇ પડે તેવું છે. સઉથી પહેલાં આ દુનયામાં સ્ત્રી જાતીની ઉત્પતી કેમ થઇ અને શા કારણે થઇ તે વીશે દુનયાના જુદા જુદા ધર્મોએ તેમજ ફીલસુફોએ કરેલા ખોલાસા સમજાવ્યા છે. શરૂઆતનાં એ પ્રકરણ પછી પુસ્તકના બાકીના આખા ભાગમાં સ્ત્રીઓને લગતી સંખ્યાબંધ બાબદો વીશે કીમતી જ્ઞાન આપનારૂં વીવેચન કરયું છે. જુવાનીનો વખત તેમજ

અદરાયા પછીનો વખત કેમ ગુજારવો અને લગનનું વચન આપતી વખતે શું સંભાળ રાખવી, તે વીશે જાહેર કરેલા વીચારો જાણવાજોગ છે. લગન પછી હમેલદાર હાલતમાં શું સંભાળ રાખવી, વેદના વગર બાળકને કેમ જન્મ આપી શકાય અને બાળકને જન્મ પછી તંનદરોસ્ત હાલતમાં કેમ ઉધારવું તેને લગતી ઉપયોગી સુચનાઓ આપી છે. ત્યાર બાદ સ્ત્રીનાં શરીરની રચના સમજાવી ખુબસુરતી કેમ મેળવવી અને કેમ જાળવી રાખવી તે વીશે વીવેચન કરયું છે. સારી તંનદરોસ્તી ભોગવવા માટે કેવો ખોરાક લેવો, કેવો પોશાક પહેરવો અને શું કસરતો લેવી તે વીશે આગળ ચાલતાં ઉપયોગી સુચનાઓ કરી છે. પણ એ પુસ્તકનો સઉથી અગત્યનો ભાગ તો હજી આગળ આવે છે. બીમારની માવજત માટે તેમજ કાંઇ અકસ્માત યા હોનારત વખતે ડાકટર આવી પુગે તે અગાઉ લેવાના સહેલા સાદા તાત્કાળીક ઉપાયો સુચવવા પાછળ એ પુસ્તકનાં કેટલાંક પ્રકરણો રોકયાં છે અને હીસટીરીયા જેવાં સ્ત્રી જાતીને બરનાં કેટલાંક દરદો કેમ અટકાવવાં તેના ઉપાયો સુચવયા છે. ટુંકમાં એક વારતાનું પુસ્તક એક વાર વાંચીને બાજુએ મેલી દેવામાં આવે તેવું આ પુસ્તક નથી. એ વાંચવાનું નહીં પણ ફરી ફરીથી વાંચીને અભ્યાસ કરવા લાયકનું છે. તેના અભ્યાસથી જે જ્ઞાન મળે તે સંસાર ચલાવતાં અચબુચ કોઇબી વખતે–અણીની ધાંકે–કીમતી આશીરવાદ જેવું થઇ પડે તેમ છે અને તેથીજ આ પુસ્તકને આપેલું "સ્ત્રીના મદદગાર ફીરેસ્તા" નું નામ તદન બંધબેસતું છે. નાની છોકરીઓને યા ઉમરે પુગેલાં બાનુઓને પતેતી યા બીજા કોઇબી શુભ અવસરે એકાદ નાની અને સસ્તી પણ ઉપયોગી ભેટ આપવી હોય તો તે માટે ફકત ત્રણ રૂપીઆની કીમતનું આ પુસ્તક તદન બંધબેસતું છે. હાલ તેની ત્રીજી આવૃતી કહાડવામાં આવી છે, તેજ તેનાં ઉપયોગીપણાંનો મજબુત પુરાવો છે."

**સાંકળીયું.—પ્રકરણ ૧ લું. સ્ત્રી**—સ્ત્રીની ઉત્પતિ–ખ્રિસ્તી અને હિંદુ ધર્મનું અને વિદ્વાનોનું મત–"નારી જાતિ તમામ જગતની ઉત્પતિનું

મુળ છે." એ વિષે ફીલસુફી ભરેલું Mrs Swiney નું લખાણ; સ્ત્રી અને મરદનો સંબંધ–સ્ત્રીનું રાજ્ય: સાહિત્ય, હુન્નર, ખુદરતમાં, વિગેરે; સ્ત્રી જાતિએ દેખાડેલા ઉમદા સદગુણો અને શકિતઓ; જરથોસ્તી ધર્મમાં જણાવેલો સ્ત્રીનો બુલંદ દરજ્જો; હિંદની સ્ત્રીઓની હાલની સ્થિતિ–હાલની પારસી સ્ત્રીની હાલત; સ્ત્રીની કેળવણી કેવી છે અને કેવી હોવી જોઇયે? **(૨) કુમારીકા**—જુવાની કેમ ગુજારવી; એક કીમતી વખત; તન અને મનની કેળવણી; ખોરાકની અસરો; બદ જુસ્સાપર કાબુ; પોષાક; જુવાની અને પ્યાર; એક ફસેલી સ્ત્રીની કહાણી; છાળકાં મગજના જુવાન્યા માટે ચેતવણી. **(૩) પરણેતર**—લગ્ન અને કુદરતનો કાયદો; લગ્ન કરવાના વિચારની ઉત્પતિ અને તેનું પ્રગટીકરણ; બાળ લગ્નમાં સમાયલા જોખમો; એકથી વધુ એકી વખતે બાયડી કરવામાં સમાયલા જોખમો. **અદરાવું**—અદરાયા પહેલાંનો વખત કેમ ગુજારવો; જરથોસ્તી ધર્મમાં જણાવેલા ભરથારના સદગુણો; પ્યારમાં પડતી વખતની સાવચેતી અને ખરા ખોટા પ્યારની પીછાણ; લગ્નનું વચન આપતી વખતે રાખવી જોઇતી સંભાળ; Dr. Johnson અને Fuller નું મત; અદરાયા પછીનો વખત કેમ ગુજારવો; લગ્નની વીંટી પહેરવાના રીવાજની ફિલસુફી. લગ્ન—ભરથાર અને મહોરદાર વચ્ચેનો પ્યાર; લગ્ન વિષે જાણીતા કવિ અને વિદ્વાનો: S. Smith Kelvdwell, W. Secker, T Moore Middleton નાં મતો; સદગુણી મહોરદાર વિષે Jeremy Taylor નું લખાણ; કવિરાજ Shakespeare એક સ્ત્રી ભરથારના દરજ્જા વિષે નેક અસરો; Dr. Franklin એ આપેલો એક દાખલો; દુ:ખની વખતે મહોરદાર કેવી હોવી જોઇયે? Washington Irving એ આપેલી ખરી બનેલી વાર્તા. ઘર ધણીઆણી; ઘર ધણીઆણીની ફરજ અને તેને ધ્યાનમાં રાખવા જોઇતા દસ કાનુનો. **(૪) હમેલવાળી સ્ત્રીને જ્ઞાન**—પરણેલી જીંદગીમાં રાખવી જોઇતી પવિત્રાઇ; હમેલવાળી સ્ત્રીની પવિત્રાઇથી પોતાપર અને પેટમાંના છોકરાંપર થતી નેક અસરો (મીસીસ ચેન્ડલરનું મત); Rev. Charles Kingsley નો જન્મ: છોકરાં વગરની જીંદગી ગુજારનાર

સ્ત્રીને બોધ: જરા પણ દુ:ખ વગર જન્મ આપવાની રીત (એ વિષે ડાકટરોનાં મતો અને દાખલા), ગર્ભસ્થાનમાં બચ્ચાંના શરીરનું બંધારણ અને વધવું; હમેલવાળી સ્ત્રીની બિમારીની માવજત; ચાલુ ઓકારી, કબજીયાત વિગેરેના ઉપાયો: હમેલવાળી સ્ત્રીનો ખોરાક; હમેલવાળીની સ્ત્રીની ચામડીનું ખેંચાણ; માંથાનો દુખાવો: અધુરે મહિને છોકરાંનું તુટી પડવું: દસ કારણો, ચીનહો, તુરતના ઈલાજો: હમેલવાળી સ્ત્રીની તંદુરસ્તી જાળવવાના ઉપાયો (ડાક્ટર Alice B. Stockham, M. D નું લખાણ); હમેલવાળી સ્ત્રીને જોઇતી અંગકસરત; જન્મ આપવા વિષે; સુવાવડખાનામાં જન્મ આપવાના ફાયદા; હમેલવાળી સ્ત્રીએ જન્મ આપવા પહેલાંની ગોઠવણો; જન્મ આપતી વખતનો દુખાવો: કારણો, ઇલાજો; જોઇતી સાવચેતી; જન્મેલાં બચ્ચાંની માવજત—માતાનું અને જાનવરોનું દુધ; પોષાક; સારવાર, વિગેરે. **(૫) બચ્ચાંનાં દરદોના ઉપાયો**—દાંત ફુંટવા—ખાંસો—ઉપલ્યું—શશણી—કાનમાંથી પરૂ નિકળવું—સઇયદ મુકાવવા; કુદરતી સઇયદ આવવા; ગોવરૂં; ગળાંના ગાંઠ; કબજીયાત; પેટ આવવા; મરડો; ઓકારી; પેટમાં પવન થવો; પેટમાંનો દુખાવો, માંડ નિકળવી; મ્હો આવવું; ફુલ્લા થવા; લોહીનો બગાડો થવો; સંધીવા; સઘળાં દરદોનાં ચીનહો, કારણો અને ઇલાજો.

**પ્રકરણ ૬ ઠું. માતા**—નામાંકિત છોકરાંઓ બનાવવા વિષે; માતા અને છોકરાંનો નિકટ સંબંધ; માતાની લાયકાત (ફિલસુફ Herbert Spencer નું મત); છોકરાંની તનની કેળવણી; ખોરાક અને પોષાક; છોકરાંને નીતિ અને વિવેક શિખવવાની રીત; છોકરાંને કેવી રીતની શિક્ષા ફાયદાકારક છે? Cobbett and Dryden નું મત; છોકરાં પાસે અભ્યાસ કરાવવાની ફાયદાકારક રીત; છોકરાંની મનની વળણ પ્રમાણે કેળવણી આપવાની જરૂર; ગુજરાનના સાંધનની કેળવણી અને નામાંકિત થવાની કેળવણીમાં તફાવત. **છોકરીઓની કેળવણી**—યુનિવરસિટીની ખામી ભરેલી સ્ત્રી કેળવણી; છોકરીઓને શિખવવા લાયક બાબદો; છોકરીને

નામાંકિત થવાને જોઇતું બીજું જ્ઞાન. **( ૭ ) શરીરની રચના—ભેજું;** આંખ; નાક; જીભ; દાંત; કાંન; ગળું; ફેફસાં; હૃદય; હોજરી; કળેજું; તલ્લી; આંતરડાં; ગુરદા; ગર્ભસ્થાન; સ્ત્રીની છાતી; હાડકાં; માંસ; ચામડી; નખ; બાલ; તેઓનો આકાર, બનાવત, કાર્ય અને શકિતઓ. **શરીરના પ્રવાહી પદાર્થો**--લોહી; પીત; વીર્ય; પીસાબ; આંસુ; પરશેવો; તેઓની બનાવત, કાર્ય અને શકિતઓ. **(૮) ખુબસુરતી કેમ મેળવવી—** ખુબસુરતી મેળવવાની ચાલુ રીત; ખુબસુરતી વિષે વિદ્વાનો અને ફિલસુફોનાં મતો; ખુબસુરતીની સામાપર અસર; ખુબસુરતીનું પ્રથકરણ (Analaysis); ખુબસુરતી વિષે કવિઓનું મત; સ્ત્રીઓની ખુબસુરતીના ત્રણ તબક્કા; ચહેરામાં ફેરફાર કરવાના ભેદો; ખુબસુરતીપર મનની અસરો; સદ્‌ગુણો અને સ્વભાવની ખુબસુરતીપર અસર; ખુબસુરતીઃ આત્માની, મનની, શરીરની; ખુબસુરતીનો તંદરોસ્તી સાથનો નિકટ સંબંધ; ખોરાકની ખુબસુરતીપર થતી અસરો; ખુબસુરતીનો ચામડી સાથનો સંબંધ; મનના જુસ્સાની ચામડીપર થતી અસરો. **ચામડી**—ચામડીપર ઠંડી, ગરમી અને હવાની અસર; ચામડીને ખુબસુરત બનાવવાની રીત; ચામડી સાફ રાખવાના ઉપાયો; ચામડીનાં દરદો, કારણો; ઇલાજો; ખીલ; મસા; આંખની આંજણી સમયદના ચાંદા; ધાભાં: કારણો અને ઉપાયો. **ચામડીની કરચલી—** કારણ; ઇલાજ; ચામડી ઝુલી પડવીઃ કારણ, ઇલાજ. **બાલનો ખુબસુરતી** સાથનો સંબંધ: માથાની ચામડીનાં દરદોથી બાલને થતી ઇજા; ઇલાજો. **બાલની સંભાળ**—બાલ રંગવામાં સમાયલો જોખમ; ચહેરાને માફક આવે તેમ બાલ ઓળવાની રીત. **દાંત**—ખુબસુરતીને દાંત સાથનો સંબંધ; દાંતની તંદરોસ્તીપર અસર. **દાંત કોહવાના કારણો,** દાંતને દુધ જેવા સફેદ રાખવાની રીત; બનાવટી દાંત વિષે હકીકત. **ઘાટઘટમ**—શરીરનો ઘાટઘટઘ સુધારવાની રીત; સ્ત્રીનાં શરીરનાં ઘાટઘટમનું પ્રમાણ; શરીરની ઉંચાઇ કેમ મેળવવી? જાડું શરીર થવાનાં કારણો; તેને પટલું કરવાના ઇલાજો; અતિ પટલાં શરીરને ઘટમદાર બનાવવાની રીત; ખુબસુરત ગોળ છાતી ખીલવવાની રીત; પતલી કમર બનાવવાની રીત **હાથ સુંદર**

બનાવવાની રીત; નખ ચળકતા અને સફેદ બનાવવાની રીત; હાથનો પોંચો અને કાંડી શોભાયમાન બનાવવાની રીત. **પગની સંભાળ**—પગનાં દરદો અને ઈલાજો. **પગનો સોજો.** કદરૂપાં નાકને સુધારવાની રીત. કદરૂપા કાનને સુધારવાની રીત. **(૯) તંદરોસ્તી,** ઉંચા પ્રકારની તંદરોસ્તી મેળવવાની રીત; સારી તંદરોસ્તીની તપાસ કેમ કરવી? તંદરોસ્તીનો આધાર: હવા, ખોટી રીતે દમ લેવાથી ઉપજતાં દરદો અને ભયંકર સ્વપ્નાઓ; પાણી: ખોરાક તરીકે, શકિત વધારનાર તરીકે અને દવા તરીકે; મનની શરીર અને તંદરોસ્તીપર થતી અસર; મન કેવી રીતે દુઃખ ઉત્પન્ન કરે છે? મનની અસરોથી દરદો સાજાં કરવાની રીત; ફીકર, ચીંતાથી ઉપજતાં મોત; મનના ભારે જુસ્સાઓથી તંદરોસ્તીનો બગાડ; હસવાથી દરદો સાજાં કરવાની રીત; હમેશાં જુવાનીનો દેખાવ જાળવી રાખવાની રીત. **(૧૦) ખોરાક** ખાવાની જરૂર; વનસ્પતિ અને માંસના ખોરાકની અસરો; ખોરાક શરીરમાં પાચન થવા વિષે: સારી પાચનશકિત રાખવાની રીત; મનની વળણપર થતી ચોકકસ અસરો; ખોરાકનાં તત્વનો કોઠો; ઉંચા પ્રકારની તંદરોસ્તી મેળવવા કેવો ખોરાક ખાવો જોઇયે? સાદા ખોરાકથી થતા ફાયદા; જુદી જુદી પીવાની ચીજોથી તંદરોસ્તીપર થતી અસરો. **ફળફલાદી,** જેવાં કે, કેળાં, ટામેટાં, ફરૂટો, બટાટ, કાંદા, કોબીજ, ખોરાક તથા દવા તરીકે. મનની શકિત વધારવાને કેવો ખોરાક ખાવો જોઇયે? સ્ત્રીઓએ ખોરાકનો અભ્યાસ કરવાની જરૂર. **(૧૧) અંગ કસરતની જરૂર,** શું સ્ત્રી જાતિ કુદરતી રીતે નબળી છે? જુદા જુદા પ્રકારની અંગ કસરતો: ચાલવાની કસરત; બોટનાં હલેસાં મારવાની કસરત; તરવાની કસરત; જાળી બેટની (લૉનટેનીસ Tennis) કસરત; પીંગપૉંગ. **(૧૨) પોષાક,** શરૂઆત; પોષાકના ચાર નીયમો; પટા, ટાઇટ લેસો અને કોરસેટોથી થતાં ભયંકર દરદો; વિદ્વાનોનાં અને ડાકટરોનાં મતો; ઝવેહરાત પહેરવા વિષે. **(૧૩) ગાયણ,** ગાયણની તંદરોસ્તી પર થતી અસરો; ગાયણ શિખવાની સ્ત્રીની ફરજ.

**પ્રકરણ ૧૪ મું. માસિક માંદગી** અથવા દૂર બેસવું. **માસિક માંદગીના** વખતથી સંભાળ: માસિક માંદગીનાં દરદો; અથવા દસ્તાનના મરજો: તેનાં કારણો; ચીન્હો; ઉપાયો; માસિક માંદગીમાં વપરાતી દવાઓ. **(૧૫) બિમારની માવજત,** સ્ત્રીઓની નરસીંગ શિખવાની ફરજ; માંદાની સારવાર કરવાની રીત; દરદીની તપાસ કેમ રાખવી; દરદીનો શ્વાસ; નાડી અને ગરમી ઠંડી તપાસવાની રીત; તંદરોસ્તી સાચવવાના નિયમો: સુઘડાઇ, સફાઇ, ઇત્યાદિ; દરદીનો ઓરડો; બિછાનું હવા; ઉજાસ; સફાઇ; કપડાં અને ખોરાક વિષેની તપાસ; દવા: પીવા તથા ચોપડવાની; જુદી જુદી પોલટીસ કરવાની રીત; ઉડતા રોગની સંભાળ; તેમાં છાંટવાની દવા; "દીસઇનફેકટંટસ." **(૧૬) ડાકટર આવે તે અગાઉના જીવ બચાવવાના ઇલાજો,** એ બાબદો જાણવાની સ્ત્રીઓને જરૂર; અકસ્માતની વખતની સારવાર; **જખમમાંથી લોહીનું વહેવું,** બંધ કરવાની રીત; માંથાની ખોપરીનું જખમી થવું; જખમી ભાગમાંથી લોહી કેમ બંધ કરવું? પગ આગલની નસોનું ફાટવું, નસકોરી ફુટવી; લોહી સાથની ઓકારી; દાઝી જવાનો ઉપાય; જાનવરોનું કરડવું; કુતરા બીલાડાનું કરડવું; સાપના ડંખનો તરતનો ઉપાય; વીંછુ, કાનકચુરા, ભમરા અથવા મધમાખના ડંખના ઉપાય; બેસુદ્ધિના ઉપાય; ઉપસ્યાંના ઉપાયો; લુ લાગવી (Sunstroke) ના ઉપાયો: **ઝેરના ઉપાયો;** દરેક જાતના ઝેરોના ઉપાયોનો કોઠો; ઝેર ખાધેલું પારખવાની રીત; આંખ, નાક, કાનમાં કાંઇ ચીજ ગઇ હોય તે કહાડવાના ઉપાયો; માથે લોહી ચઢવાના (Apoplexy) ના ચિન્હો, અને તુરતના ઉપાયો; ફીફરૂં: ચિન્હો ઉપાયો; બેભાન: દારૂથી, ફીફરાંથી અથવા માથે લોહી ચઢવાથી થાય છે તે પારખવાની રીત; કૉલેરા: ચિન્હો, ઉપાયો; પેટ છુટી જવાં (Diarrhœa); મરડો (Dysentery); અટરસ જવી અથવા ગળાંમાં કાંઇ ચીજ ખુટી બેસવી (Choking); છાતી બેસી જવી અથવા દમ બંધ થઇ ગયો હોય તે ચાલુ કરવાની રીત Artificial Respiration: હાડકાંનું ભાંગવું Fracture; ઉતરી પડેલાં અને ભાંગેલાં હાડકાં કેમ સમારવાં? **(૧૭) સ્ત્રીઓનાં દરદો,** તેઓને

અટકાવવાની રીતઃ—હીસતીરીયાઃ કારણોઃ ચીન્હોઃ; ઉપાયો. ભેજાંના દરદો ઘેલાપણું મગજનું નબળું પડી જવું; ધખારાઃ ગમગીની (Melancholia); કારણો; ચીનહો; અને ઇલાજો; ખહીઃ કારણો, ચિન્હો, ઉપાયો; લોહીના બગાડાથી થતાં દરદો. **(૧૮) સ્ત્રી બોધ**, સ્ત્રીઓની નબળાઇ અને ખામી; વિદ્વાનોનાં મતો અને નુકતેચીનોઃ સ્ત્રીઓના વહેમો; રીવાજો; રીતભાત. **(૧૯) નામાંકિત સ્ત્રી કેમ થવું? એ વિષે જરૂરતું જ્ઞાન?**

**નામાંકિત બાનુઓનાં જન્મ ચરિત્રો—યુરોપની નામાંકિત બાનુઓ**—મહારાણી વિકટોરિયાઃ મેડમે બ્લાવાટસ્કી (પેગમ્બરીનો દરજ્જો ભોગવતાં બાનુ): મીસીસ એની બીસાંટ (સત્યતાનાં પુજારી અને પરદુઃખ-ભંજક બાનુ); શાલોંટ કોરડે (પરદુઃખભંજનને માટે પોતાનો જાન આપનાર બાનુ) રશિયાની કેથેરાઇન (કેદ થવાનું વચન પાળનાર બાનુ).—**હિંદનાં નામાંકિત નારીઓ**—રાણી અહલ્યબાઇ હોલકરીન (દેવી તરીકે પુજાતી રાણી); ચાંદબીબી અને કર્મદેવી, (હિંદના લડાઇનાં મેદાનમાં વખણાયલાં બાનુઓ)—**નામાંકિત પારસી બાનુઓ**—બાઇજી સાહેબ જરબાઇ નવરોજી વાડિયાઃ બાઇ સાહેબ દીનબાઇ નશરવાનજી પીટીટ (સખાવતનાં રાણી); લેડી શાકરબાઇ દીનશાહ પીટીટ; લેડી આવાંબાઇ જમશેદજી જીજીભાઇ; સારનાં પીરોજબાઇ; મોટલાંબાઇ માણેકજી વાડીયા; સુનાબાઇ ન. રૂ. બનાજી.—**કુલ્લે ૫૦૦ પાણાંનો દળદાર ગ્રંથ.**

---

**સંસારમાં પડેલા તેમજ હવે પછી સંસારમાં દાખલ થનાર નર-નારી દરેકે આ કિમતી પુસ્તકનો અભ્યાસ કરવાની ખાસ ભલામણ છે.**

**એક મહાન શોધ**

# મરજી પ્રમાણેનાં બાળકો.

છોકરો કે છોકરી ખુબસુરત, તંદરોસ્ત અને બુદ્ધિમાન બાળક પેદા કરવાની વિદ્યા.—**કીંમત રૂપ્યા બે.**

કર્તા—**મી૦ બેહમન સોરાબજી જહાંગીર બનાજી.**

**પ્રકરણ ૧ લું.**—સર્વથી શ્રેષ્ટ શોધ; **(૨) બચ્ચાંમાં ઓલાદથી ઉતરતા ગુણો**—(Heredity)—પાંચમી છઠ્ઠી પેહેડી પછી નિકળી આવતા ઓલાદના ગુણો; **(૩) બચ્ચાંની** ઉત્પતિ—પુરૂષ અને સ્ત્રી વિર્યનું વર્ણનઃ—બચ્ચાંને માટેનું બીજઃ—જુદે જુદે મહિને બચ્ચાંના ઉત્પન્ન થતા જુદા જુદા અવયવો; બચ્ચાંના પેટમાં પોપણ કેમ મળે છે અને વધ કેમ થાય છે તેની સમજણ: **(૪) બચ્ચાંનાં શરીરના તત્વો અને ઓલાદથી ઉતરતી ખાસિયતો ગર્ભમાં કેમ સમાય છે**—બચ્ચાંની ઉત્પત્તી થવાનું કારણ શું? ગર્ભના જુદા તત્વો કેમ કાર્ય કરે છે? બીજમાંથી બચ્ચાંનો ઘાટઘટમ અને અવયવો કેમ પેદા થાય છે તેની સમજણ; **(૫) મનની ગર્ભપર અને બચ્ચાંનાં બંધારણપર થતી અસરો. કાળાં માબાપ છતાં સફેદ રંગનું બચ્ચું મનની અસરથી કેમ પેદા કરી શકાય?** (ખરા બનેલા દાખલાઓ) માબાપ કરતાં છોકરાંમાં જુદોજ રંગ કેમ ઉત્પન્ન થાય છે? મનની અસરથી બચ્ચાંનો સફેદ રંગ પેદા કરવાની રીત; **(૬) ખુબસુરત બચ્ચાં કેમ પેદા કરવાં?**—પ્યારથી પેદા થતાં ઉત્તમ બાળકોઃ—પ્યારનું રહેઠાણ—

પ્યાર કેમ ઉત્પન્ન થાય છે?—પ્યારની શકિત શાની બનેલી છે? પ્યારથીજ માબાપનું શરીર બચ્ચાંમાં ઉતરે છે, પ્યાર ઉત્તમ મન શકિત ધરાવતું બચ્ચું પેદા કરે છે—ખરો પ્યાર તેમજ હવસની પેટમાંનાં બચ્ચાં પર થતી અસરો; **(૭) માબાપનાં મનની જુદી જુદી સ્થિતિની બચ્ચાંની ઉત્પતિ પર થતી તેવીજ અસરો**—માતાની ગમગીનીથી બચ્ચાંનાં માથામાં પાણી ભરાવવાનું દરદ થાય છે—કેટલીક માતાનાં બચ્ચાં જીવતાં નથી તેનું કારણ, હાલમાં આપઘાત વધે છે તેનું કારણ—બાપની ચોકકસ વખતે મનની ખરાબ સ્થિતિથી બચ્ચાંની ઉત્પતિ પર કેવી ખરાબ અસર કરે છે;—બાપની જુદી જુદી મનશકિત ઉશ્કેરાયલી હોય તો તે બચ્ચાંમાં પણ માલમ પડે છે તેના દાખલાઓ;—સુથાર લુહારને ત્યાં વિદ્વાન બાળકો કેમ પેદા થાય છે તેની સમજણ; **(૮) હમેલવાળી સ્ત્રીનાં શરીર અને મનની બચ્ચાંપર અસરો**—હમેલવાળી સ્ત્રી મરજી પ્રમાણેનું બુદ્ધિમાન બાળક પેદા કરી શકે છે. (દાખલા સાથે);—આપણા મહાન નરો માતાની હમેલ વખતની ઉંચ મનની સ્થિતિથી પેદા થયા હતા. (દાખલા સાથે); ગર્ભવાળી સ્ત્રીની મનની અસર બચ્ચાં પર કેમ થાય છે તેની સમજણ—મનની ઉપર જ્ઞાનતંતુથી કેમ અસર થાય છે? હમેલવાળી સ્ત્રીએ પેટમાંના બચ્ચાંને મરજી પ્રમાણે ખુબસુરત, તંદરોસ્ત અને બુદ્ધિમાન બનાવવાની થોડીક સુચના. બચ્ચાંની તંદરોસ્તીને માટે હમેલવાળી સ્ત્રીએ શું કરવું જોઇએ?—બચ્ચાંની ખુબસુરતીને માટે મન પર મજબુત છાપ પાડવાની રીત;—શરીરના કેટલાક ભાગો બચ્ચાંમાં કદરૂપા બને છે તેનાં અનેક કારણો—હમેલવાળી સ્ત્રીએ બુદ્ધિમાન બાળકો પેદા કરવા માટે કેટલીક સુચનાઓ.

**પ્રકરણ ૯ મું.—મનુષ્યનાં શરીરનો જીવન-રક્ષક પદાર્થ—તેની થતી બરબાદી-ઓલાદની પડતી-અને ભયંકર દરદોની ઉત્પતિ**—મરદનું વિર્ય (Semen), તેનું બંધારણ—સ્ત્રીનું વિર્ય (Mucus) તેનું બંધારણ. છોકરા-છોકરીઓ અને પરણેલાંઓ આ વિર્યની બરબાદી

કરે છે? તેથી કયાં ભયંકર દરદો થાય છે—લકવો, નાસુર (કૅનસર), ગળું સુકાવું, ફેફસાંમાંથી લોહી પડવું, સંધીવા (રૂમેટીઝમ), એપેન્ડીસાઈટીસ, બરડો અકડી જવો, યાદદાસ્ત શકિતનું કમી થવું, ભેજાંનું નબળું પડવું, આંખનું નબળું પડવું, આંધળું થવું, આ સર્વે દરદો કેટલે દરજ્જે વિર્યની બરબાદીથી થાય છે તેની સમજણ; વિર્યનાં રક્ષણથી મોટા સાધુ સન્યાસીઓ, શોધકો અને ફિલસુફો કેમ થાય છે તેની સમજણ—આ જીવન-રક્ષક પદાર્થને શરીરમાં કેમ સાચવવો અને તેની બરબાદી કેમ અટકાવવી તેના ઉપાયો; **(૧૦) બચ્ચાંની ઉત્પતિમાં કોણ બળવાન; માતા કે પિતા?**—બચ્ચાંની મન અને તનની ચોકસ શકિતઓ માતાથી અને ચોકસ પિતાથી મળે છે તેની સમજણ; **(૧૧) છોકરો અથવા છોકરી મરજી પ્રમાણે પેદા કરવાની કેટલીક શોધો**—હજારો વર્ષના અગાઉનાં હીંદુશાસ્ત્રોમાં તેમજ અગાઉના વિદ્વાનોથી આજ સુધીમાં એ વિષયની જે શોધો થઇ છે તેનો સારાંશ-બચ્ચાંની જાતી કેમ, કયારે, અને કોણથી પેદા થાય છે, તેની સમજણ—છોકરો અથવા છોકરી મરજી પ્રમાણે પેદા કરવા ડાકટરોએ કીધેલા ફત્તેહમંદ પ્રયોગો—તે અજમાવવાની રીતો—હમેલવાળી સ્ત્રી છોકરો જણશે કે છોકરી તે અગાઉથી પારખવાની રીત; **(૧૨) બુદ્ધિશાળી (Genius) બાળક પેદા કરવાના નિયમો**—બુદ્ધિશાળી બાળક પેદા કરવા માબાપે કેવી લાયકાત ધરાવવી જોઇએ, કયા નિયમો પાળવા જોઇયે, પોતાની ખોડ ખાંપણ અને માઠી આદત સુધારવા માટે અગત્યની સુચના. બુદ્ધિશાળી બાળક કોણને કહેવું? જુદી જુદી બાબદોમાં બાળકને બુદ્ધિશાળી બનાવવા માટે સુચના; **(૧૩) ઉતમ બાળકના જન્મને માટે કયો વખત અને કઇ રીતે ગર્ભ ધારણ (Conception) થવો જોઇયે**—ઉત્તમ બાળક પેદા કરવા કયો મહિનો અને મોસમ પસંદ કરશો? ઉત્તમ બાળકો માટે કયો દિવસ અને કયા વખતે સંગત કરવી ફાયદાકારક છે? **(૧૪) વાંઝિયાપણું અને નિર્બળતા, તેનાં કારણો અને ઉપાયો**—વારંવારની હવસી સંગતોથી થતું વાંઝિયાપણું અને નામર્દી, તેના ઉપાયો—ગર્ભસ્થાનનું પોતાની જગા ઉપરથી ખસી જવાથી થતાં

વાંઝિયાપણું અને તેના ઉપાયો—ગર્ભસ્થાનું મ્હો સહુરા બાજુ ઢળી જવું, તેનાં કારણો અને ઉપાયો—ગર્ભસ્થાનમાંથી સફેદ ધાત (Leucorrhœa) નું વહેવું, તેનાં કારણો અને ઉપાયો—ઉપાય ન થઇ શકે તેવા વાંઝિયાપણાંનાં કારણો, બાળક પેદા કરવાની મરદની નિર્બળતા (Impotency) તેનાં કારણો અને ઉપાયો; **(૧૫) ભવિષ્યના માબાપને છેલ્લા બે બોલ.**

**વધારો:**—માનવીની શરીર રચણા–બે ચિત્રો સાથે; છાતીના અને પેટના અંતર અવયવો, ચિત્રો સાથે; ગર્ભસ્થાન જગ્યાથી ખસી જાય તે માટે કુદરતી ઉપાયો, બે ચિત્રો સાથે; એક નાજુક કમ્મર–ટાઇટ લેસની મહોંકાણ–ચાર ચિત્રો સાથે; સાંકડાં બુટ અને તેથી થતી ખરાબી–ત્રણ ચિત્રો સાથે.

**મહાન નરો**—તેઓનાં ચિત્ર અને ચારીત્રની અગત્ય જોગ નોંધ–વિલ્યમ ઇવર્ટ ગ્લૅડસ્ટન–ચિત્ર સાથે; હિન્દના દાદા–મરહુમ દાદાભાઇ નવરોજી–ચિત્ર સાથે; મરહુમ જમશેદજી નસરવાનજી તાતા–ચિત્ર સાથે; મરહુમ ફીરોજશાહ મે. મેહેતા–ચિત્ર સાથે; મરહુમ સર જમશેદજી જીજીભાઇ પહેલા બારોનેટ–ચિત્ર સાથે; મહાન લડવૈયો–નેપોલ્યન બોનાપાર્ટ–ચિત્ર સાથે.

---

# દીકરાને બાપની ખાનગી સલાહ.

**(સુધારા વધારા સાથની આવૃતિ ત્રીજી.) કીંમત રૂપીયો એક.**

લખનાર—**બેહમન સોરાબજી બનાજી.**

**સાંકળીયું.—દીબાચો:–માબાપને ચેતવણી; પ્રકરણ ૧ લું:–છોકરાઓને અમુલ્ય સલાહ; (૨) શરીરનો જીવન-રક્ષક પદાર્થ** (Vital Force) વીર્ય (semen); વીર્ય સાચવવાથી માણસ જોરાવર અને બુદ્ધિશાળી થાય છે; **(૩) સ્વબિગાડ (Self-Pollution);**

સ્વબિગાડ એટલે શું ? આ બદીની શરીર ઉપર અસર: **વીર્યની બરબાદીથી થતાં દરદો;** ભેજું નબળું પડવું; યાદદાસ્ત શકિતનું કમી થવું; ફેફસાં માંથી લોહી પડવું—નજળો (રૂમેટીઝમ) અવાજનું બગડવું. એપેન્ડીસાઇટીસ; બરડો અકડી જવો—આંખ નબળી પડવી; પાચન શકિત બગડવી—મોહ વાસ મારવું; મોહ ઉપર ખીલ—સ્વપ્ના મારફતે ધાત જવી; બરડાનો કાંઠો નબળો પડવો—હૃદયનું દરદ; ખહીનો રોગ—પીસાબનો અવયવ નબળો પડવો; બુરા વિચારોથી શરીરમાં થતો બિગાડો; હવસી વિચારો અને જુસ્સાઓ લોહી અને વિર્યનો બીગાડો કરે છે; બદ જુસ્સાથી લોહીમાં થતો બિગાડો; સ્વપ્ના મારફતે જતી ધાત; બીજાઓમાં બુરી લાગણીનું પેદા થવું; **સ્વબિગાડથી થતાં મનનાં દરદો;** દીવાના થવું, યાદદાસ્ત શકિતનું કમી થવું, મન સ્થિર રહેતું નથી, ચીરડાઉ સ્વભાવ, સહન કરવાની શકિત કમી થવી; આપઘાત કરવો, કુંજરો સ્વભાવ-મનની અપવિત્રતા; શરીર અને મનનું નખોદ વળવું; જુવાનીનું કરમાઇ જવું; નસીબનુ નખ્ખોદ વળવું; **(૪) સ્વબિગાડની બદીના ભોગ થયલા છોકરાઓના દાખલાઓ; (૫) સ્વબિગાડની બુરી ટેવ છોડી દેવાના ઉપાયો; (૬) સ્વબિગાડથી થતાં દુ:ખ દરદો દુર કરવાના ઉપાયો;** ઉંઘમાં જતી ધાતનો અટકાવ; શરીરની નબળાઇ દુર કરવાના ઉપાયો; અંગકસરત, નહાવું-ખોરાક; ઠંડા **પાણીથી દરદ સાજાં કરવાના ઉપાયો; (Cold-Water Cure);** Cold, Hip, Sitz, Foot, Baths Packing, Wet Girdle; **(૭) જાતિ સંબંધી વહેવાર;** જાતિની ઉત્પતિનો ભેદ; બદવહેવાર, બદવહેવાર ગર્ભનો અટકાવ કરીને; જાતિ સંબંધી બદી કેમ ઉત્પન્ન થાય છે! બદલાગણી ઉપર કાબુ મેળવવાની રીત; કાન, આંખ વિચાર ઉપર કાબુ; **(૮) વેશ્યા સ્ત્રી સાથનો બદવહેવાર (Prostitution);** વેશ્યા સ્ત્રીનું ઝેહેરી શરીર; આજાર અથવા પરમાનું દરદ,—જીવતું દોજખ; સંધીવા, હાડકાંના સડાઓ; ભેજાં અને પીસાબનાં દરદો, વાંઝીયાપણું; ચેપીરોગ (Syphilis) ની સંસાર મંડળ ઉપર ભયંકર અસરો; બાયડી છોકરાંઓને ચેપો; બાળકોનાં દરદો

અને મરણો; **(૯) જાતિ સંબંધી પવિત્રાઇ (Sexual Purity);** શરીરની પવિત્રતા; મનની પવિત્રતા; બંદગીના બળથી એક જુવાનની દુરગુણ ઉપર ફત્તેહ;, બદીના સખત હુમલા સામે ફત્તેહમંદ નિવડેલો એક જુવાન; બદ લાલચો અને જરથોસ્ત સાહેબનો દાખલો; **(૧૦) પ્યારમાં પડવા વિષેની સાવચેતી;** પ્યારના છુટાંપણાં (free-love) ની બદી વિષે ફિલસુફ લીયો ટૉલ્સટોયનું મત; પ્યાર અને હવસ: લગનનું વચન: અવિચારી લગ્ન, ડૉ○ જોનસનનું મત: બદવહેવારમાં ફસવું; **(૧૧) લગ્નની ફીલસુફી** જીંદગીનો ઘણોજ અગત્યનો બનાવ; લગ્ન અને કુદરતનો કાયદો; ધણી ધણીયાણીના ગુણો; ભરથારના ગુણો; ખરો પ્યાર એ ખુદાઇ આકર્ષણ છે; ધણી ધણિયાણીનો પ્યાર વિષે થોમસ મુરનું મત; **વફાદારી;** શેઠ દાદાભાઇ નવરોજી અને શેઠ ફરામજી કાવસજી બનાજીની ધણિયાણી તરફની વફાદારી; પરણેલી જીંદગીમાં અંકુશ: સુખી પરણેલી જીંદગીમાં માટે ૩૧) નિયમો—સંસારી સંકટો વિષે વિદ્વાન ટયુલરનું મત; **જુદદીન લગ્નની ખરાબી;** જુદદીન લગ્નનો સુખી નિવડતાં નથી તેના કારણો; **(૧૨) સંસાર સુખના નિયમો** (Home Sweet Home); માબાપની સેવા; માતાનો ભોગ: પિતાની જેહમત: ભાઇ બહેનના સદગુણો; ધર્મ વડે સંસારી સ્વર્ગ; અધર્મી સંસાર–જીવતું દોજખ, એક ચિત્ર; **(૧૩) નામાંકિત નર કેમ થઇ શકાય?** મહાન નરોનાં જીવનચરીત્રો; જીંદગીની નેમ. હું શા માટે જીવું છું; એક કવિતા; મહાન જીંદગી માટેના સદગુણો; ખંત, ઉંચ મન શકિત સ્વભોગ, સ્વમાન; હિમ્મત, નૈતિક હિમ્મત; ડહાપણ, ઉમદા ચાલચલણ (Character) જીંદગીનો ફેરો સફળ.

---

# દીકરીને માતાની ખાનગી સલાહ.

**શરી ન જીવન-રક્ષક પદાર્થની બરબાદીથી જુવાનીનું કરમાઇ જવું—ભયંકર દરદોના ભોગ થવું—નસીબનું નખોદ વળવું.**

**(સુધારા વધારા સાથની આવૃત્તિ બીજી.) કીંમત રૂ. ૧-૪-૦.**

સાંકળીયું.-દીબાચો:-માબાપોને ચેતવણી; પ્રકરણ ૧ લું.-**અમૂલ્ય ખાનગી સલાહ; (૨) ખીલતી જુવાની અને જનન અવયવોની સંભાળ; (૩) માસીક માંદગી અથવા અડકાવું;** દસ્તાન થોડું જવું અથવા અટકવું, દસ્તાન પુષ્કળ વહેવું, દસ્તાનના દરદોના ઉપાયો, માસીક માંદગી વખતે શું જતન રાખવી જોઇએ, અડકાવ અથવા દુર બેસવા વિષે જરથોસ્તી ધર્મનું શિક્ષણ, **(૪) સ્ત્રીનો જીવન રક્ષક પદાર્થ; (૫) સ્વબિગાડ** (Self-Pollution), સ્વબિગાડ એટલે શું ? સ્વબિગાડથી થતાં દરદો, માસીક માંદગીના દરદો, સફેદ ધાતનું વહેવું, (Leucorrhoea) હીસતીર્યા, ઘેલાપણું, મોંહપર ખીલ થવા વગેરે, જુવાનીનું કરમાઇ જવું, નસીબનું નખ્ખોદ વળવું, **(૬) સ્વબિગાડની બદીથી પાયમાલ થયલી છોકરીઓના દાખલાઓ; (૭) સ્વ-બિગાડની બુરી ટેવ છોડી દેવાના ઉપાયો; (૮) સ્વબિગાડથી થતાં દુઃખદરદોના ઉપાયો;** ગર્ભસ્થાનમાંથી સફેદ ધાતનું વહેવું, તેના કારણો, ચિન્હો, ઉપાયો, ગર્ભસ્થાનનું પોતાની જગા ઉપરથી ખસી જવું, અથવા બહાર ખેંચાઇ આવવું તેના કારણો, ચિન્હો, ઉપાયો; ગર્ભસ્થાનનું મોંહ સફરા બાજુ ઢળી જવું કારણો, ચિન્હો, ઉપાયો; **હીસતીર્યા**—કારણો, ચિન્હો, ઉપાયો, **ભેજાંના દરદો**—ઘેલાપણું, ધખારા, મગજની નબળાઇ, ગમગીની, ઉપાયો, **કબજીયાત,** ઉપાયો, ડૉકટર ત્રાલના થંડાં પાણીથી દરદો સાજા કરવાના ઉપાયો, (Cold-Water Cure) **પાણી પીવાની** અસરો, **પોશાક;** ટાઇટ બુટની નુકસાનકારક અસરો, પોશાકની ખરી ખુબસુરતી, **(૯) સ્ત્રી જાતીની ઉત્પતીનો ભેદ; સ્ત્રી જાતીની,**

શ્રેષ્ટાઇ (૧૦)—**અશુદ્ધ વહેવાર;** જાતિ સંબંધી પવિત્ર વહેવાર, બદવહેવાર કેમ ઉત્પન્ન થાય છે, બદવહેવારથી પાયમાલ થયલી છોકરીનો બોધકારક દાખલો, બદવહેવાર ગર્ભનો અટકાવ કરીને; વેશ્યા સ્ત્રી. **(૧૧) સ્ત્રીની પાકદામન એજ સ્ત્રીનો ખરો શણગાર અને સત્યજીવન છે;** શરીરની પવિત્રતા, મનની પવિત્રતા, મનની કેળવણી, વિચારો ઉપરનો કાબુ, ખોરાક, **(૧૨) માબાપની સેવા; (૧૩) પ્યારમાં પડવા વિષેની સાવચેતી;** પ્યાર અને હવસ, લગનનું વચન, **(૧૪) લગનની ફીલસુફી;** જીંદગીનો ઘણોજ અગત્યનો બનાવ, લગન અને કુદરતનો કાયદો, ખરો પ્યાર એ ખોદાઇ આકર્ષણ છે, એક મહેરદારના સદગુણો, તારો ભરથાર તે તારો કોણ? **જુદદીન લગન;** જુદદીન લગન સુખી નિવડતાં નથી તેનાં કારણો, **(૧૫) સ્ત્રીઓના પતિવૃતાના સદગુણના જાણવા લાયક દાખલાઓ; (૧૬) પરણેલી જીંદગી માટેના સદગુણો;** પરણેલી જીંદગીમાં રાખવી જોઇતી પવિત્રાઇ, સંસાર સુખ માટેના થોડાક નિયમો, ઘર ધણીયાણીની મુખ્ય ફરજો, મરજી પ્રમાણેનું બાળક, **(૧૭) સ્ત્રીઓની બંદગીની સંસારમાં ચમત્કારીક અસરોના જાણવા લાયક દાખલાઓ.** જીંદગીની નેમ, સેવટના સખુનો.

---

# બંદગીનું બળ

## અને તેના મળેલા જાણવા લાયક જવાબો.

### હાલની શાસ્ત્ર વિદ્યા (*Science*) અને ફીલસુફી સાથે સમજણ.

**આવૃતી ત્રીજી—કિંમત રૂ. એક.**

**સાંકળીયું.**—પ્રકરણ ૧ લું. **બંદગી એટલે શું?**—બંદગીના ખરા અર્થ વિષે વિદ્વાનોનાં મતો—બંદગીના ચાર ભાગોનું વર્ણન. (૨) બંદગી કરવાથી થતા અમૂલ્ય ફાયદાઓ—બંદગીથી આત્મ શકિત ખીલે

છે—બંદગી આપણને પવિત્ર બનાવે છે—બંદગીથી થયલા મહાન નરો—બંદગીથી મળતી દુઃખ અને મુસીબત સહન કરવાની શક્તિ—ઇશ્વરનો આભાર માનવાના ફાયદાઓ—બંદગીથી માગવાથી ફાયદાઓ. (૩) બંદગીના જાણવા લાયક જવાબો—બંદગીનાં બળથી સાજાં કરવામાં આવેલી બીમારી અને દરદો—હુમાયુનને સાજો કરવાની બંદગી—બંદગીથી દરદો સાજાં થાય છે તેની સમજણ. બંદગીનાં બળથી પૈસાની તંગી અને મુફલેસી દુર થાય છે, તેના ખરા બનેલા દાખલાઓ.—બંદગીનાં બળથી પૈસાની મદદ મેળવી એક ગરીબ વિદ્યાર્થી ઉંચા પ્રકારનો તબીબી અભ્યાસ કરવાને શકિતવાન થયો—યકીનની બેંકનો દાખલો. (૪) બંદગીના જવાબ કુદરતી કાયદાને અનુસરીને મળે છે કે ઇશ્વરના મોજેજાથી મળે છે, તેની સમજણ. (૫) બંદગીનું બળ હાલની વિદ્યાઓને આધારે—ફિરેસ્તાઓ, મહાત્માઓ, દેવતાઓ બંદગીના બળથી લોકોનું રક્ષણ કરે કેમ કરે છે?—બંદગીનાં બળથી દુઃખ દરદો સાજાં થાય છે, તેનો માનસિક શાસ્ત્રથી સમજણ—ભલી દુવા અથવા આશિષનું બળ—તેનો આધાર—"હજંધરેમ બએષજનાંમ" ની બંદગીથી તંદરોસ્તી કેમ મેળવી શકાય?—બંદગીના અવાજથી થતો અણદિઠ ફેરફાર—મંત્ર વિદ્યાની સમજણ—મરણ પામેલા માણસપર થતી બંદગીની અસર. (૬) બંદગીનો જવાબ મેળવવાની રીત—બંદગીનો જવાબ ખુદાની મરજી પ્રમાણેનો મળવો જોઇએ—બંદગીનો જવાબ મેળવવા ખંતની જરૂર—બંદગીને માટે ધ્યાન ધરવાની રીત—મનને બંદગીમાં એકાગ્રહ કરવા ઇચ્છા શકિત અને કલ્પના શકિતનો ઉપયોગ કરવાની રીત—બંદગીનું બળ બંદગીના સાર ઉપર મનન કરવાથી વધે છે—બંદગી કરતી વખતે ઇશ્વરને આપણા અંતરમાં શોધવાથી થતો ફાયદો—બંદગીનો જવાબ મેળવવા ઇશ્વરની ખરી ભકિત કેવી હોવી જોઇએ.

---

# ગુપ્ત મનશક્તિની મહાન શોધો,

## જે વડે એક માણસ દુઃખ દરદ, મોત અને નસીબ પર કાબુ રાખી શકે.

**કીંમત ફક્ત બાર આના.**

**સાંકળિયું. પ્રકરણ ૧ લું.**—માનસિક અભ્યાસની જરૂર, દુઃખ દરદો અને મોતની ઉત્પતિ કેમ થઇ? મન એટલે શું અથવા શાનું બનેલું છે? **વિચાર શકિતને લગતી મોટી શોધો.** વિચારશકિત કેમ ઉત્પન્ન થાય છે? વિચારના આકારના ફોટોગ્રાફિક પુરાવા. એક મન બીજાં મન ઉપર દુરથી કેમ અસર કરે છે. (Telepathy) તેનો ફોટોગ્રાફીના પુરાવા. માનસિક સંદેશાના ખરા પ્રયોગો. વિચારશકિત એક બળ છે–તે તપાસવાનો સાંચો. વિચારશકિતની ચપળતા અને ઝડપનું પ્રમાણ. મનનું સ્થળ. મન ભેજાં વગર કામ કરી શકે છે–વિદ્વાનોના પુરાવા. મનનું એક છુપું (Subjective) અને બીજું જાહેર (objective) સ્વરૂપ તેના પુરાવા. છુપાં મન (subjective mind) ની મહાન શોધ. **(૨) છુપાં મનની ભેદી ખાસિયતોની શોધો.** છુપાં મનપર સુચનાશકિત (Suggestion) ની ભેદી અને ચમત્કારિક અસરોની દાખલા દલીલ સાથની તપાસ. છુપું મન શરીરના દરેક ભાગ અને અવયવ ઉપર કેટલો કાબુ ધરાવે છે. તેના હિપ્નોટિઝમના કરવામાં આવેલા પ્રયોગથી પુરાવા. **ઉંઘ**—ઉંઘ આપણા પોતા ઉપરનું હિપનોટિઝમ છે. (auto-hypnotism); ઉંઘમાં દુઃખ દરદો કેમ સાજાં કરવાં, માઠી ટેવો કેમ સુધારવી, અભ્યાસને માટે છુપી મનશકિત કેમ ખિલવવી,–ખોવાયલી ચીજો કેમ શોધવી તે માટે વહેવારૂ સુચના (દાખલા સાથે); મજબુત સુચના શકિતથી મોત અને શરીરમાં ઝહેર કેમ ઉત્પન્ન થાય છે તેના ખરા બનેલા દાખલા. શરીરના દરેક ભાગ અને અવયવ ઉપર મન કેવી બળવાન

અસર કરે છે તેની શારિરક અને માનસિક શાસ્ત્રથી દાખલા સાથે સમજણ. મનના ભારે જુસ્સા તંદરોસ્તી બગાડે છે. એક માતા પોતાની મનશકિતથી પેટમાંના છોકરાં ઉપર ભેદી અસર કરી પોતાની ધારણા પ્રમાણેનું બચ્ચું બનાવી શકે (દાખલા સાથે), મન શરીરમાં દુઃખ દરદ, મોત અને ઝેહેરો કેમ ઉત્પન્ન કરે છે તેની વૈદકશાસ્ત્રના દાખલા દલીલ સાથે સમજણ; લાગણી દરદો કેમ ઉત્પન્ન કરે છે? મનથીજ સઘળાં દુઃખ દરદો ઉત્પન્ન થાય છે અને સાજાં થાય છે. (તબીબોનાં મતો.) (૩) **છુપાં મનનો દુઃખ દરદો સાજાં કરવાનો જાતી ગુણ.** આપણાં મનની અસર આપણી મરજી પ્રમાણે શરીરપર કેમ કરવી યાને શરીરપર કાબુ કેમ મેળવવો તેની સમજણ. હસવાથી અને ખુશાલ સ્વભાવથી દુઃખ દરદ સાજાં કરવાની રીત શ્વાસ ક્રિયાથી તંદરોસ્ત બનવાની રીત. **મોતપર કાબુ મેળવવાની રીત.** મોત વિષે વિદ્વાનોનાં મતો. ઇચ્છાશકિતનાં બળ (will-power) થી મોતમાંથી બચેલાં માણસોના ડાકટરોએ આપેલા દાખલાઓ. ઇચ્છાશકિતનાં બળથી મોત સામે બચાવ કરવાની રીત. **નસીબપર કાબુ મેળવવાની રીત.** નસીબનું બંધારણ ગુપ્ત રીત કેમ થાય છે તેની સમજણ: કલ્પના શકિત (imaginatiom), મનની એકાગ્રહતા (concentration) અને ઇચ્છાશકિત (will-power) એ ત્રણને ખિલવી, નસીબપર કાબુ મેળવવાની રીત. જાતી ભોગ અને પ્યારની નસીબપર અસર. દુરગુણો કાઢી નાખવાની સહેલી રીત. મનની લગતી મહાન શોધોનો ટુંક સારાંશ.

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર,

પારસી બજાર, કોટ, મુંબઇ.

ઇંગ્રેજીમાં પોતાની મેળે વાતચીત કરતાં શીખવતું પુસ્તક.

# ઇંગ્લીશ ટીચર ભાગ ૧ લો અને ૨ જો.

રચનાર—મહુંમ નવરોજી ડોસાભાઇ કાશીનાથ.

શિક્ષકની મદદ વગર પોતાની મેળે ઇંગ્રેજી શિખવા માટે ઉપયોગી અને લોકપ્રીય ગાઇડ, જેની સોલ આવૃતીઓ બાહેર પડી ગઇ છે.

એમાં જુદી જુદી બાબદોનાં ઈંગ્રેજી વાકયો, તેનો ગુજરાતી તરજુમો તથા ઉચ્ચાર તેમજ દરેક વાકયોમાં આવેલા ઈંગ્રેજી શબ્દોના ગુજરાતી અર્થ અને ઉચ્ચાર, વાકયો ગોઠવવાની સેહેલી સમજણ, ચાલુ વપરાસમાં આવતી ચીજોનાં નામો, તાર તથા ઈંગ્રેજીમાં ટુંકી ચીઠીઓ લખવાનો નમુના તેના ગુજરાતી તરજુમા સાથે.

**ઘટાડેલી કીંમત—દરેક ભાગનો રૂ. એક.**

---

# એ કમ્પલીટ ઇઝી લેટર રાઈટર.

ઇંગ્રેજી અને ગુજરાતીમાં કાગળો લખવાની સમજણ આપનારૂં પુસ્તક, જેમાં મિત્રો, સગાંવ્હાલાં, વેપારી પેહેડીઓ, જુદી જુદી કંપનીઓ ઉપર લખવાનાં, રજા લેવાનાં, અરજી કરવાનાં, તેડાં કરવાનાં વિગેરે અગત્યની બાબદોને લગતો પત્ર-વહેવાર તેમજ તારો લખતાં શીખવનારૂં ઈંગ્રેજી અને ગુજરાતી પત્રોના સેંકડો નમુના સાથનું અગત્યનું પુસ્તક.

**ઘટાડેલી કીંમત રૂ. એક.**

---

**જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,**
**પુસ્તક વેચનાર તથા પ્રગટ કરનાર,**
**વોરા બજાર, કોટ, મુંબઇ.**

બાળકો માટે એક ઉત્તમ પુસ્તક.

# ચિત્ર-યુકત મુળાક્ષરો.

બાળકોને વાંચતાં શીખવવાનો પાયો મુળાક્ષરો છે; કેળવણીની શરૂઆત ઘણી નાની ઉમ્મરે થાય છે, માટે રમત સાથે ગ્નાન મેળવવાની શરૂઆત કરવા આ પુસ્તક રજુ કરતાં ભાર મુકી જણાવીશું કે હિંદુસ્તાનની છાપાકળાને જેબ આપે એવાં

## સુંદર રંગીન ચિત્રો સાથનું

આ મુળાક્ષરોનું પુસ્તક એક નાદર પરીણામ રજુ કરે છે.

એમાં દરેક મુળાક્ષરો તેને લાયકનાં ઘણાં ઉત્સાહથી શિખાય તેવાં ચિત્ર સાથે, તેમજ ૧ થી ૧૦ ના આંકડાઓ ચિત્ર સથે આપવા ઉપરાંત ક-કા-કી નાં પદો પણ આપ્યાં છે.

**કીંમત ફકત આના બાર.**

# ચિત્ર-યુકત મુળાક્ષરોનો નકશો.

દિવાલ ઉપર ટાંગી મુળાક્ષરો શિખવવા માટે અને બાળકો ઉપર મુળાક્ષરો અને આંકડાઓનો છાપ બેસાડવા માટે ઘણુંજ ઉપયોગી. ૨૦ ઇંચ × ૩૦ ઇંચનો, કપડાં ઉપર માઉન્ટ કીધેલો, અને રૂલ પટ્ટી જડેલો નકશા-રૂપી ચાર્ટ દરેક ઘરમાં બાળકોનાં ગ્નાન-અને ગમ્મત માટે રહેવો જોઇએ.

**કીંમત રૂપ્યો એક.**

**ઉપલો ચાર્ટ જાડા કાર્ડ ઉપર ટાંગવાની પતી સાથે**
**કીંમત આના આંઠ.**

☞ બાહેરગામવાળા સાહેબોએ નકશા-રૂપીજ મંગાવવો, કાર્ડ પેકીંગમાં ભાંગી જશે.